સ્વ. વૈદ્ય અમૃતલાલ સુંદરજી

# પઢીયારની જીવનકથા



લેખકઃ—

જીવનલાલ કરસનજી ઠાકર

સ્વ. વૈદ્ય અમૃતલાલ સુંદરજી

# પઢીયારની જીવનકથા.

“મેં જે ભોગવ્યું તે હું કમાયો, જે બચાવ્યું તે મેં ખોયું અને મેં જે દાન કર્યું તે મારી પાસે છે.”

‘સ્વ. પઢીયારનો જીવનમંત્ર’

—○—

લેખક અને પ્રકાશકઃ-

**જીવનલાલ કરસનજી ઠાકર**

રહીશ ચોરવાડ (કાઠીઆવાડ)

હાલ ઠે. જમાલપુર, ટોકરશાનીપોળ, અમદાવાદ.

—○—

સં. ૧૯૭૮—ઈ. સ. ૧૯૨૨] [પ્રથમાવૃત્તિ—પ્રત ૧૧૦૦

કિંમત દશ આના.

## આ પુસ્તક મળવાનાં સ્થળો:–

અમદાવાદ–બુકસેલર જીવનલાલ અમરશી મહેતા ઠે. પીરમશારોડ
” ” મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ઠે. ત્રણ દરવાજા
મુંબઇ— ” એન. એમ. ત્રિપાઠીની કું. ઠે. પ્રિન્સેસસ્ટ્રીટ

આ સિવાય લેખક તથા બીજા જાણીતા બુકસેલરો પાસેથી પણ મળશે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

અમદાવાદ–રાયપુર, વાઘેશ્વરીની પોળમાં આવેલા 'જ્ઞાનમન્દિર'
પ્રિન્ટિંગ પ્રેસમાં રા. શંકરરાય અમૃતરાયે છાપ્યું.

## સ્વ. પઢીયાર વિષે ગાંધીજી—

"ભાઇ અમૃતલાલ પઢીયારને હું જેટલે દરજ્જે ઓળખતો હતો, તેના કરતાં અત્રે હાજર થયેલા તમો ભાઇઓ અને બ્હેનો બહુ વધારે જાણતા હતા, એટલે તેમના ગુણોનું કથન કરવામાં હું સભાનો વધુ વખત નહિ લઉં. ફક્ત એક બે સ્મરણો જે મારી નજર આગળ તરી રહેલાં છે તે કહ્યા વગર હું રહી શકતો જ નથી. હું ૧૯૧૫ માં આફ્રિકાથી અત્રે આવી રાજકોટ ગયો ત્યારે મને તેઓ સાથે ઓળખાણ થઈ હતી. તે વખતે હું તેમના બહુ પ્રસંગમાં નહિ આવેલો, પણ પાછળથી કલકત્તામાં મને તેમનો સમાગમ થયો અને રવિન્દ્ર ટાગોરના શાંતિનિકેતનમાં હું તેમના વધારે પ્રસંગમાં આવ્યો. તેમની સાદાઇથી, તેમની રહેણી કરણીથી મારા પોતાના મન ઉપર છાપ પડેલી. તે છાપ જેમ પ્રસંગ વધતો ગયો તેમ મારા મન ઉપર વધારે પડી. સૌ ભાઇઓ અને બ્હેનો જાણો છો કે કેળવણીને લગતા મારા વિચારો આધુનિક પ્રણાલિકાથી ભિન્ન છે. હું હમેશાં એવું માનતો આવેલો છું કે આપણે આપણો પોતાનો જીવનવિકાસ અને બુદ્ધિ તથા મગજની ખીલવણી પશ્ચિમની ભાષાના અભ્યાસ વગર કરી શકીએ તેમ છીએ; તે માટે ભાઈ અમૃતલાલનો સાક્ષાત્ પુરાવો છે. ઉંચામાં ઉંચી ભાવનાઓ અંગ્રેજી શીખીને જ આપણે બતાવી શકીએ છીએ, તેવું કાંઇ નથી. હું જાણું છું કે ભાઈ અમૃતલાલે ઇંગ્રેજી કેળવણી અથવા તો પશ્ચિમની બીજી ભાષાની કેળવણી લીધી નહિ હતી, તે છતાં તેઓ ઉંચામાં ઉંચા ભાવો ગુજરાતી ભાષાદ્વારા પ્રદર્શિત કરી શકયા હતા. તેઓએ વચન અને કાર્યથી સરસ રીતે બતાવી આપ્યું હતું કે, પશ્ચિમની કેળવણી નહિ લઇએ તોપણ સ્વતંત્રતા દેખાડીને રાખી શકાય છે. તેઓ પોતાના વિચારો બેધડક જાહેર કરતા હતા. તેઓએ કદી ઉદ્ધતાઇ અને ઉછાંછળાપણું વાપરેલું મેં જોયું નથી અને વિવેકસર પોતાના વિચારોનું સમર્થન કરેલું છે. સ્રીસંસારને લગતા સુધારા પાછળ તેઓએ અર્પણ કરેલી જીંદગીથી તમો ભાઇઓ અને બ્હેનો વાકેફ છો. તેઓનાં પુસ્તકો મેં બધાં વાંચ્યાં નથી ને તેટલો અવકાશ મને મળ્યો નથી; પણ તેઓનાં પુસ્તકો ખરેખર વાંચવા લાયક છે, એમ હું કહી શકીશ. આફ્રિકામાં પણ તેઓનાં પુસ્તકો હોંસે હોંસે વંચાતાં મેં જોયાં હતાં."

(સમસ્ત ગુજરાતીઓ તરફથી મુંબઇમાં તા. ૫—૮—૧૯૧૯ ને રોજ સ્વ. પઢીયારના માટે દિલગીરી દર્શાવવા મળેલી જાહેર સભામાં મહાત્મા ગાંધીજીએ આપેલ ભાષણમાંથી.)

---

# પ્રસ્તાવના

ભાઈ પઢીયાર સાથેનો મારો સંબંધ તેમની તથા મારી ઉત્તરાવસ્થામાં થયેલો, તેથી તેમના જીવનનો વિકાસ મેં અનુભવેલો નહિ, છતાં પાછળથી સારા સમાગમમાં આવેલો અને તેમનાં સાદી રહેણી અને ઉચ્ચ જીવન ઠીક જોયેલાં. તેમના ગાઢ મિત્રો કવિ ન્હાનાલાલ કે માવજી 'કાકા' અથવા બીજા કોઇએ આ પ્રસ્તાવના લખવાનું કબુલ્યું હત તો તેમને વિશેષ ન્યાય આપી શકાત એમાં તો શક નહિ. હું તેમને ગ્રંથકાર તથા સાધુ પુરૂષ તરીકે જ ઓળખતો થયો. તેમની સાદાઇ અનુકરણીય હતી. આપણા જીવનમાં મહાત્મા ગાંધીજીએ સાદાઈ દાખલ કરી તે પહેલાં ઘણાં વર્ષોથી તેઓ સાદું કાઠિયાવાડી અંગરખું, ધોતીયું, માથે ફેંટો અને પગમાં ચોરવાડી નરમ જોડા સેવતા હતા. તેઓ ઉઘાડે માથે પણ ઘણી વખત જોવામાં આવતા, અને મળતા ત્યારે મોટેથી સચ્ચિદાનંદના ઉચ્ચારથી જ પોતાની ઓળખ આપતા હતા.

તેમની જીંદગીના છેવટના ભાગમાં હિંદુ સમાજના અંત્યજો પ્રત્યેના વર્તન સંબંધે તેમના વિચાર ઘણા મજબુત થયા હતા અને રંગુનમાં મુસાફરી કરતાં અમદાવાદવાળાં શ્રી. સુલોચના બ્હેનની પાસે "અંત્યજ સ્તોત્ર" નો લેખ લખાવ્યો હતો. તેમણે તે લેખ જ્યારે છપાવવા તથા બ્હાર પાડવા મને મોકલ્યો ત્યારે મને તો ખરેખર આશ્ચર્ય થયું હતું કે, "વૈશ્નવોમાં માન પામેલ અને જાદવજી મહારાજની નરનારાયણની મંડળીનો માનીતો પુરૂષ આવો લેખ લખવાની કેમ હિંમત કરે છે!!" રૂબરૂમાં પૂછતાં તેમણે ખુલાસો કર્યો કે, "મારા વિચારો અંત્યજોના સંબંધમાં હવે બહુ મજબુતીથી બદલાયા છે. સેંકડો વર્ષો થયાં આપણે તેમના ઉપર જુલમ તથા અન્યાય કર્યો છે અને તેના આપણે દોષીત છીએ; વધારે વખત હવે તે ચલાવી શકાય જ નહિ. વળી જો મારા આ વિચારપલટા બાબત મારે સહન કરવું પડે, નરનારાયણના મંદિરવાળી મંડળીમાંથી મને દુર કરવામાં આવે, તોપણ હું મારા અંત્યજો સંબંધી વિચારને વળગી રહીશ. તે સંબંધી મેં બહુ બહુ વિચાર કર્યા છે અને છેવટે નિર્ણય ઉપર આવ્યો છું કે તે વિચાર સમાજને ન રૂચતો હોય તોપણ તેને હું ચીવટથી વળગી રહીશ."

સમાજસેવા પ્રત્યે પઢીયારનું ખાસ લક્ષ હતું અને રોગીઓને મફત દવા કરવા રૂપે તે વિકાસ પામ્યું હતું. જીંદગીની શરૂઆતમાં જ્યારે તેમણે પાદરી ડેમીઅન—જેમણે પોતાનું આખું આયુષ્ય આટલાન્ટીક મહાસાગરના એક ટાપુમાં પુરેલાં સેંકડો પતીયાંઓની સેવામાં કાઢ્યું હતું અને છેવટે તેમનું મરણ પણ તેજ રોગથી થયેલું—તેમનું ચરિત્ર વાંચ્યું ત્યારે પઢીયારને પણ તેમનું અનુકરણ કરવાનું મન થઇ ગયેલું, પણ હિંદુ સંસારને હજી આ વાત અપરિચિત હોવાથી તે વિચાર વિચારરૂપે જ રહ્યો. પણ આ ઉપરથી તેમના મનનું વલણ સમજી શકાય છે. રોગપીડિતને ઘેર ઘેર ફરવું, તેમને દવાની પડીકીઓ કે ઉકાળા આપવા અને તેમને નિરોગી બનાવવા એ તેમનો ગ્રંથલેખન કરતાં પણ વધારે પ્રિય વિષય હતો. મારી સાથે અનેક વખત તેઓ અંત્યજોના વાસ જોવા આવતા અને તેમના મેલાં રહેઠાણો જોઇને દયા ખાતા અને કહેતા કે આપણા જ જેવા બલકે તેથી વધારે સુઘડ ઘરોમાં તેમને રાખવાં જોઈએ.

જ્યાં જ્યાં ગુજરાતી ભાષા બોલાય છે તથા વંચાય છે ત્યાં ત્યાં પઢીયારનાં પુસ્તકો તો પ્રિય થઇ રહેવાનાં જ; ખાસ કરીને સ્ત્રીઓ, બાળકોમાં. તેમના પુસ્તકો વાંચકવર્ગના દસ ટકા માટે નહિ, પણ નેવું ટકા માટે લખાયાં હતાં અને તે પ્રમાણે તેનો બ્હોળો ખપ તથા વપરાશ થયો છે અને થશે. "સ્વર્ગના ઇજારદારે" સ્વર્ગ સંબંધી ઘણાં પુસ્તકો લખી પોતાનો ઇજારો સાબીત કરી આપ્યો છે અને સંસારમાંજ સ્વર્ગ છે અથવા ઉતારી શકાય છે, એમ વારંવાર કહી કહીને તે વાત લોકોના મન પર સુંદર રીતે ઠસાવી છે.

"સૌરાષ્ટ્રનો સાધુ" નામના નાના કાવ્યમાં કવિ ન્હાનાલાલે ભાઈ પઢીયારનું ચરિત્ર અચ્છી રીતે વર્ણવ્યું છે અને તે વાંચવા, મનન કરવા, દરેક વાંચકને આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું.

દોહદ, અષાડ વદી ૪<br>
તા. ૧૩, જુલાઇ, ૧૯૨૨

અમૃતલાલ વિ. ઠક્કર

# લેખકના બે બોલ

પૂજ્ય ભાઇશ્રી પઢીયારનો સ્વર્ગવાસ થયો તે અરસામાં તેમનું ટુંકું ચરિત્ર 'વીસમી સદી' માસિકમાં મેં મોકલાવ્યું હતું; અને તે એ માસિકના ઇ. સ. ૧૯૧૯ ના આગષ્ટ મહિનાના અંકમાં છપાયું હતું. પાછળથી આ ચરિત્ર 'સુંદરી સુબોધ' તથા 'ગિરિનારાયણ' ત્રિમાસિકમાં પણ આવ્યું હતું. એ વખતે મારી કલ્પનાએ નહોતી કે મારા પોતાના હાથે સ્વ. પઢીયારનું મોટું જીવનચરિત્ર લખાઇને બહાર પડશે. સ્વ. પઢીયાર જેવા સાધુ પુરૂષની જીવનકથા એમના કોઈ વિશેષ પરિચિત મિત્રને હાથે લખાય તો તે વધારે ઉત્તમ અને સુંદર બને એમ હું માનતો હતો, પણ સ્વ. પઢીયારના સ્વર્ગવાસને આઠ દશ મહિના થયા પછી એમનું મોટું અને સ્વતંત્ર ચરિત્ર લખવાનો સતત્ આગ્રહ સ્વ. પઢીયારના પરમ મિત્રો પૈકી ભાઇશ્રી નરોત્તમદાસ હરચંદ દામાણી તથા ભાઇશ્રી વેણીશંકર વહાલજી પઢીયારે મને કર્યો. એ મિત્રોના દબાણથી મને લાગ્યું કે, સ્વ. પઢીયારના અનહદ ઉપકારોના ઋણ તરીકે મારે હાથે સ્વ. પઢીયારની જીવનકથા લખાય તો તે ખોટું નથી, એટલે મેં તે કામ હાથમાં લીધું અને યથાવકાશે મારાથી જેટલી માહીતિ–વિગતો મેળવી શકાય તેટલી મેળવીને આ જીવનકથા લખી છે. ભાઇશ્રી પઢીયારની ઇચ્છા હતી કે, 'હું જેવો છું તેવો મને જગત્ જાણે' એને માન આપીને પણ આ જીવનકથા લખવામાં આવી છે.

સ્વ. પઢીયાર અને લેખકને મિત્રદાવો તો ખરો જ, પણ ગાઢ પરિચય એ અઢી વર્ષથી વિશેષ નહિ. સં. ૧૯૬૬ માં 'સ્વર્ગની સુંદરીઓ' લખવા નિમિત્તે સ્વ. પઢીયારની ખરેખરી મુલાકાત મને થઇ. એની પહેલાં કુટુંબ, જ્ઞાતિ અને ગામના એક ભક્તજન તરીકે હું એમને પિછાનતો હતો; પણ એમના ગાઢ પરિચયમાં આવેલો નહિ. સં. ૧૯૬૬ નું આખું વર્ષ બિમારીને લીધે હું ચોરવાડમાં રહેલ ત્યારે માહ મહિનામાં એક દિવસ ફરવામાં હું અને તેઓ બંદુરીની પાજે ભેળા થઇ ગયા. હું પણ એકલો હતો અને તેઓ પણ એકલા હતા, તેથી પહેલેજ દિવસે અમને વાતો કરવાની ઠીક તક મળી. આ દિવસ

મારાથી ભૂલાય એવો નથી. તે દિવસે તેમણે મને જે સાંત્વન તન, મનને માટે આપેલ; અને તે પછી પણ મારી બિમારીમાં મારાં તન, મન મજબૂત કરવામાં તેમણે જે ચીવટ બતાવેલ તે યાદી મારાથી જતી કરાય તેમ નથી. આ પછી તો અભ્યાસ પ્રસંગ વધતો ચાલ્યો અને અમે જુના દોસ્તો હોઇએ તેવા થોડા દિવસમાં બની ગયા. પોતાના જીવનની તથા બીજી એવી ઘણીએ સુંદર વાતો તેમણે મારી પાસે આ વખતે કરેલ કે જેમાંથી મને તો જ્ઞાન ને બોધ મળેલ છે; તે વાતોમાંથી પણ જરૂર પડતી વાતોનો ઉપયોગ આ પુસ્તકમાં કરેલ છે.

આ પુસ્તક પુરૂં છપાઇ રહેથી તે વાંચીને તેની પ્રસ્તાવના લખી આપવાની પરમપૂજ્ય મહાત્મા ગાંધીજીને વિનતિ કરતાં તેમણે હા પાડેલી, પણ આ પછી તેઓશ્રીનો જેલનિવાસ થયો એટલે પ્રસ્તાવના બીજા કોઇ સ્વ. પઢીયારના પરિચિત સ્વજન પાસે લખાવવી રહી. આ માટે કવિશ્રી ન્હાનાલાલભાઇને વિનતિ કરવામાં આવી, ત્યારે તેમણે કહ્યું કે, "પઢીયારના જીવન માટે 'સૌરાષ્ટ્રનો સાધુ' હું લખી ચૂક્યો છું, તે તમે આ પુસ્તકમાં લેશો. આથી વિશેષ હું શું લખી આપું?" એટલે પછી સરવંટ ઓફ ઇન્ડીઆ સોસાયટીવાળા પૂજ્યશ્રી અમૃતલાલ ઠક્કરને વિનતિ કરતાં તેમણે ટુંકામાં પ્રસ્તાવના લખી મોકલેલ તે આ પુસ્તકમાં છે. વાચકો તેથી પણ સ્વ. પઢીયારના જીવન વિષે કેટલુંક જાણી શકશે.

સ્વ. પઢીયારના જીવન વિષેની માહીતિઓ તથા તેમણે કરેલા કાર્યની રેખાઓ અને તેમના ગુણદોષ ને સ્વભાવનું વર્ણન આ પુસ્તકમાં વાચકો જોશે, એટલે તે વિષે અહીં વિશેષ લખવા જેવું રહેતું નથી. એમાં જો કંઇ તૂટીઓ રહી ગયેલ જણાય તો તે લખી મોકલવા દરેકને વિનતિ છે. બીજી આવૃત્તિનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે સુધારી લેવાશે.

આ પુસ્તક છપાવવાના કામમાં પૈસાની બધી મદદ સ્વ. પઢીયારના એક પરમ ભક્તે કરી છે તે માટે તેમનો; તથા વખતોવખત સલાહ સુચના આપવા માટે મારા બે પરમમિત્રો ભાઇશ્રી વેણીશંકર વહાલજી પઢીયાર તથા ભાઇશ્રી નરોત્તમદાસ હરચંદનો હું અત્યંત આભારી છું. તેમજ કૃપા કરીને આ પુસ્તકની પ્રસ્તાવના પૂજ્યશ્રી

અમૃતલાલ ઠક્કરે લખી આપી તથા 'સૌરાષ્ટ્રના સાધુ'નું કાવ્ય મૂકવાની રજા કવિશ્રી ન્હાનાલાલભાઈએ આપી અને તે ઉપરાંત પરિશિષ્ટો ૧-૨-૩ માં જે જુદા જુદા લેખકોના લેખો આવ્યા છે તે દરેકનો પણ હું પરમ ઉપકારી છું.

આ પુસ્તકની કિંમત પણ સ્વ. પઢીયારના વિચારને અનુસરી પડતરજ રાખી છે. આશા છે કે તેનો સત્વર ઉઠાવ થઇ જશે.

જમાલપુર, અમદાવાદ
સં. ૧૯૭૮, શ્રાવણ સુદી ૧
તા. ૨૫-૭-૨૨

જીવનલાલ કરસનજી ઠાકર

# અનુક્રમણિકા



## પરિશિષ્ટો



સ્વ. પઢીયાર ચોરવાડના દરિયાકિનારે

[ સ્વ. પઢીયાર એકાંત અને નિર્જન સ્થાનમાં પોતાનાં પુસ્તકો
માટે ટુંક નોંધ લે છે. ]

A2610 Lakshmi Art, Bombay, 8

# સૌરાષ્ટ્રનો સાધુ

રચનાર:—

નહાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

---

સૌરાષ્ટ્રીઓ ! સહુ સુણજો,
સોરઠ સાધુસૂનો થતો જાય છે.
ને એ સાધુયે ગયો
સાન્ત તજી અનન્તમાં,
લીલા તજી અક્ષરમાં.
એ ગયો અવનીમાંથી ઉપર,
જે ચાલ્યે જ જાય છે એમની એમ
જગતની આ ઘટમાળ.

શૃંગાળાં ગિરનારનાં શિખરો
હવે સૂનાં સરિખડાં છે.
એ મુગટોમાં મણિઓ નથી.
ત્હેની પ્રિય ટેકરીઓને ખોળે
તે પોઢ્યો મૃત્યુસમાધિમાં;
ત્હેના પ્રિય સાગરજલમાં
ઠરી ત્હેની દેહભસ્મ.

મ્હારે તો હતી
પંદર વર્ષની પિછાન એ સાધુજનની,
પણ તે પંદર તિથિઓના જેવી.
દિને દિને ઓર ઉઘડતી
એ અમૃતની ચન્દ્રકલા.
પૂર્ણિમા પ્રકાશી એ સુધાકરની,
ને કૃષ્ણપક્ષ બેઠો પછી.

અમે એને બાવાજી કહેતા.
એની ફૂંકથી દુઃખ ફીટતા,

એના ભડકવાથી રોગ મટતા.
સચ્ચિદાનન્દના એના જયધ્વનિ હતા.
ઓમનો શંખનાદ ગજવતો તે આવતો,
ઉમંગ ને ઉત્સાહના પ્યાલા પાતો,
આણેલા અવનવ આદેશ સુણાવતો,
ને સર્વસ્વ મૂકી ભાગતો.
રોક્યો કદી યે રોકાયો નથી
છેલ્લી ઘડી સૂધી તે.
એ તો ભવનો ભાગેડુ હતો.

વડિલે લગ્નનાં મુહૂર્ત લીધાં,
તો જઇ બેઠો ગંગાને કાંઠડે.
કાશીવિશ્વેશ્વરના વિશ્વવિખ્યાત ચોકમાં
ઘાટના સંન્યાસીઓ કનેથી
સંન્યાસની ભાંગ પીધી,
ને ભરી લીધાં અંગોમાં ગંગોદક.
ઘેર પિતાનાં દાઝરથી મૃત્યુ થયાં.
એમ લીધી જીવનભરની
એ બ્રહ્મચારીએ બ્રહ્મચર્યદીક્ષા.

ત્હેના જોબનપૂરને મોહ્યા હતા
મહાજનમ્હોડવી લક્ષ્મીના યે દાસ.
ભામિનીઓથી ભડકેલો તે
અબળાને બલાખાતું ભાખતો,
પણ સૌન્દર્યનો હતો પરમ પૂજારી.
સંસારમાં સ્વર્ગની સુન્દરીઓ
અવતારવાના એના હતા કોડ.
રસિકવર માધવરાયજીનો પ્રતિહાર
હતો તે રસનો ઘાયલ રસિયો.

નિરન્તરનો નિસ્વાદુ તે
ભોજનની કવિતાઓ કલ્પતો;
અજબ વાનીઓનાં કાવ્યો રચતો.

તે વનચર હતો;
વનવનની વનસ્પતિઓમાં
તે ફરતો ને ચરતો,
ને ઉગતી ઔષધિઓ આરોગતો.
એ તો પરિવ્રાજક હતો
અનન્ત આયુષી આર્યાવર્તનો.

તીર્થજલના કો ઘાટ,
શિખર શિખરનાં કો મન્દિર,
ગુફાઓ કે ગિરિમાલાઓ;
એને એકકે અજાણ્યા ન હતા.
કાશ્મીરની કમનીય સરોવરકુંજો,
બદ્રીકેદાર ને અમરનાથના
બરફના રણુપમથાર,
સિન્ધુ બ્રહ્મપુત્રા ને ઇરાવતી,
ગંગા ગોદાવરી કે કાવેરી,
ધનુષ્યકોટી ને સાગરસેતુ,
કાંચનગંગા ને ધવલગિરિ;
તે સર્વેના સનાતનત્વમાં
કરતો હતો પરમ દર્શન
ગુજરાતનો એ પરિવ્રાજક.

એને એકજ મોહ હતો,
એની જન્મભૂમિનો ને 'જી' નો
ચોરવાડની ચારુ વાટિકા કીધી એણે.
અણછતાને છતું કીધું
ગુજરાતની ગૃહકુંજોમાં.

વતનને નામે રડતો તે લોકસભાઓમાં.
એ દેહનો તે આત્મા હતો,
એ પ્રાણુની તે પ્રેરણા હતો.
સદ્ભાવ ને સત્કર્મના આંબા
વાવી ઉછેરેલા હતા ત્યહાં,

તીર્થોના તીર્થ પરિમલ લાખી લાવી
પમરાવી હતી પરાગવન્તી
સૌરાષ્ટ્રના સાગરતીરની ચારુ-વાટિકા.

ઘરઘરમાં ને ઉરઉરમાં ભર્યા હતા
એ પુણ્યધામોનો પુણ્યભાવ.
ને પીધાં હતાં પ્રકૃતિમાતનાં ધાવણ
એ કુદરતના બાલકે યે બહુમૂલાં.
વડાવનનું ગુણગાંભીર્ય,
નાગરવેલની સુકુમારતા,
કદળીવનના સૌન્દર્યસોહાગ,
સહકારમાલાની પરોપકારિતા,
ઝુંડમાંનાં સાહસિક પૃથ્વીપર્યટન,
ચોરવાડને ઘેરી પડેલી
અર્ધચન્દ્રાકાર લીલોતરીની ટેકરીઓનાં
નિરન્તરનાં હરિયાળાં હાસ્ય,
મીઠી વાવોમાં અખૂટ ઝરણ,
એવી હતી ત્હેની યે આત્મવિભૂતિઓ.

મનનો તે હતો મહારાજાધિરાજ,
ભક્તાધીન ભૂધર જેવો
મિત્રોની મૈત્રીનો તે હતો મોળો.
કવિના અખાડાનો
તે પાટજોગી હતો.
માણેકને કહેતો રત્નોમાં રત્નરાણી.

ભક્તિ કર્મ ને જ્ઞાનમૂર્તિ સમોવડું,
ત્હેનું યે હતું ત્રિપુટિમંડલ.
ભજનની કેકાવલિ લલકારતો,
થનગન પ્રભુનૃત્યે નાચતો,
ઉરમાં દેહહિંડોલ ડોલાવતો,
આત્મામાં બ્રહ્મભરતી ઉભરાવતો
એ ખાંખી ભક્તરાજ મોહનદાસજી.

ગરિઓને સાહિત્યજલ પાતો,
કર્મગંગામાં ડૂબકાં ખાતો-તરતો,
તેજસ્થંભ શો ઉજ્જવલ ને બારખમો,
મોભી અડગનિશ્ચયી કૂટસ્થ શો
પરમ કર્મયોગી અખંડાનન્દજીઃ
ને જ્ઞાનગમ્મતમાં કલ્લોલતો તે.

હું તો ડોકિયાં કરી જતો,
ઝાંખી લેતો, અડધુંક આવતો.
એ તો તારાઓ મહાજલના.
તૂટ્યો ત્હેમનો એ ત્રિવેણીનો ત્રાગડો.
નરનારાયણી ભજનમંડલિનો

એ હતો ભોગી ભક્તરાજ.
અજબના એ અર્થ ઉકેલતો,
કૃષ્ણબંસીના બોલ પારખતો,
સાગર સાથે વાતો કરતો,
ચોપાટીને મોહમયી આરે.
પાણખાણોની પેલી પાર વતનમાં
ડફા દ્હેરીના દીપકલ્પને તીર
શિવમન્દિરની છાયામાં
બેસતો અડોલ ને અવ્યય,
ઝીલતો સાગરના સનાતન સન્દેશ,
ને સાધતો એમ સાગરસમાધિ.
ગહનતામાં તે નિહાળતો,
અનક્ષરી લેખ વાંચતો,
અનાહત શબ્દ સુણતો,
ને રહેતો એ મસ્તીમાં અલમસ્ત.
એકદા જગતનો પડદો સળક્યો,
ડોલ્યો, ને ઉપડવા લાગ્યો,
આકાશની ઝાલર સંકેલાશે લાગ્યું
ગહનતાનાં દર્શન કરાવવાને કાજ
પાગલતાની ખોની ભેખડધારે

લાગ્યું કે એક પાય હતો,
ને બીજો હતો અદ્ધર અન્તરીક્ષે
એ કોતરના મુખદ્વારમાં પડતો.
પડદાને ડોલતો થંભાવ્યો,
દુનિયાના ડાહ્યા રહ્યા યોગીજન,
જતાં કીધાં સદાનાં
વિશ્વગહનતાનાં તે ભેદદર્શન.

એ જગતના લોક ! બોલો,
આપણે એથી કમાયા કે ખોયું ?
કાલગંગાને ઉભય આરે
એના ઉંડા પાયા હતા,
જૂનાનવાનો તે સેતુ હતો.
કંઈ કંઇ વિદ્વાનમંડલિને
સાંકળતી તે મણિસાંકળ હતો.

એક દ્વીપ છે ન્હાનકડો
નર્મદાના વિશાલ જલપટમાં,
એની એક પાંખે વેદાભ્યાસી બરકાલ
ને બીજી પાંખે શુકદેવજી વિરાજે છે
પૃથ્વીની ભમ્મર જેવા ઉત્તુંગ કિનારે.
ગંગાનાથના અનુભવિયા યોગીન્દ્ર,
અતલ બ્રહ્મજલના તારા
બ્રહ્માનન્દજી પાસ દીક્ષા લઇ
વ્યાસના વનમાં સંચર્યો તે બ્રહ્મચારી.
નર્મદાના એ વ્યાસોદ્યાનમાં,
શુકદેવજીની છાયાપામરી ઓઢી,
સંકલ્પ કીધો અદાર સ્વર્ગ રચવાનો.
એ ક્ષેત્ર વ્યાસક્ષેત્રની છાયા છે,
પ્રતિજ્ઞા એ વ્યાસપ્રતિજ્ઞાની છાયા રહી.
એ અભિલાષ અધુરા રહ્યા;
ગુજરાતના ભાગ્યની એટલી ઉણપ.

એની દૃષ્ટિ જ હતી અદ્દ્ભુત,
સ્વર્ગીય નયને તે જગતને જોતો.
આર્ય વિધવાની આરત ત્હેણે સાંભળી,
ને ત્હેમની દુઃખસોહની વિમલતા યે
નિરખી હતી ત્હેની આંખડલીએ.

જગન્નાથપુરિયાઓનો તે જોધ્ધો હતો.
પ્રેમ પ્રેમ ને પ્રેમ
હતો ત્હેનો જીવનમન્ત્ર.
પંડિતોના પાંડિત્યધનનો
તે નિર્ધન હતો,
પણ અખંડ ઉછળતી
આત્માનુભવની ત્હેની પાતાલગંગા.
સંન્યાસીની સામગ્રી સમા,
બુદ્ધના સૂત્રચતુષ્ઠય જેવા,
ત્હેના યે હતા ચાર મહાસૂત્રો.

'બંદા ચકમ, કે દુનિયા દિવાની?'
એમાં તરતી ત્હેની નિરભિમાનતા.
'ચોક્કસ દરજ્જે'
એમાં વસતી ત્હેતી સત્યપ્રિયતા.
'પોલંપોલ' એમાં હતા
ત્હેના અનુભવના દર્શનવિવેક.
'ઝાડુસ્તોત્ર' એમાં પ્રગટતી
ત્હેના કર્મયોગની કર્તવ્યભાવના.
ત્હેની ફિલસુફીના સિંહાસનના
એ ચાર પાવઠાં.

ન્હાનકડા ગુજરાતના એ ન્હાનકડાં બુદ્ધ!
ત્હારે લોકભાષામાંજ બોધવું હતું:
પંડિતોની સભાભાષામાં નહિ,
પણ આ બાલકની કુલભાષામાં
ત્હારે લખવા હતા નવસત્યોના નવગ્રન્થો.

ત્હારી અક્ષરાવલિજ અનોખી,
જાણે અજ્ઞેયની કો નિગૂઢ લીપી.
તે અલૌકિકમાંજ રમતો,
ને અલૌકિકનાં દર્શન લૌકિક કરાવતો.

જગતને સ્વર્ગ દાખવતો
સંસારમાં ને સંસારથી પર.
તે અદ્દ્ભુતમાંજ આનન્દતો,
ને અદ્દ્ભુતને અવનીમાં ઉતારતો,
ભેદાવલિની ગહ્નન ઘટાકુંજોમાં
તે ઉડતો, ને ઉડાવતો.
પરમ યોગનું પ્રથમ પદ,
પ્રાણ વિનિમયના ભેદદ્વાર
ઉઘડયા હતા ત્હેને કાજ.
જંગલની જડીબુટ્ટીઓ,
વૈદક વિજ્ઞાનના અગોચર અખતરા
તે શોધકને સુગમ હતા.

આત્મસત્યોની સીમમાં તે રખડતો,
કે જ્યહાં સ્થૂલની પાળો
અધ્યાત્મજલમાં ભળે છે.
બંસીમાં પ્રભુએ શું ગાયું ?
એ શોધવા મથતો,
મસ્તકવિદ્યાના આછાઅધૂરા સૂચનથી
ભૂત ને ભવિષ્ય ભાખતો.

કવિતાની પાંખો ઉપર
ગહનતાના આરાઓમાં
સનાતન ભેદાવલિનાં ગીરમાં
ભમતો હતો અદ્દર ને એકાકી.

પુરાણપ્રસિદ્ધ ઇતિહાસોજ્જ્વળ
સૌરાષ્ટ્ર ભવ્યતાઓની ભૂમિકા છેઃ
ગભીરાં ગીર ને ગરવો ગિરનાર,

સિંહ સાગર ને સોમનાથ,
યદુવંશની ને શ્રી કૃષ્ણની ભસ્મ,
લીલી નાઘેરની જલભર કુંજોઃ
એ કાલજૂની ભવ્યતાઓમાં તું
ભટકતો, ભોગવતો, ને ભોગવાવતો.
એમાં સૌમાં ગરુડ ઉડે
એમ તું ઉડતો વિશાળ પંખાળો,
ને ગિરિશિખરે ત્હારા માળા હતા.

ને એમ જ
રહેવું હતું ને ત્હારે?
વાયુની લહરીની પેઠે છુટ્ટા,
ને વ્યોમ વીજળીની પેઠે નિર્બન્ધ?
ગગનમાંહે મેઘખંડ કો વિચરે,
પૃથ્વીપરના ગગન પડછાયા સમા;
મહાસાગરે કો મહામોજ
ઘેરૂં ઘેરૂં ઘૂઘવતો ઘૂમે,
એમ ત્હારે યે ઘૂમવું હતું જગતમાં.

લગ્નમાં યે રસબન્ધન
ત્હેં ન સ્વીકાર્યાં જીવન ભરમાં,
પરમાર્થનાં કે લોકસેવાનાં યે
વ્રતબન્ધન ન લીધાં કદી પણ.
છેવટે દેહ બન્ધે લાગ્યો
ત્હારા નિર્બન્ધ આત્માએ.

ઉડી ગયો આકાશના પડદા પાછળ,
અનન્તની વનઘટાઓમાં અદૃશ્ય.
નિર્બન્ધને પ્રેમના બન્ધે નવ હોય?
કહે છે ને સહુ કે
પ્રેમ તો પ્રભુતા છે!
ને કાલનાં ત્હારાં તેજ વધામણાં!
સૂર્યલોકમાંથી ત્હારા તેજ નમસ્કાર!

ત્‌હારા દ્વાદશાની સ્‌હાંઝ હતી,
અમે મહાસાગરને આરે હતા,
તુજ સ્મરણોને સંભારતા હતા
ઘણાએ ત્‌હારે અણદીઠેલું દીઠું.
વ્યોમ ભરી બાંધ્યો હતો મેઘચન્દરવો,
તેજના ગલ સરિખડો
સંતાયેલો હતો માર્તંડ મેઘ પટલમાં.
બજતી હતી ઘેરી ઘેરી
સાગરની સનાતન કરતાલ
અમ્ભોધિની રૂપેરી ફેનિલકીનારી સિવાય
જલ પગથાર ગગનપાટને અન્તરીક્ષ
કૃષ્ણરંગી હતાં મેઘશ્યામ.

દૂર દૂર મિત્ર સાગરને સીમાડે,
લહરતી હતી તેજ ભૂમિકા,
રૂપાની વાડીઓ સરિખડી.
તેજ કુંજોની કુંપળરેખા સમી
ફરકતી હતી જલોર્મિની પાંદડીઓ ત્‌હાં.
સાનન્દાશ્ચર્યથી અમે સૌ એને
અનિમિષ નેને નિરખી રહ્યા
જાણે આંખલડીના આમન્ત્રણનો ઉત્તર હોય,
જાણે અમારી આશાના આગમન હોય,
જાણે હિમાદ્રિના હિમ પગથારમાંથી
ગંગોદકની સહસ્રધારા વરસતી હોયઃ
વાદળ છાંયડીના વહતા પૂરની પેઠે
જગત સીમાન્તેથી વહી આવ્યો
તે તેજ ભૂમિકાનો પૂર પ્રવાહ,
ને શામળા સાગર જલ ઉપર
સરિતાના રજતપટ સમોવડો
વિશાળ તેજપાટ પાડ્યો
મેઘાડમ્બરે યે કોર સંકોરી ઘડીક,
ને એ ભર્ગના દર્શન કરાવ્યાં લગીર

કે જેને જગજનો પૂજે છે
જગતના જન્મકાળથી
એમને વધાવી વહી ગઈ
તે તેજગંગાની ઉછળતી છોળ.

જાણે મૃત્યુએ પળેક પડદો ઉપાડયો,
જાણેક જરીક ત્હારૂં પોપચું ઉઘડયું,
ને ત્હારી તેજ મીટના એક ઝટકાએ
વધાવ્યા, તેજ સ્નાન કરાવ્યા.
એમ લાગ્યું કે અવનીમાંના અમને કે
ત્હારા આત્માતત્ત્વે દર્શન દીધાં જાણે
એ સૂર્ય લોકના તેજ કીનારેથી.

પણ પૃથ્વીવાસીનાં પુણ્યોદય
અનિત્ય જ છે હમેશનાં:
પંખીની ઉડતી પાંખના પલકારા શા.

તે સિધાવ્યો સાધુવર
મનુષ્યમાંથી દેવમંડિલમાં,
અનિત્યમાંથી નિત્યધામમાં,
જગતમાંથી જગન્નાથમાં,
માયામાંથી પરબ્રહ્મમાં.

યોગીઓની યોગ ગુફાઓ
ખાલી–ખાલી શી છે ઉજ્જયની ઉપર.
ગગન ગહ્વર શા ગરુડના માળા
સૂના–સૂના છે દ્હેરીઓ સમા,
ફૂટેલા કાનની બખોલો જેવા
સિંહની બોડમાં બ્હારવટિયા
ભરાય છે ને મરાય છે.

મહાત્માઓ નથી એ વનમ્હેલોમાં.
સૌરાષ્ટ્રીઓ! સૌ સુણજો
મનુકુલનો આ મહા પોકાર,

ઉંડું ઉંડું અન્તરમાં આલોચતોઃ
ગઇ ગ્રીષ્મમાં ગિરનાર હસતો ન્હોતો.
ફૂટેલા લોચનો સરિખડા
જલકુંડો જલખાલી હતા,
પૃથ્વીના સૂકાએલા સ્તન સમા
શિખરોની હૃદયસેરો ન્હોતી વહતી,
વસૂકી ગઇ હતી ગિરનારની કામધેનુ.
ગિરિવાસીઓ ગિરિ ઉપર
પાણી તળેટીમાંથી ચ્હડાવતા.
સૌરાષ્ટ્રીઓ ! શિખરો સૂકાય છે,
ગૌમુખી ગંગાનાં વ્હેણ તૂટ્યાં છે.
દેવશિખરો સૂનાં સમાં છે,
મન્દિરોમાં મહાત્માઓ નથી.
સોરઠ સાધુ સૂનો થતો જાય છે.

ને એ અમૃત મોરલો યે
ઉડી બેઠો અનન્તને આંબલિયે
એની ધેરી મધુરી કેકા ટહૂકી
એ જીવનપુરાણ સમાપ્ત થયું.
ચારૂ વાટિકાનો આરામ
સિધાવ્યો તે સૌરાષ્ટ્રનો સાધુરાજ
અહાલેક ઉચ્ચારતો અલખની મઢીઓમાં.

૩૦ મી જુલાઇ ૧૯૧૯ઃ

ત્રયોદશીની વહેતી તિથિએ.



સ્વર્ગનાં પુસ્તકોના જાણીતા લેખક
સ્વર્ગસ્થ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર

જન્મ: ચૈત્ર શુદ ૨, સં. ૧૯૨૬ ] [ મૃત્યુ: અષાડ વદ ૫, સં. ૧૯૭૫

A2610 Lakshmi Art, Bombay 8

# સ્વ. અમૃતલાલ

## સુંદરજી પઢીયારની સંક્ષિપ્ત જીવનકથા.

---

### પ્રકરણ ૧ લું—વતન, કુટુંબ અને જન્મ.

**( સંવત ૧૯૨૬, ચૈત્ર શુદી ૨ ને શનીવાર )**

કાઠીઆવાડની દક્ષિણે આવેલા પુરાણ તથા ઇતિહાસ પ્રસિદ્ધ પ્રભાસપાટણ નામના તીર્થક્ષેત્ર પાસે સમુદ્ર કિનારે ચોરવાડ નામનું ત્રણેક હજાર માણસોની વસ્તીવાળું એક ન્હાનું પણ સુંદર ગામ આવેલું છે. આ ગામની વસ્તી વિશેષ પ્રકારે મુંબઇ, કલકત્તા, એડન, આફ્રિકા વિગેરે દૂરના સ્થળોએ ફરનારી ઉજળાં માણસોની અર્થાત્ બ્રાહ્મણ, વાણીઆની; તથા જેમના ઉપર દેશનો મુખ્ય આધાર છે તેવાં માણસોની અર્થાત્ ખેડુત અને કારીગર વર્ગ—કોળી, તંબોળી, સુતાર, લુહાર, કુંભાર ઇત્યાદિની બનેલી છે. આ ગામ પ્રાચીન વખતનું હોઇ ત્યાંનાં હવા પાણી, પાન અને પત્થર ઘણા વખણાય છે. ત્યાંની હવા ઘણી સારી હોઇ ઉનાળાના વખતમાં ઘણા માણસો ત્યાં હવા ખાવા માટે દૂર દૂરથી આવે છે; તેમજ જેમની તબીયત સારી ન રહેતી—થતી હોય તેવા ઘણા દરદીઓ પણ ત્યાં હવાફેર કરવા આવે છે અને સારૂં આરોગ્ય પ્રાપ્ત કરી હસ્તે મ્હોઢે પાછા જાય છે.* તેથી ઘણા સજ્જનો તેને કાઠીઆવાડના મહાબળેશ્વરની ઉપમા આપે છે.

આ ગામનાં હવા પાણી જેવાં સારાં છે તેજ પ્રમાણે ગામની આજુબાજુનો દેખાવ પણ ઘણો મોહક અને આંખને આનંદ પમાડે તથા જીવને શાંતિ આપે તેવો છે. ચોરવાડના સમુદ્ર કિનારાનો દેખાવ,

---

*** ચોરવાડમાં એક ધર્મશાળા તથા એક સેનીટોરીયમ હાલ છે, અને તેનો ઉપયોગ ઘણે ભાગે બહારગામના માણસોજ કરે છે. વળી 'પઢીયાર સ્મારક ફંડ' ની જે યોજના થયેલી છે; તેમાંથી પણ ત્યાં "પઢીઆર ભુવન" બંધાવાનું છે એમ ખબર મળી છે; એટલે હાલ જે સગવડ બહારગામનાં માણસોને મળે છે તે કરતાં પણ વિશેષ સારી સગવડ આથી લોકોને મળશે એવી આશા બાંધી શકાય છે.**

તે સ્થળે આવેલી જૂના અને નવા વખતની એલાં ( રેતીના પત્થર ) ની ખાણો, દફ્રાદહેરી, ચોરવાડીમાતા અને તેનું કુંડ, જ્યાં મેંગણુ નદીનો સમુદ્રમાં સંગમ થાય છે તે ત્રિવેણીનો દેખાવ, કાદાનું વન, વિશાળ વડવાળું વડોવન, દેવળવાવ, અખેડો, ચંકનાથ, ગામની આથમણી બાજુનો દેખાવ, રબારીઓ ( ભરવાડો ) ની કુલદેવી મમઇ માતાનું સ્થાન, ભૂતનાથ મહાદેવ, તળાવ અને તેની પાસે એક જૂના વખતનું ઉજ્જડ થઇ ગયેલું ગામ, પ્રાચીન વખતનું નાગનાથ મહાદેવનું દહેરૂં અને તેની અંદર રહેલો ઘણા પ્રાચીન વખતનો (ઘણું કરીને મુલરાજ સોલંકીના વખતનો ) શિલાલેખ, ભંડુરીની પાજનો દેખાવ, કાણેક અને કનકાઇ માતાનું દેવળ, હેમંત અને વસંત બાગ, વીસણવેલ અને તેની પાસે આવેલું પ્રાણનાથ મહાદેવનું મંદિર તથા દેવઘો નામથી ઓળખાતો અગાધ પાણીનો હ્રદ, ચોરવાડરોડ સ્ટેશન પાસે આવેલો ધન્તર વૈદ્ય નામનો પાણીનો ન્હાનો ધોધ અને શ્વેત પીપળો ઇત્યાદિ જે કુદરતી દેખાવો છે તે બહુ અજબ અને ગામની શોભા વધારનારા છે; આથી આકર્ષાઇ ગુજરાતના લોકપ્રિય અને બહુ માનીતા કવિશ્રી રા. ન્હાનાલાલ દલપતરામે પોતાનું મેઘદૂતનું ગુજરાતી પદ્ય ભાષાન્તર ચોરવાડને અર્પણ કરેલું છે. આમાં તેમણે આબેહુબ રીતે ગામનું વર્ણન આપેલું હોવાથી તે અહીં ઉપકાર સાથે ઉતારી લીધા વગર રહેવાતું નથી.

૧ રત્નાકર રત્ન ઝૂલે,
ઝીલી જલદલમાં, હિંદ દેવી ઝૂલાવે,
વાળી મૂઠ્ઠી ત્રિરત્ને,
જડી, કટી ધરીશું, સ્હોય સૌરાષ્ટ્ર એવો;
લીલી નાઘેર છે ત્ય્હાં
સુભગ ઢળકતી સાડીની કોર શી, ને
એ કોરે બુટ્ટીના કો
લીલમ સરિખડું લીલું છે ચોરવાડ.

૨ ત્ય્હાં દૃષ્ટિ પ્રાન્ત ઘેરે
વનવન ગીરનાં કેસરીથી ભરેલા,
આઘે ગિરનાર બેઠો
કંઇ યુગયુગના યોગી સો પૃથ્વી વૃદ્ધ;
ત્ય્હાં તો અમ્બોધી ઉછળે

ભીષણ ગરજતો કાળનાં ઘોર ગીતો
ને માથે મેઘ ડોલે
અતલ ગગનમાં ઉડતો પાંખ ખોલી.
૩ દીવાદાંડી સરીખા
જગ ઉદધી તટે દક્ષિણે સોમનાથ,
સહજાનન્દે પધારી
પમરતું કીધ તે ઉત્તરે લોજ લીલું,
ગોરંભો ઘાલી ફેલ્યાં
ગીરવન ગરવાં પૂર્વમાં પાણી ભરિયાં,
ઘેરૂં ઘેરૂં જ ગાતો
રતન ઉછળતો પશ્ચિમે લક્ષ્મીતાત.
૪ દેવોને અસ્થિ આપી
દધીચિ ઋષિ ત્હાં વીરમ્યા લવણ વેલે,
પોષેલી સોમદેવે
વનની વિભૂતિ ત્હાં ધામ ધન્વન્તરીનાં,
ચોરી ત્હાં રૂકિમણીની
હજી ધ્રુવદિસના પાઠવે લગ્ન ધૂપ,
દક્ષિણ વાયુ વહે છે
હજી ય ગરજતા ઘોર ત્હાં યાદવીના.
૫ ઉચ્ચાં જાણે ચ્હડીને
ગઢની ઉપરથી યાત્રી આમન્ત્રતા, ને
ઉજળા જાણે જનોનાં
હૃદયધન તણી પુણ્ય જ્યોતે રસેલાં
માથે ધરી અંજલી શી
અમૃત ગગનનાં ઝીલતી જ્યહાં અગાસી,
એવાં નભને અટારી
ઉદધિ નીરખતાં ધામ આતિથ્ય શોભ્યાં.
૬ રૂપેરી ઝૂલ ધારી
ઝૂલત કરિણી શી આમ્રની માળ મ્હોરે,
ડોલંતી વસ્ત્ર ઉંચે
કનક પગ ખૂલી નર્તકી જેવી કેળો
પોપૈયા ચોળી ચહતા

સ્તન સમ, દૃગની કીકી શા શ્યામ જાંબુ
ટોળે જાણે મળી શું
સહિયર રમવા, વાડીની એવી કુંજો.
૭ બ્રહ્માએ સ્થંભ રોપ્યા
અજબ લીલમના, ચોરી થંભો સમા, ત્હાં
લીલા કીનખાબ કેરી
હરિત લલિત કંઇ સાડીઓ પ્હેરી, ઓઢી
ડોલે છેડા સુનેરી,
કુંપળ ફરકતી અંગ અંગે રસીલી,
ઉતકંઠી ઉન્મુખી ત્હાં
મનહર મધુરી તન્વી શી પાનવેલો.
૮ ધાધરના ઘેર જેવી
ઉજળી ઉછળતી ફીણની ઝાલરો, ને
હૈયે પાલવ પડેલી
કરચલી સરિખી ડોલતી ઉર્મિમાલા,
છુટ્ટી મ્હેલી શું લાંબી
મણિમય અલકો કાલીકા ઘોર નાચે,
માયાની મૂર્તિ શી ત્હાં
જલનટડી રમે વ્યોમની છાંયડીમાં.
૯ મદઘેલી મેગળે ત્હાં
અધીરી ધારી પડી, પ્હોળી સ્વામીની સ્હોડે,
વ્હાલાની વાટ જોતી
વિરહિણી સખી શી દહેરીઓ દૂર ઉભી;
બ્હાદુરો જ્યહાંથી જાતા
જલવન ઘૂમવા, વ્યાઘ્ર શા, તેહ ઝુંડે
આજે કુટુંબ મેળા
ભરી ભવ વનના માર્ગ શોધે વિબુધો.
૧૦ લજ્જા નમતી છટાથી
ચપળ નજરને વીજળી શી ઉડન્તી,
ઉંચી બ્હાંયે છબીલા
મણિમય કરની દાખતી તેજવેલો,
બીનેવાને ભરેલે

અવયવ, ઉજળી વાદળી શીરસાડ઼ે,
સિંધુની લક્ષ્મી જેવી
ઘુતિભર, વિલસે ત્હાંની અલબેલડીઓ.
૧૧ ચારે ધામે પધારી,
વિવિધ સુરભિઓ સંગ્રહી, પુણ્ય આણી,
વતને સત્કર્મ વાવી,
ઘર ઘર ઉગતો ફાલ સત્કર્મ કેરા,
સંસારે સ્વર્ગ રચતો
અજબ ઉછળતો પ્રાન્તની પ્રેરણા શો.
**નામે—ગુણે નિધિના**
**અમૃત સરિખડો દેવી પઢિયાર છે. ત્યહાં.**
૧૨ સંકોરી ઇન્દ્રિયો સૌ
સરદનું સર શો, ગુણ ગંભીરો ખુશાલ,
પન્થે ભૂલ્યા પ્રવાસી
સમ ભવ ભમતો, સિંહ શો, પૂર્વ દેશી,
વેદાંતી, કર્મયોગી,
કંઇક ભજનીકો, ભૂમીનો પૂત્ર દેવો,
એવા અડબંગ ઉંડે
જગજલ ઘૂમતા ત્યહાં, મહા મચ્છ જેવા.
૧૩ વેર્યાં જ્યહાં ઠામ ઠામે
કનક નગરીનાં વૃદ્ધ ખંડેર ફરતાં.
વૃક્ષે વેલે ફૂલે જ્યહાં
પ્રકૃતિ ઉર પરે કોકિલા મોર ઝૂલે,
મ્હોરે જ્યહાં ધામ ધામે
જનની સુજનતા, સુંન્દરીના સુહાગો,
ઇતિહાસે બીજ વાવ્યાં
કુદરત ઉછેર્યાં, ફાલ લોકે લણ્યાં તે.
૧૪ પુણ્યો પુણ્યાળુનાં શી
પૃથિવિ ભરી ભરી ખીલતી જ્યહાં વનશ્રી,
રસિકોનાં ઉર જેવી

* હવે તો એ નામે ગુણનિધિ દેવી પઢીયાર હયાત નથી.

સલિલ ઉભરતી રસભરી જ્યહાં રસાળા,
રસની ને પુણ્યની જ્યહાં
ભૂમી ગણી ઉતરી આવી તે, ચારૂ વાડી ?
ખોળે લેજે પ્રીતે આ
રસ અમરની મ્હેં ધુળ રોળી શી ગંગા.
ઝીલીને ભાનુનાં ભર્ગ
આપે ચન્દ્ર ય ચન્દ્રિકા;
ચન્દ્ર ક્યહાં ? અલ્પ હું ક્યહાં ? ને
ભાનુ શા. કાળીદાસ ક્યહાં ?

આવા એક સુંદર ગામમાં રા. પઢીયારનો જન્મ થયો હતો. રા. પઢીયાર જેવા આત્મસેવક, દેશસેવક, તથા સમાજસેવકનો જન્મ ઇશ્વરકૃપાથી ચોરવાડમાં થયો તેથી તે ગામ ધન્ય થયું છે.

આ ગામમાં ગિરનારા બ્રાહ્મણોનાં આશરે ૭૫ થી ૮૦ ઘર છે. આ જ્ઞાતિ કાઠીઆવાડના બ્રાહ્મણોની જ્ઞાતિઓમાં ઉચ્ચ ગણાય છે. તે જ્ઞાતિમાં રા. પઢીયારનો જન્મ, ભલા અને ભોળા, પ્રભુના પરમ ઉપાસક શ્રીમાન સુંદરજી પ્રભુજીને ત્યાં સંવત ૧૯૨૬ ના ચૈત્ર સુદી ૨ ને શનિવારના પ્રભાતે થયો હતો. શ્રીમાન સુંદરજી પ્રભુજી બહુ મળતાવડા સ્વભાવના અને સાત્વિક વૃત્તિના માણસ હતા. ઇશ્વર ઉપર તેમને ઘણી આસ્થા હતી. ચોરવાડના ઘણા બ્રાહ્મણો એ વખતે પોતાના પર અમલ કરનાર નવાબ સાહેબની નોકરીમાં હતા; તેથી તેઓ પણ જૂનાગઢ રાજ્યમાં નોકરી રહ્યા હતા, અને આગળ જતાં સારો હોદ્દો પામ્યા હતા.

સ્વ. પઢીયારનાં માતુશ્રી કસ્તુરબાઇ હાલનાં આપણાં જગન્માતા કસ્તુરબાઇનાં* નામેરી હતાં. તેઓ સ્વભાવે ભોળાં, સ્નેહાળ અને સહનશીલ હતાં. તેમનું મૃત્યુ સં. ૧૯૩૪ માં, રા. પઢીયારના નાનપણમાં થવાથી માતાનું હેત તેઓ જોઇ શક્યા નહતા તેમ તેમની સેવાનો પ્રત્યક્ષ લાભ પણ રા. પઢીયારને મળ્યો નહોતો; પરંતુ પોતાની માતા તરફ તેમને જે અપૂર્વ લાગણી હતી તે સ્ત્રીઓના સ્વર્ગના પુસ્તકની અર્પણપત્રિકા દ્વારા આ નીચેના તેમનાજ શબ્દોથી આપણે જોઇ શકીએ છીએ.

* મહાત્મા ગાંધીજીનાં પત્ની

## મહા ભક્તિમાન સ્વર્ગવાસી મારી વ્હાલી મા કસ્તુરબાઇની પવિત્ર સેવામાં

તું સ્વર્ગવાસી થઇ ત્યારે હું માત્ર આઠ વરસનો હતો, એ વખતે હું બહુ તોફાની ને બહુ મુર્ખ હતો, તેથી બીજાઓ શીખવે તેમ હું તને ગમે તેમ ફાટે ડાચે ગાળો દેતો, તોપણ મારી ઉપરનાં હેતને લીધે મારી મુર્ખાઇ સામે જોયા વિના તું હસી પડતી ને મને ચુમી લેતી. હું ગુસ્સે થાઉં ત્યારે મારા તમોગુણી સ્વભાવ પ્રમાણે રોતે રોતે તને લાત મારી લેતો, અને તો પણ તું મને તારી છાતી સાથે ડાબીને મારાં આંસુઓ લુંછતી. અને મારાં જંગલીપણાને લીધે હું તને વિના કારણ વારંવાર હેરાન કર્યા કરતો; છતાં પણ મને જોઇ જોઇને તારૂં મ્હોડું મલકાયા કરતું, અને મારી ઉપરના હેતને લીધે તું અંતરમાંથી રાજી રાજી થયા કરતી. એ બધી વાતોને હવે ઘણાં વરસો થઇ ગયાં છે, પણ આજે સત્તાવીસ વરસે જ્યારે એ વાતો યાદ આવે છે ત્યારે પણ આ લખતી વખત મારી આંખમાં આંસુ આવી જાય છે.

ઓ મા ? મને જે અફસોસ થાય છે તે એજ છે કે, મારાં બાળપણમાં ફળીયાંમાં જ્યારે હું લુચ્ચો છોકરો ગણાતો, અને સો સગાં વ્હાલાંઓ કહેતાં કે, કસ્તુરનો છોકરો બહુ કજીયાખોર છે, એવા વખતમાંજ—મારી એવી કીર્તિ સાંભળતી એ વખતમાંજ તું ચાલી ગઇ છે, એ મને દિલગીરી લાગે છે; અને એમ વિચાર થાય છે કે, આ વખતે જો તું હૈયાત હોત તો મારાં પુસ્તકો જોઇ જોઇને કેવી રાજી થાત ? અને અંતઃકરણના ઉમળકાથી મને કેવા સાચા આશિર્વાદ આપત ? પણ ઇશ્વર ઇચ્છા બળવાન છે. ત્યાં માણસો લાચાર છે.

મા ? ઓ મા ? તારી ભલાઇ, તારૂં હેત, તારી શ્રદ્ધા, અને તારી સહનશિલતા એ તો અવધીજ હતાં. જો મારાં પુસ્તકોમાં એમાંના કાંઇપણ થોડા ઘણા ગુણો હોય તો તે મને કુદરતી રીતેજ તારી તરફથી મળેલો વારસો છે. એમાં મ્હારૂં કાંઇ પણ નથી, માટે એનું બધું માન તનેજ ઘટે છે.

ઓ મ્હારી વ્હાલી મા ? તું મને ચુમી લે ને હું તને લાત મારૂં, તું મને વ્હાલો કર ને હું તને ગાળો દઉં, અને તું સદાય મારૂં ભલું ઇચ્છ્યા કર ને હું તને વારેવારે દરેક બાબતમાં હેરાન કર્યા કરૂં, એ ઉપકારનો ને એ સ્નેહનો બદલો આવી લાખો અર્પણપત્રિકાઓથી પણ વળી શકે ખરો કે ? નહીંજ. કદી પણ નહીંજ, પણ તારી ઉપરની

મારી લાગણી બતાવવાને ખાતર આ અર્પણપત્રિકા લખું છું, કાંઇ બદલો વાળવાને ખાતર નહીં. વળી મને એમ પણ લાગે છે કે, મારી ઉપર તારૂં એટલું બધું હેત હતું કે સ્વર્ગમાંથી પણ મને તારા આશિર્વાદ મળી શકશે, અને તારા આશિર્વાદથી હું વધારે ભલાં કામો કરી શકીશ. માટે તારા આશિર્વાદ મેળવવા સારૂ આપણા દેશની સ્ત્રીઓના કલ્યાણની બાબતમાં હું તને યાદ કરૂં છું, અને મારાં સારાં પુસ્તકમાં તારૂં ભલું નામ જળવાઇ રહે તો મને સંતોષ થાય, તે સારૂ આપણી બ્હેનોને બહુ ઉપયોગી થઇ શકે એવું "**સ્ત્રીઓનું સ્વર્ગ**" નામે આ કિંમતી પુસ્તક હું તને જીગરની ખરી લાગણીથી બહુજ માનપુર્વક અર્પણ કરૂં છું.

એ પરમ કૃપાળુ પરમાત્મા ? મારી માના આત્માને શાંતિ આપો. શાંતિ આપો. શાંતિ આપો. **એ મ્હારી વ્હાલી મા તારા સહાયના ઋણી દીકરા અમૃતલાલના હજારો હજાર વાર દંડવત કબુલ કરજે.**

આ ઉપરથી રા. પઢીયારનો માતૃપ્રેમ કેટલો હતો તથા બચપણમાં તે કેવા સ્વભાવના હતા તે સારી રીતે સમજી શકાય છે. હાલનાં ઘણા માણસોમાં જેટલો પ્રેમ પોતાનાં બાળકો તથા પત્ની ઉપર હોય છે તેટલો પોતાના માતા પિતા તથા ભાઇ બ્હેન ઉપર હોતો નથી. રા. પઢીયાર આ દોષથી તદન મુક્ત હતા. લગ્ન કરેલું ન હોવાથી તેમને ઘરસંસાર તો નહોતો; તે છતાં તેમના પિતાશ્રી, ફૈઇઓ, ઓરમાન માતા હેમકુંવર અને તેમનાં બાળકો, પોતાના સગા નાના ભાઇ ભગવાનલાલ અને તેમનાં કુટુંબ ઉપર રા. પઢીયારની અનહદ લાગણી હતી અને તેમને માટે તેઓ ઘણું કરતા; આ વાત તેમના અંગત પરિચયમાં આવેલા માણસો સારી રીતે જાણે છે. માણસે ધીમે ધીમે પોતાનો પ્રેમ ખીલવવો જોઇએ. તેને બદલે ઘણાં માણસો દેશની મોટી મોટી વાતો કરતાં હોય છે, પરંતુ તેમનું વલણ પોતાના કુટુંબ, જ્ઞાતિ અને ગામ પ્રત્યે કાંઇ જુદાજ પ્રકારનું હોય છે; પણ રા. પઢીયાર આ અપવાદમાંથી બચી ગયા હતા.

રા. પઢીયારનાં માતુશ્રી તેમના નાનપણમાં ગુજરી જવાથી તેઓ પિતા અને ફૈઇઓના હાથ નીચે ઉછરીને મ્હોટા થયા હતા. રા. પઢીયારને માતા પીતાના ગુણોનો વારસો મીશ્ર થઇને મળ્યો હતો તે તેમના જીવન ઉપરથી જોઇ શકાય છે. રા. પઢીયાર જેવા નરરત્નને જન્મ આપવાથી તેમનાં માતા પિતા ધન્ય થયાં છે તેમજ ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિ પણ તે માટે ગોરવાન્વિત થઇ છે.

# પ્રકરણ ૨ જું—બાલ્યાવસ્થા અને વિદ્યાભ્યાસ.

## ( સં. ૧૯૨૯ થી સં. ૧૯૪૫ )

રા. પઢીયારની બાલ્યવસ્થાનો ચિતાર અમે શરૂઆતમાં અમારા શબ્દોમાં આપીએ તે કરતાં તેમના પોતાના શબ્દોમાં આપીએ તે અમને વધુ અનુકુળ લાગે છે. એમનો પોતાનો વિચાર સ્વ જીવન ચરિત્ર પોતાને હાથે લખવાનો હતો, અને એમનાં હાથનાં લખેલાં થોડાં પાનાં મળી આવ્યાં છે તે અહીં કાંઇપણ સુધારો કર્યા વગર મૂળ પ્રમાણે આપવામાં આવે છે.

ૐ

મુંબાઇ તા. ૧૮–૭–૧૯૧૪

### અમૃતલાલ સુંદરજી પઢીયારનું ટુંકું જીવન ચરિત્ર.

" મને ઘણા મિત્રો કહે છે કે તમારૂં જીવન ચરિત્ર લખાય તો સારૂં અને મને પણ હવે એમ લાગે છે કે, " હું જેવો છું તેવો લોકો મને જાણી શકે તો સારૂં. " એ માટે મારે મારા જીવનની કાંઇક ટુંકી નોંધ કરી રાખવી જોઇએ; કારણકે આ જીવન ચરિત્રનો જમાનો છે અને આપણા દેશમાં પણ તેની અસર આવતી જાય છે. એટલે લોકો મ્હારૂં કાંઈ જીવન ચરિત્ર લખ્યા વિના રહેવાના નથી એ વખતે પાછળથી ગમે તે માણસો ગમે તેવી કલ્પના કરી કરીને કે બીજાઓની વાતો સાંભળીને મારે માટે ગમે તેમ લખે અને તેને સાચું મનાવવાની કોશીશ કરે તે કરતાં મારે લગતી થોડીક જાણવા જેવી હકીકત હું મારે હાથે લખી જાઉં એ મને વધારે ઠીક લાગે છે. મારા જીવનમાં કાંઇ અવનવા બનાવો બન્યા છે એમ હું માનતો નથી તેમજ મારા જીવનમાં કાંઇક ખાસ જાણવા જેવું છે એવો દાવો પણ હું કરતો નથી; પણ મારો સ્વભાવ, મારી રીતભાત, મારી રેહેણી કરણી, મારી લાગણીઓના ઉછાળા અને મારી કલ્પનાના તરંગો તથા બુદ્ધિબળ–સ્ફૂલિંગો મારાં પુસ્તકો વાંચનારા લોકો જોઇ શકે તો સારૂં. મતલબ કે " હું જેવો છું તેવોજ મને લોકો જાણી શકે તો સારૂં " એવી મારી ઇચ્છા હોવાથી મારે લગતી આ ટુંકી નોંધ હું લખું છું.

## મારૂં બાલપણ

સંવત ૧૯૨૬ ના ચૈત્ર સુદી ૨ ને શનીવારે સવારમાં ચોરવાડમાં મારો જન્મ થયો હતો. જન્મ વખતે મારૂં શરીર બહુ નબળું—એટલું બધું નબળું હતું કે જન્મ્યા પછી ઘણીવાર સુધી હું રોઇ શક્યો નહોતો; એટલુંજ નહિ પણ વિચિત્ર વાત એ હતી કે મારા શરીરની આસપાસ ઓરના સાડાત્રણ આંટા વીંટાયેલા હતા. સુયાણીએ એ આંટા ઉખેડીને ઓરની ઉપર થોડું ઘાસ બાળ્યું હતું તે પછી હું રોયો હતો, એમ મારી દાદી તથા મારી ફૈઇઓ મારી આગળ અને બીજા ઘણાંઓની આગળ વાતો કર્યા કરતાં હતાં.

મને યાદ છે કે બાળપણમાં હું જરા તોતડું બોલતો હતો. ટ, ઠ, વિગેરેના ઉચ્ચાર મને ચોખે ચોખા આવડતા નહોતા મારી દશ વરસની ઉમ્મર સુધી " લોઢાં " ને બદલે " લોધું " બોલતો હતો. રાવબહાદુર ગોપાલજી સુરભાઇએ મારી એ ભૂલ સુધરાવી હતી અને મને બોલતાં શીખવ્યો હતો. સાત વરસની ઉમર સુધીમાં હું બહુ ચીડીયા સ્વભાવનો હતો, વારંવાર માંદો પડતો, ગુંમડાંઓ બહુ થતાં. ખાવાની બહુ બેદરકારી હતી, ગમે તે ખાયા કરતો, વારે વારે ખાતો અને ખાવા સારૂ કજીયા કરતો. દાગીના પહેરવા મને ગમતા નહી, તો પણ હાથમાં કડલીઓ અને પગમાં ગંઠોડા પહેરાવતા હતા. કાનમાં સોનાની વાળી પણ પહેરાવતા. આ વખતે હું ફળીઆમાં રમ્યા કરતો, ક્યાંઇ ઘુસી જવા દેતાં નહિ. અને ઘણી વખત મારા દાદા સાથે મહાદેવના મંદિરે જતો તથા મારી ફૈઇઓ સાથે હવેલીમાં જતો. દાદા ઘરમાં મહાદેવની પુજા કરવા બેસે ત્યારે મને પાસે બેસાડતા અને મારા કપાળમાં ચંદન ચોપડતા પણ એ બધું મને ગમતું નહિ તેથી એવી એવી વાતો સારૂ કજીઓ થયા કરતો એ વખતે હું હાથપગ પછાડતો પછાડતો કાદવવાળી જમીનમાં લોટી પડતો અને એ વખતે જે મને બોલાવે કે સમજાવવા આવે તેને ખુબ ભુંડી ગાળો દેતો હતો.

કેળવણીની બાબતમાં એટલુંજ કે કોઇ કોઇ દિવસ રાત્રે મારા દાદા મને કકો કેવડો, ખખો ખાજલો, ગગા ગોરી ગાય વ્યાઇ એવી પાટ લેવરાવતા તથા પંડ્યાજીની ઘોડી ત્રણ પગે ખોડી એક પગે હાલે ચાલે પાતાળમાંથી પાણી કાઢે એવું એવું બોલાવતા એ સિવાય ગરબી લેવાનું કહેતા અને શીખવતા કે:—

અરે રૂડી ગરએ રમે છે માતા અંબીકા રે,
પાય વાજે છે ઘુઘરીના ઘમકારે,

આ તેમના આનંદનો વિષય હતો ને હું એથી કંટાળતો; છતાં પણ ઘણી વખત "ઘુઘરીના ઘમકારે" એ ગાયન ચાલ્યા કરતું અને એ નાચ થયા કરતો."

આ ઉપરથી આપણે સારી રીતે જોઇ શકીએ છીએ કે રા. પઢીયારની પોતાની જીવનચરિત્ર વિષે શી ભાવના હતી? તેઓ લખે છે કે, "હું જેવો છું તેવો લોકો મને જાણે તો સારૂં" એટલે કે પોતાના ચારિત્ર્યમાં તેઓ ગુણોનો ભંડાર ભરવા માગતા નહતા તેમજ દોષો છુપાવવા પણ ઇચ્છતા નહતા; પરંતુ જે વાત સત્ય છે અને જે જાણવાથી લોકોને લાભ પહોંચે તેમ હોય તે તેઓ કહેવા ઇચ્છતા હતા. લેખક પણ તેમની એ ભાવનાને વળગી રહેવા ઇચ્છે છે; પરંતુ સાથે સાથે કહેવું જોઇએ કે ઇશ્વર કૃપાથી રા. પઢીયારે જો પોતાનું પૂરૂં જીવનચરિત્ર લખ્યું હોત તો તે ચરિત્રોનાં પુસ્તકોમાં ઘણું સુંદર અને ઉપયોગી પુસ્તક થાત તેમાં જરાપણ શક નથી. પણ તે દૈવની ગતિથી અધુરૂં રહ્યું અને એ કામ તેમના એક પરિચિત મનુષ્યના હાથમાં આવી પડયું. આથી તેમાં ન્યૂનતાઓ આવે તે સ્વભાવિક છે.

રા. પઢીયાર નાનપણમાં બહુ તોફાની અને રમતીયાળ છોકરા તરીકે પંકાતા હતા, તેમ ભણવામાં પણ છેલ્લે પાટલે બેસનારા હતા. નાનપણની તેમની વાતો તેમના મોઢેથીજ અમે સાંભળેલી; તે સાંભળી અમે તો નવાઇ પામેલા. આ તેમનો નાનપણની સાહસિકતાનો ગુણ મોટપણે પણ દેખાતો હતો, જો કે તે મોળો તો પડીજ ગયો હતો.

રા. પઢીયાર તદ્દન ન્હાના હતા અને થોડું થોડું બોલતાં શીખ્યા હતા ત્યારે તેમના વિચિત્ર વલણ અને સ્વભાવ જોઇ કોઇ તેને ફોસલાવીને પૂછતું કે, "તું તારી માના પેટમાં શું કરતો હતો?" ત્યારે તેઓ ઉત્તર આપતા કે, "હું મારી માના પેટમાં ચોપડીઓ લખતો!" આ વાત અમે અમારી પોતાની લખતા નથી પણ રા. પઢીયારે પોતાનું જીવનચરિત્ર લખવા જે ટાંચણો કરેલાં તે ઉપરથી તેમનાજ શબ્દોમાં લખીએ છીએ. આ ઉપરથી રા. પઢીયારમાં ચોપડીઓ લખવા માટેનો સંસ્કાર પૂર્વથીજ હશે તેમ સમજી શકાય છે. રા. પઢીયાર ઘણી વખત કહેતા કે, "હું કોઇ અધુરો જીવ છું, નહિતો મુક્તિને માટે મારા આટલા તરફડાટ છતાં પણ હું કાં શાંતિ-મુક્તિ

મેળવી શકતો નથી અને લખવા–વાંચવામાં કે એવાં બીજા કામોમાં પડ્યો રહું છું ? " તેઓ કર્મના સિદ્ધાંતને બહુ સારી રીતે સમજતા હોવાથી મનના વલણને હઠ કરીને બદલતા નહિ, પણ તે જેમ વહે તેમ વહેવા દઇ તેની પાસેથી કામ લેતા, અને તે કામ આપણે તેમનાં ' સ્વર્ગનાં પુસ્તકો ' તથા બીજાં ' સેવાનાં કામો ' થી જોઇ શકીએ છીએ.

પોતાની સાત વર્ષ સુધીની ઉમ્મર માટે રા. પઢીયાર કહેતો કે, " હું ખાવાને માટે બહુ કજીઆ કરતો. દહીં ઝાઝું આપો, રોટલા ઉપર ઘી ચોપડી આપો, ગોળ કે સાકર વગર તો મને ચાલતું નહિં, અને આ શિવાય બજારમાં કેરી, શેરડી, જામફળ, પપૈયું દેખવામાં આવે તો તે લેવડાવવાને માટે હું બહુ કજીઆ કરતો, અને ઘરનાં માણસો જો ન લઇ દે તો કજીઓ કરતો, ગાળો દેતો, ધૂળમાં આળો-ટતો અને ઘરમાં કાંઇક બગાડ કરી નાખતો, આથી પણ કંટાળીને ઘરનાં માણસો હું જેમ કહું તેમ કરતા. "

રા. પઢીયાર કહેતા કે, " બચપણમાં મ્હને બ્હાર ફરવા જવાનું તથા નાગનાથ અને ભૂતનાથમાં દર્શન કરવા જવાનું બહુ મન થતું, પણ કોઈ સમે મ્હને કોઇ લઇ જાય અને કોઇ સમે મ્હને ન પણ લઇ જાય; આથી પણ હું બહુ કજીઆ કરતો અને ન બોલવાનાં વેણ બોલતો. એક વખત એવું બન્યું કે મ્હને બ્હાર દર્શને તેડી જવાની મ્હારા દાદાએ રાત્રિનો વખત હોવાથી ના પાડી, એટલે મ્હેં બીજે દિવસે સ્હવારે તેઓ પૂજા કરતા તે ઠાકોરજી ઘરનાં માણસોની નજર ચૂકાવીને સિંહાસન સહિત ઉપાડી શેરીના કૂવામાં પધરાવવા સંકલ્પ કર્યો, અને વહેલો ઉઠી, ઘરનાં માણસો આડાંઅવળાં કામે વળગ્યાં હતાં તે વખતે સિંહાસન ઉપાડી તેને કુવામાં પધરાવવા ઘરની બ્હાર નીકળ્યો. થોડું ચાલ્યો હોઇશ ત્યાં તો મ્હારી ફૂઇએ મને જોયો; એટલે તેમણે દોડી આવી મ્હને પકડી લીધો, અને પૂછ્યું, " આ ઠાકોરજીને લઇ તું ક્યાં જાય છે ? " ત્યારે મ્હેં તેમને કહ્યું કે, " દાદા, મ્હને દર્શન કરવા તેડી જતા નથી તેથી ઠાકોરજીને કુવામાં નાખવા જાઉં છું " આમ કહી હું તેમની પાસેથી નાસી ગયો. આ વાતની મ્હારા દાદાને ખબર પડી એટલે તેમણે કહ્યું કે, " તને દર્શન કરવા નહોતો તેડી ગયો તેથી તું આમ કરતો હતો ખરો ને ? હવે એમ કરીશ નહિ. હું તને દરરોજ દર્શન કરવા તેડી જઇશ. " આ ઉપરથી રા. પઢી-

યારની ધાર્મિકતા અને નાનપણથીજ ઇશ્વર ઉપરનો તેમનો પ્રેમ આપણે સમજી શકીએ છીએ. તેમની આ ધાર્મિકતામાં અને મૂર્તિપૂજાના તેમના આ પ્રેમમાં પાછળથી ઘણો ફેર પડી ગયો હતો; તે છતાં ઠેઠ છેવટનાં વર્ષો સુધી–મરવાની અંત સુધીમાં પણ રા. પઢીયાર ચોરવાડમાં હોય ત્યારે નાગનાથ અને ભૂતનાથ મહાદેવનાં દર્શન કરવાનું ભાગ્યેજ ચૂકતા. આવો તેમનો અજબ પ્રેમ શિવ–કલ્યાણ ઉપર હતો. શરૂમાં તેઓ 'શિવ શિવ' એવો જાપ પણ કરતા અને તે જાપ ઘણાં વર્ષો સુધી ચાલ્યો. પાછળથી તે જાપ જો કે બદલાઇને 'ॐ ॐ' એમ થયો હતો, તે છતાં શિવ–કલ્યાણ ઉપરની તેમની મમતા ઓછી થઈ નહતી.

નાનપણની તેમની રમતોમાં કુતરાંઓનાં બચ્ચાં રમાડવાં, તેને એકબીજા સાથે બઝાડવાં, તેને માટે ઘોલકીઓ કરવી, ધૂળની ઢગલીઓ કરી રમવું, ટીલી એગ ટીલી કરીને એક બીજાને શોધી કાઢવાની અને છૂપાઇ જવાની રમત રમવી, ચંદ્રના અંધારા અજવાળામાં રહી પકડવાની શરતો કરવી, હોળીમાં છાણાં ચોરવાં, નવરાતમાં તેલ ઉઘરાવવું; એવી એવી ઘણી નિર્દોષ રમતો તેઓ રમતા, અને તે સર્વેમાં પોતાની શેરીના છોકરાઓમાં મુખ્ય ભાગ તેઓ ભજવતા હતા.

જ્યાંસુધી રા. પઢીયાર દશ વર્ષના થયા ત્યાંસુધી તેમને બરાબર ધોતલી પણ પહેરતાં આવડતી નહોતી, તેથી ઘણી વખત એકલો લાંબો અંગરખો પહેરતા. માથે કાઠીઆવાડી ભાઇઓની* પેઠે મોટો વજનદાર ફેંટો બાંધતા. ઘરેણાં તેમને મુદલે પહેરવાં ગમતાં નહિ તેથી કોઈ તેમને પહેરાવે તો પણ નાંખી દે. લીંટ પોતાને બહુ નીકળતું હોવાથી લીંટ લૂછી લૂછીને અંગરખાની બાંયો તુરત મેલી કરી નાખતા અને ધોતલી તો ધૂળમાં રમવાથી તુરત મેલી થઇ જાય એ સ્વાભાવિક છે; આથી તેમને ઘણાઓ મેલો, ગંદો કહી ચીડવતા હતા. આમ તેમનું બાળપણ વીત્યું હતું.

---

* ફેંટો બાંધવો એ ગુજરાતમાં બહુ પ્રચલિત નથી, પણ કાઠીઆવાડમાં તો નાનાથી મોટા બધા ફેંટો બાંધે છે; અને તેમાં તેઓને બહુ આનંદ પડે છે. એમાં પણ એક બીજા શરતો કરી સુંદર પેચો તથા રંગોવાળા ફેંટાઓ બાંધી એક બીજાની ચડસા ચડસી કરે છે ત્યારે જોવાની ઘણી ગમ્મત પડે છે. આથી કાઠીઆવાડી પેચવાળા હોય છે; એવી ખાસ કહેવત ગુજરાતમાં પ્રચલિત થઈ ગઇ છે. જો કે ટોપીબાઇનું રાજ્ય થતાં કાઠીયાવાડમાંથી ફેંટાની આબરૂ રૌનક જતી રહી છે, છતાં હજી એ રિવાજ ત્યાં ચાલુ તો છેજ.

આ બધી વાતો બચપણની થઇ પણ જરા મોટા થયા એટલે તોફાન વધવા માંડ્યું. પાણીમાં તરવાની અને ઘણે ઉંચેથી કુંડમાં ભુસ્કો મારવાની મિત્રો સાથે તેઓ શરતો કરતા. બોર ખાવા માટે કુહાડી લઇ જંગલમાં કે કાદામાં જતા અને બોરડી કાપી તેમાંથી બોરો વીણી આવી અને ખૂબ કાંટા વગાડી આવી ઘેર આવતા. જંગલમાં ઝાડ ઉપર ચઢી 'આંબલી પીંપળી' નો દાવ રમતા; અને વાંદરાની પેઠે કુદાકુદ કરી સ્હામ સ્હામી એક બીજાની ટોળીઓ બાંધી લડાઈ કરતા અને આ સિવાય બીજું તોફાન કરવામાં પણ તેઓ મોખરે હતા.

આવી વાતોથી તેમના પિતાશ્રીએ કંટાળી તેમને ઉપવિત–જનોઇ આપી ભણવા બેસાડયા; છતાં ત્યાં પણ કાંઇ તેઓ સીધા ચાલે તેમ નહતા ! કોઇને મારી આવે, કોઇને ગાળ દઇ આવે, કોઇની પાટી ભાંગી આવે, કોઇની પેન ચોરી આવે—આવું તોફાન હરહંમેશ ચાલ્યાં કરતું. આ તોફાનમાં તેમના એક સારથી તથા પડોશી તેમના બાળ-મિત્ર સ્વ. ચતુર્ભુજ હંસરાજ પણ સામેલ રહેતા; છતાં તેમનું નામ પોતે જણાવા દેતા નહિ અને બધો વાંક પોતા ઉપર લઇ 'શેરીના દાદા' થઇ ફરતા.*

તેઓ કહેતા કે, "મ્હેં પૂરેપૂરો અભ્યાસ કર્યોજ નથી. મ્હારા પિતાશ્રીની મરજી મ્હને સાત ચોપડી ભણાવી માસ્તર બનાવવાની હતી, પણ તેમનું કહ્યું મ્હેં માન્યું નહિ અને ગૂજરાતી છ ચોપડી પુરી ભણી મ્હેં ભણતર છોડી દીધું. વળી મ્હારૂં આ ભણતર એકજ સ્થળે થયું નથી, પણ માળીયા, ભંડુરી તથા ચોરવાડ એમ ત્રણ ગામોમાં મળી થયું છે; તેથી નિશાળનો સંગીન લાભ મને મળ્યો નથી. પણ આ માટે મને દુઃખ નથી, કારણ કે એનું સાટું મ્હેં

* આવા સ્નેહનો પ્રભાવ ઘણા થોડામાં જોવામાં આવે છે. સ્વ. ચત્રભુજ હંસરાજ મોઢ વાણીયા હતા. મોટી ઉમ્મરે તેમનામાં અને શ. પઢીયારમાં આસ્માન જમીનનો ફેર પડી ગયો હતો; પણ પોતાનો બાળસ્નેહ તે કદી વિસરી ગયા નહતા. સ્વ. ચત્રભુજ પોતાની છેવટની સ્થિતિમાં માંદા બની ગયેલ ત્યારે શ. પઢીયારે જે મદદ તેમને દવા તથા સેવાથી કરેલી તેવી બીજા કોઈએ આપી નહોતી; અને તેમના ગુજરી જવાથી શ. પઢીયાર કહેતા કે, 'મ્હને કોઈ દિવસ ખાસ રડવું નહોતું આવ્યું તે આવ્યું !' ખરેખર બાળસ્નેહ અને મિત્ર સ્નેહ અજબ વસ્તુ છે.

બીજા પ્રકારે—જુવાનીમાં ખૂબ ખૂબ વાંચીને—વાળી લીધું છે. ”

કોઇ કોઇ વખત તેમની વૃતિ તોફાન મસ્તી ઉપરાંત કાંઇક જુદીજ રીતે વળતી અને તે એ કે વગડામાં એકલા નાશી જતા, ત્યાં જઇને ફૂલો અને ઝાડો જોયા કરતા; અથવા તો નિરાંતે છાંયામાં પડયા પડયા એકાદું જેવું તેવું પુસ્તક વાંચતા કે આકાશ સામું જોઇ રહેતા. આ વખતે તેમના મનમાં કાંઇક જુદાજ ભાવો આવતા. આ આકાશ શું? આ જગત શું? જીવ વળી કેમ શરીરમાં આવતો હશે? અને આ શરીર કેમ નભતું હશે—ચાલતું હશે? એવા તર્ક વિતર્ક તેઓ કરતા. આમાંથી કાંઇ રસ્તો ન જડે એટલે તેઓ ન્હાનાં ન્હાનાં ઝાડો કાપી તેની ડાંખળીઓ તોડી નાખતા, પાંદડાંઓ વીંખી નાખતા અને પછી જોતા કે તેમાં—ઝાડના શરીરમાં શું હીલચાલ થાય છે! કંટાળાનાં થોરનાં ઘણાં નાનાં ઝાડોમાંથી દૂધ ટપકાવવું એ તેમની ખાસ રમત હતી. તે ઉપરથી પોતાના શરીર વિષે વિચાર કરી કોઇને હેરાન કરીએ તો તેને પણ દુઃખ થશે એમ તેઓ અનુભવતા.

કાગળોની જુદી જુદી આકૃતિઓ ચિત્રો, ફુલો, ઝાડો વિગેરે કાપવાનો તેમને બહુ શોખ હતો. આવી આકૃતીઓ તે મોટા કાગળ ઉપર ચોટાડતા. આવા નમુના તેમણે ઠેઠ સુધી જાળવી રાખ્યા હતા અને જ્યારે કોઇ મિત્ર પોતાને ત્યાં આવે ત્યારે તેમને તે ખાસ નવી વસ્તુ તરીકે અને બાળપણના એક કામ તરીકે હર્ષથી તેઓ બતાવતા.

સુતારકામ તથા કડીઆકામ વિગેરે કારીગરનું કામ પણ તેઓને બહુ ગમતું. પોતે કોઇ વખત નાનું સરખું જેવું તેવું હથીયાર લઈ પત્થર ઘડયા કરતા. કોઇ કોઇ વખત નાનાં લાકડાં ચપ્પુથી છોલી સરખાં કરતા. ચોપડીઓનાં પૂંઠા પણ તેઓ મજબૂત ગુંદર અથવા લાહી ચોપડી બનાવતા.

આ ઉપરાંત રા. પઢીયારને ફૂલના છોડ, તુલસી, ફૂદીનો, અજમો વગેરે વાવવાનો ઘણો શોખ હતો; તેથી તેને પાણી પાઇ માવજત રાખવાનું કામ પણ તેઓ ઘણી ખુશીથી કરતા.

ગાયો અને વાછરડાં એ તેમની પ્રિય વસ્તુ હતી. તેની સેવા કરવી, તેને પાણી પાવું તથા ઘાસ નીરવું એ તેમને બહુ ગમતું; તેમજ તેનું દુધ પીવું તથા દહીં, માખણ ખાવું તે પણ તેઓને બહુ ગમતું.

આવી રીતે તોફાનીપણામાંથી તેમનું મન કુદરતી લીલાનું નિરીક્ષણ કરવા તરફ વળ્યું; અને એ નિરીક્ષણને પરિણામે તેમનું વલણ

કાંઈક જ્ઞાન–જાણવા તરફ થયું. આથી વાંચવાનો છંદ પણ તેમને બચપણથીજ–ચોથી પાંચમી ચોપડી ભણતા ત્યારથીજ–લાગ્યો. આ વિષે એક રમુજી વાત તેઓ કહેતા કે, "માળીઆમાં* હું કોઈ સાથી નહિ મળવાથી ઘણે ભાગે મેંગણુ નદીના કિનારે આવેલા સ્મશાને સાંજના વખતે ફરવા જતો અને ત્યાં કાંઈ વાંચવાનું હોય તે વાંચતો, અને કંઈક ઠરેલ થયો છું તેવો ડોળ કરતો. આ વખતે હું કાળો કોટ અને કાળી ટોપી પહેરતો તેથી સાંજના વખતે મારો આવો વેશ જોઈ લોકો બ્હીતા. વળી હું ત્યાં નિયમિત હાજરી આપતો તેથી વિશેષ બ્હીતા, અને ભૂત પ્રેત હશે તેવું અનુમાન કરતા. એક વખતે સંધ્યાકાળે અંધારૂં થવા આવેલું ત્યારે થોડાં માણસો લાકડીના ડંડીકા અને ફાનસ વગેરે લઈ મ્હારા વિષે તપાસ કરવા આવ્યા. ત્યાંતો મને દીઠો અને બોલી ઉઠ્યા કે, "આ તો સુંદરજીભાઈનો દિકરો!" પછી પૂછ્યું કે, "તું દરરોજ અહિં કેમ આવે છે?" તેના ઉત્તરમાં તોરમાં ને તોરમાં મેં તેઓને કહ્યું કે, "હું મંત્રની સાધના કરૂં છું." આ બોલતી વખતે મને ભાન નહતું કે મંત્ર શું? પણ પાછળથી એ વાત મને સમજાઈ કે મંત્ર એટલે એકાગ્રચિત્તથી કોઈ વસ્તુનું ચિંત્વન કરવું તે. મ્હારો મંત્ર પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવાનો હતો અને તે મ્હેં ઘણાં વર્ષોના અંતે સિદ્ધ કર્યો હતો!"

વાંચવાના શોખ માટે એમની કેટલીક વાતો જાણવા જેવી છે. ચોરવાડમાં અથવા તેની આજુબાજુમાં ક્યાંઈ પણ લાયબ્રેરી નહતી. એ વખતે માત્ર નાની સરખી સ્કૂલલાયબ્રેરી હતી તેનો ઉપયોગ માસ્તરો શિવાય થતો નહિ, અને માસ્તરો પણ તેનો ઉપયોગ કરતા હશે કે નહિ તે તો ઈશ્વરને ખબર! આજ પણ ઘણાં ગામડાઓમાં જેમ લાયબ્રેરી વિનાની દીન સ્થિતિ છે તેના કરતાં વધુ દીન સ્થિતિ રા. પઢીયારની બાલ્યાવસ્થામાં ચોરવાડની હતી.

રા. પઢીયારનો ગૂજરાતી અભ્યાસ બરાબર થયો નહતો. તેઓ એક ઠેકાણે પોતાની ખાનગી નોટબુકમાં લખે છે કે, "મારૂં અભ્યાસમાં બહુ મોળાપણું હતું. પહેલી ચોપડીમાં વરસ, બીજીમાં વરસ, ત્રીજીમાં

---

* ચોરવાડથી પાંચ ગાઉ દુર આ ગામ આવેલું છે, અને ત્યાં સરકારી કચેરી રહેતી હોવાથી રા. પઢીયારના પિતાશ્રી ઘણે ભાગે ત્યાં રહેતા, અને તેમની ફોઈઓ ચોરવાડમાં રહેતી તેથી થોડા દિવસ અહીંઆં અને થોડા દિવસ ત્યાં એવી રીતે જેમ તેઓને ફાવે તેમ અડુક દડુકની પેઠે તેઓ રહેતા.

બે વરસ, ચોથીમાં ચ્હડાવો, પાંચમી અને છઠ્ઠીમાં પાસ, સાતમી અધૂરી, ઇતિહાસ ભૂગોળ આવડે પણ વ્યાકરણ, ભૂમિતિ, ગણિત અને દેશીનામું ન આવડે, વાંચન આવડે પણ કવિતામાં પછાત, અક્ષરો તો તદ્દન ખરાબ, આવી રીતે મ્હારો અભ્યાસ બધી બાબતોમાં મોળો હતો." પરંતુ વાંચન તરફ તેમની જે વૃત્તિ ગઇ તેથી તેમનામાં જુજ વખતમાં સામાન્ય જ્ઞાન વધી ગયું, પોતાને દરરોજ વાંચવું તો જોઇએ, પણ વાંચવાનું સાધન ન મળે, તેથી તેમનું મન ખિન્ન રહ્યા કરતું; પણ આખરે એક હીકમત શોધી કાઢી કે જેથી તેમને જોઇતાં પુસ્તકો વાંચવા મળવા લાગ્યાં. જૂનાગઢના તે વખતના કેળવણી ખાતાના ઉપરી અધિકારીને તેમણે વિનયથી એક અરજી કરી. તે જાણવા જેવી હોવાથી તેમજ રા. પઢીયારના એ વખતના સુંદર ભાવો દર્શાવતી હોવાથી નીચે ઉતારી લીધી છે.

સ્વસ્થાન જૂનાગઢ કેળવણી ખાતાના અધિકારી સાહેબ રા. રાજેશ્રી ગણપતરાય મયાશંકર ધોડાની ખાસ જીનાબમાં; મુ. જુનાગઢ.
માનવંત સાહેબ,

હું નીચે સહી કરનાર નમ્રતા સાથ માનપૂર્વક અરજ ગુજારી તસ્દી દેવા રજા લઉં છું કે, નામદાર ખુદાવિંદ નવાબ સાહેબ તરફથી જુનાગઢ સંસ્થાનની તમામ સ્કૂલોમાં સ્કૂલના પ્રમાણમાં નાની મોટી લાઇબ્રેરી રહેલી છે, અને વરસો વરસ તેમાં વધારો થતો જાય છે, એ ઘણું સ્તુતિપાત્ર કાર્ય છે; પણ સાહેબ, દીલગીરીની વાત છે કે એ લાઇબ્રેરીનો લાભ કબાટોને મળે છે. સ્કૂલની લાઇબ્રેરી એ આજસુધી જાહેર લાઇબ્રેરી ગણાતી નથી એટલે લોકોને તેનો લાભ મળતો નથી. માત્ર કોઇ મોટા અમલદાર કે મિત્રોને કોચવાતે દીલે મહેતાજીઓ ખાનગી રીતે પુસ્તકો આપે છે. "દઇને દુશ્મન કોણ થાય?" એવા વિચારથી તથા કેટલાકને કોઈ લુચ્ચાઓએ ગાંઠના પૈસા ભરવાનો ધડો શીખવેલો હોવાથી કેટલાંક કિંમતી પુસ્તકો કે જેમાંની બાબત જાહેરમાં મૂકવાથી બહુ લાભ થાય—બીજાને જણાવવા સ્વાભાવિક રીતે પોતાનું દિલ ખેંચાય, તોપણ કેટલાક મહેતાજીઓ તે છુપાવે છે. મહેતાજીઓ પાસે કોઈ પુસ્તક લેવા જાય તો જવાબ મળે કે પુસ્તક આપવા સરકારનો હુકમ નથી. જો કે પોતાને જોખમે તેઓ આપી શકે છે તો પણ બાપડાઓને પુસ્તક માટે દુરે ગાંઠનું ગોપીચંદન ઘાલવું પડતું હોવાથી આમ કરવું પડે છે; એટલે જેમનાથી કેળવણીનો ફેલાવો

થવો જોઇએ તેમના તરફથીજ અટકાયત થાય છે.

આખા જુનાગઢ સંસ્થાનમાં બે ત્રણ જાહેર લાઇબ્રેરી હોય તો કોણ જાણે ! સ્કૂલલાઇબ્રેરીનાં પુસ્તકો કબાટને બોજારૂપ તથા જીવડાંને ખોરાકરૂપ થઈ પડયાં રહે અને લોકોને તેનો લાભ ન મળે ત્યારે ગામડાંના લોકોએ વાંચવા કયાં જવું? આપણા ગરીબ દેશમાં લોકો માંડ માંડ પેટનું પુરૂં કરતા હોય ત્યાં પુસ્તકનો બોજો કેમ ઉપાડી શકે? સરકારશ્રીના ઉદાર આશ્રય વિના સૌરાષ્ટ્રમાં વાંચનનો ફેલાવો વધે એ હાલમાં બનવું મુશ્કેલ છે.

ગામડાંના રહેવાસી ગરીબ શીખેલા યુવાનીયાઓને બિલકુલ વાંચન મળતું નથી એ ખોટ ઘણે દરજ્જે કેળવણી ખાતું થોડીક ઉદારતાથી પુરી પાડી શકે એમ છે અને તે એજ કે સ્ટેટની તમામ સ્કૂલોની લાઇબ્રેરીઓમાંથી કોઇપણ આબરૂદાર શખ્સને મહેતાજીઓ વાંચવા માટે પુસ્તકો આપી શકે એવો હુકુમ થવા મહેરબાની કરવી જોઇએ. આવી છૂટ મૂકવાથી પુસ્તકને ઘસારો લાગતાં કોઈ કોઈ ફાટે તે બીજાં લેવાં જોઇએ. જો કે એમાં થોડા પૈસાનું કામ છે તો પણ એટલી ઉદારતાથી વાંચનનો શોખ વધારવાને ઘણું ઉતેજન મળશે એ નિઃસંદેહ છે. જો એમ નજ બની શકે એમ હોય તો જેમ બને તેમ ઓછામાં ઓછું લવાજમ વાંચકો પાસેથી લઈ પુસ્તકો વાંચવા આપવાની છૂટ મૂકવા કૃપા કરશોજી. એવી છૂટથી સરકારશ્રીને નુકશાન નહિ થાય—ભારે નહિ પડે અને પ્રજાને ફાયદો થશે. સરકારશ્રીને સારી જેવી રકમ ઉભી થશે તે ફાટેલાં પુસ્તકો ફરી ખરીદવામાં તથા વધે તો એકાદ અઠવાડીક ન્યુસ મોકલવામાં કામે લાગશે. અમુક સ્કૂલમાં ઉપજેલા લવાજમ માંથી અમુક ભાગ મહેનત બદલ ત્યાંના મહેતાજીને આપવાથી તેઓ ખુશીથી એ કામ ઉપાડી લેશે. આથી તેઓ ઉપરનું જોખમ ઓછું થશે અને હાલ ભીંતના કોઇ ખુણે પડેલા કબાટના ખૂણામાં પુસ્તકો તેઓ છુપાવે છે તેને બદલે પોતાના સ્વાર્થને માટે લવાજમ આપનાર મેમ્બરો વધારવા યત્ન કરશે; એથી વાંચનનો શોખ વધશે, સરકારશ્રીના પૈસાનો સદુપયોગ થતો ગણાશે, અને કેળવણીખાતાનો કેળવણી વધારવાનો હેતુ પાર પડશે. રજાના દિવસોમાં પુસ્તકોની આપ લે કરવાથી સ્કૂલના કામકાજમાં હરકત નહિ પડે, અને પુસ્તકો જો કે આજ દિવસ સુધી રહયાં છે તેવાં પેકબંધ કાપ્યા વિનાનાં પાનાંવાળાં તો નહિ રહે; પણ ઉધીનો ખોરાક થતાં અટકશે. વળી જાહેર ફ્રી લાયબ્રેરી થવાથી કોઈ સદ્ગૃહસ્થો

તરફથી પુસ્તકો વગેરેની મદદ પણ મળશે. આપના જેવા કેળવાયેલા લાયક શક્તિવાન અધિકારી સાહેબ તરફથી આવો ખરો લાભ નહિ મળે તો પછી કોની તરફથી એવી આશા રાખવી? જો આપને ગળે આ સત્ય ફાયદાકારક પારમાર્થિક વાત લવાજમ દેતાં છતાં પણ નહિ ઉતરે તો પછી સૌરાષ્ટ્રી ભાઇઓ વાંચનની યાચના કરવા કોને દ્વાર જશે?

આ વિજ્ઞપ્તિ જો કે હું મારી એકલાની સહીથીજ રવાના કરૂં છું; તો પણ એમાં આખા દેશની સમતિ છે એમ માનવા મારી પાસે કારણો છે. હાલ એજ અરજ.*

માળીયા (હાટીના)<br>તા. ૩૧ આગષ્ટ ૧૮૯૩

વિનંતિ સેવક,<br>**અમૃતલાલ સુંદરજી પઢીયાર.**

આ અરજી નીચે તે વખતના માળીયા (હાટીના) ગુજરાતી સ્કૂલના હેડ માસ્તર સાહેબ રા. પુરૂષોત્તમ વિઠલજીએ સારી રીતે રા. પઢીયારની તરફેણમાં પોતાની ટીકા નોંધી તે, તે વખતના જુનાગઢ સ્ટેટના મે. કેળવણી ખાતાના ઉપરી સાહેબ ઉપર મોકલી આપી હતી. જેનો નીકાલ સારી રીતે જો કે નહોતો આવ્યો; તોપણ રા. પઢીયારને તો કેળવણી ખાતાની ભલામણથી પુસ્તકો મળવા લાગ્યાં હતાં.

આ ઉપરથી રા. પઢીયારની વાંચવા માટે ઉત્તમ જીજ્ઞાસા તથા ઘણી નાની ઉમ્મરમાં તેમણે કરેલા વિચારો જાણી તેમને માટે માન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. ચોરવાડની લાયબ્રેરી આજે સારામાં સારી અને નિયમિત ગણાય છે. એની યોજનામાં પણ રા. પઢીયારની આ ઉપરની અરજી માંહેલા વિચારો હોય એમ લાગે છે. જેનામાં સતત પિપાસા—જીજ્ઞાસા હોય તે શું નથી કરતો તે આ ઉપરથી સમજાય છે.

---

* આ પરિસ્થીતિ ઇ. સ. ૧૮૯૩ ના વખતની એટલે કે આજથી ત્રીસ વર્ષ ઉપરની છે. આજે તો જુનાગઢ સ્ટેટનાં મોટાં મોટાં શહેરો—ગામોમાં ઘણે ભાગે જાહેર લાયબ્રેરી છેજ અને તેનો રૂડો ઉપયોગ પણ ગામના પ્રમાણમાં થાય છેજ.

# પ્રકરણ ૩ જું—લખવાનો છંદ.

રા. પઢીયારને જેવી રીતે વાંચવાનો છંદ પડ્યો હતો તે પ્રમાણે અભ્યાસ મૂકી દીધા પછી તેમને લખવાનો છંદ પણ આજ કાલના કેટલાક જુવાનીયાઓની પેઠે વળગ્યો હતો. વાંચવાથી, ફરવાથી અને ઘરનાં કે એવાં બીજાં કામોથી કંટાળે ત્યારે તેઓ કાંઇને કાંઇ લખતા; અને આ લખવાનું પણ નિયમિતપણે ચોપડી બાંધીને અથવા સારા અક્ષરોથી નહિ, પણ પોતાને જેમ અનુકુળ લાગે તેમ કોઈ વખત કાગળના નાના કટકા ઉપર, કોઇ વખત આખા ફૂલ્સકેપ કાગળ ઉપર, કોઇ વખત કોઇ નાની કે મોટી ચોપડીમાં એમ ગમે તેમ ગમે તે વિષય ઉપર તેઓ લખ્યા કરતા. પાછળથી તેમણે પોતાની આ ટેવમાં સુધારો કર્યો હતો; અને દરેક વિષયની નોટો જેવી કે વૈદકની, પસંદ કરેલાં સારાં ગૂજરાતી વચનોની, સારાં સંસ્કૃત વચનોની, સારાં કાવ્યોની, પોતાના અનુભવ તથા વિચારોની, ગીતાના અધ્યયનની ઇત્યાદિ તેમણે પોતાને હાથે સીવીને તથા પાકાં પૂંઠાં જેવી મજબુત બનાવીને તૈયાર કરી હતી. આવી નોટો હજુ પણ ઉપલબ્ધ છે. આ પછી જ્યારે તેમણે નિર્ણયજ કર્યો કે, “ મારે કોઇની નોકરી કે ધંધો કંઇ કરવું નથી અને પૈસા કમાવા નથી, પણ કુટુંબ પૂરતું આપણુને મળી રહે એટલે બસ ” ત્યારે ગૂજરાતી ભાષાના સારામાં સારા લેખક થવાની મહત્વાકાંક્ષાથી તેમની એ નોટો વધારે પ્રમાણમાં સુધરતી ગઇ; અને પાછળથી તો તેઓ આ નોટો પોતાને હાથે નહિ બાંધતાં બજારમાંથી પોતાને જોઇતા કદની નોટ વેચાતી લેતા અથવા બાઇન્ડર પાસે સૂચના આપી બંધાવતા. આ નોટો સંબંધી આટલું વિસ્તારથી લખવાનું કારણ એ છે કે જો કોઇપણ ઉગતો લેખક રા. પઢીયારની પેઠે પોતાને વાંચનની સાચી જીજ્ઞાસા જગાડે અને પછી પોતે જે વાંચેલું–વિચારેલું હોય તેમાંથી પોતાને જે પસંદ પડેલું હોય તેનું તારવણું કરી તેને ક્રમસર ગોઠવે અને વખત આવે તેનો યોગ્ય ઉપયોગ કરે તો તે વખત જતાં સારો લેખક થઇ શકે; એમાં નવાઇ જેવું નથી.

બીજી કોઇ બાબત તરફ રા. પઢીયારની વૃત્તિ ન જતાં લખવા તરફ તેમની વૃત્તિએ શા માટે જોર પકડ્યું તે સંબંધે વિચાર કરતાં જણાશે કે પુસ્તકો વાંચવાનો તેઓને જે જબરો શોખ હતો તેથી

પોતે પણ તેવાં પુસ્તકો લખી શકે તો સારૂં એવી સ્વભાવિક ઇચ્છા તેમને થઇ હશે. દરેક સાચા વાંચનારની આવી સ્થિતિ થાય છે. વાંચી વાંચીને થાકે એટલે લખવાનું અથવા બોલીને બહાર કાઢવાનું તે પસંદ કરે છે, અને લખી લખીને અથવા બોલી બોલીને કંટાળે એટલે કંઇ કાર્ય—સદ્કાર્ય કરવા તરફ તેની વૃત્તિ વળે છે, અને આ કાર્ય જગત્‌ને કંઇને કંઇ અંશે આગળ વધારવામાં મદદ કરે છે. આ સ્વભાવિક નિયમ રા. પઢીયારમાં પણ જોવામાં આવે છે. તેમનામાં પ્રથમ જ્ઞાન—સાચી સમજણને માટે ઇચ્છા થઇ, તે ઇચ્છા તેમણે વાંચનથી શાંત કરી. પછી વાંચેલું તથા વિચારેલું બહાર કાઢવા સંકલ્પ કર્યો. આ સંકલ્પ શરૂઆતમાં તો બીજ જેવો નાનો હતો, પણ પાછળથી તે બહુ બળવત્તર થયો અને તેનું સુંદર પરિણામ "સ્વર્ગનાં પુસ્તકો" રૂપે આપણે જોઇએ છીએ.

શરૂઆતમાં તો તેઓ પોતે વાંચેલાં સારાં ટાંચણો, પોતાને સુઝેલા સારા વિચારો કે એવું કાંઇ નાના મોટા કાગળ ઉપર છૂટક છૂટક લખ્યા કરતા. આ વખતે એમની ઉમ્મર નાની એટલે સત્તર અઢાર વર્ષની હતી. એ વખતના એમના લેખો કે જે અધુરા છે અને કયાંએ પ્રસિદ્ધ પણ નથી થયા તેની થોડી ઘણી યાદી નીચે પ્રમાણે છેઃ—

૧. આર્યાવૃતને ગાયથી થતા લાભ
૨. ગૌ અંગ્રેજો પ્રત્યે પ્રાર્થના કરી પોતાનું દુઃખ રડે છે
૩. હિંદુઓના અધિક માસ વિષે
૪. ગાયોએ પોતાનો બચાવ કરવા સારૂ સ્ત્રીઓ પાસે પોતાના પતિને ગોરક્ષણ કરવા સમજાવવા અરજ કરતાં સ્ત્રીઓ તરફથી ગોમાતાને મળેલો પ્રત્યુત્તર
૫. ગૌરક્ષણ માટે ક્રુર અને સુજ્ઞ વચ્ચે થયેલો સંવાદ
૬. ગૌરક્ષણ માટે ભાષણ (સ્ત્રીઓને માટે)
૭. ગૌરક્ષણ માટે જૂનાગઢીઓને સુચના
૮. વ્હેમ વિષે
૯. મોત વિષે

આ સિવાય પણ બીજા ઘણા નાના મોટા અધુરા લેખો અને ટાંચણો એમણે એ વખતે લખેલ; પણ તે બધું એટલું બધું અસ્તવ્યસ્ત

છે કે તે વિષે પૂરતી માહીતિ મળી શકે તેમ નથી. રા. પઢીયારની ખાસ ઇચ્છા પોતાના જૂના અને નવા પરચુરણ લેખો, ડાયરીઓ, નોટો, પત્રો વિગેરે વ્યવસ્થિત પણે ગોઠવીને ધોરણસર કરવાની હતી; પણ પોતાની પાછલી જીંદગીમાં તેઓ ચોરવાડમાં રહેતા ત્યાં તેમણે સ્વર્ગનાં પુસ્તકો અને બીજા સુંદર લેખો લખવાનું તથા ચોરવાડ અને તેની આજુબાજુનાં ગામોની સેવા કરવાનું એટલું બધું કામ પહોંચતું કે ખાસ કામો શિવાય બીજાં જૂનાં કે નવાં કામોને પોતાની ઘણી ઇચ્છા છતાં પણ તેઓ પહોંચી શકતા નહિ. આ શિવાય મુસાફરીમાં પણ તેમનો ઘણો વખત જતો; તેથી પણ તેઓથી આ વાત બની શકી નહિ. આ ઘણીજ ખેદની વાત છે. જો તે વ્યવસ્થિત હોત તો તેનો લાભ જગતને કોઇને કોઇ પ્રકારે મળત. ઘણી સારી વસ્તુઓ જેમ મૂળ જતાં સદાકાળને માટે ભૂંસાઇ જાય છે તેમ હવે તો તે ભૂંસાઇ ગઇ છે.

ઉપર જણાવેલા અધુરા લેખો ઉપરથી રા. પઢીયારનું વલણ શરૂઆતમાં ધર્મ તથા નીતિ તરફ વિશેષ હતું એમ આપણે સમજી શકીએ છીએ; પણ થોડો વખત વીતતાં તેમની નજર સંસાર સુધારા તરફ ગઇ હતી. તેમણે અઢાર ઓગણીસમે વર્ષે " આર્ય વિધવા " નું પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકમાં તેમણે વિધવાઓને પડતાં દુઃખોનો ચિતાર આબેહુબ રીતે આપ્યો છે. એ પુસ્તક વાંચીએ એટલે એમજ લાગે છે કે કોઇ તરતની રંડાયેલી અને દુઃખી થતી જુવાન વિધવાનો આર્તનાદ જાણે આપણે સાંભળતા હોઇએ તેવું લાગે છે. જે ઉછરતા ભાવોથી તેમણે આ પુસ્તક લખ્યું છે તથા પુસ્તકનો વિષય પ્રતિપાદન કરવામાં જે શ્રમ તેઓએ લીધેલ છે તે તેમની વિધવાઓ પ્રત્યેની દયાની લાગણી કેટલી જબરી હતી તે દર્શાવી આપે છે. આ પુસ્તકની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે પણ જાણવા જેવું છે. પોતાની પડોશમાં રહેતા તથા પોતાના બાળમિત્ર એક શ્રીમંત વણિકની સ્ત્રી રંડાયાથી તેમને બહુ લાગી આવ્યું હતું, અને એ લાગણીના જુસ્સામાં તેમણે આ પુસ્તક લખ્યું હતું. વિધવાઓ તરફ લાગણી ધરાવનારાઓએ તથા સુધારાની હિમાયત કરનારાઓએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. આ પુસ્તકનો બીજો ભાગ પણ રા. પઢીયારે લખી રાખેલ છે, પરંતુ તે હજુ પ્રસિદ્ધ થયેલ નથી.

' આર્ય વિધવા ' નું પુસ્તક લખાઇ રહ્યા પછી એકાદ વર્ષે તે

પડી રહ્યું. પછી જ્યારે રા. પઢીયારને મુંબઈ જવાનું થયું ત્યારે તેમણે શેઠ લખમીદાસ ખીમજીને મળી તેમની સહાયતા મેળવી આ પુસ્તક સં. ૧૯૪૭ માં પ્રસિદ્ધ કર્યું. આ વખતે રા. પઢીયારને લેખક જીવનનો કડવો અનુભવ ( પુસ્તક લખવામાં, છપાવવામાં તથા વેચવામાં ખાસ મળતર વિના પડતી મહેનત ) પહેલ વહેલો મળ્યો; આથી પણ ન કંટાળતાં પોતાનો લખવાનો અને વાંચવાનો વ્યવસાય તેમણે આગળ વધારવા માંડયો, અને તે વખતનાં જુદાં જુદાં માસિકો તથા વર્તમાન પત્રોમાં લેખો, ચર્ચાપત્રો, ટુચકાઓ વિગેરે તેઓ મોકલવા લાગ્યા. 'આર્ય વિધવા' નું પુસ્તક પ્રસિદ્ધ થવાથી રા. પઢીયારની સુધારક તરીકે અને લેખક તરીકે ખ્યાતિ થઇ; આથી ભાવનગરના બુકસેલર રા. બાલુભાઇ કહાનદાસ મણીઆરે તેમની પાસેથી કોઇ પુસ્તક છાપવા માટે માગ્યું; ત્યારે પોતા પાસે જે વાંચનનો સંગ્રહ હતો તેમાંથી ચુંટી તથા પસંદ કરીને એક નાનું પુસ્તક બનાવી તેમણે મોકલાવી આપ્યું અને તેના નફામાંથી કંઇ લેવાનો કરાર કર્યો. આ વચનોના સંગ્રહનું નામ ' અમૃત વચનો ' છે. તે સં. ૧૯૫૬ માં પ્રસિદ્ધ થયું હતું. રા. પઢીયારનું આ બીજું પુસ્તક છે; આથી રા. પઢીયારની લખવા માટેની પસંદગી કેવી હતી તે સારી રીતે સમજી શકાય છે.

આ અરસામાં મુંબાઇમાં ' ભીમસેન ' કરીને એક અઠવાડિક છાપું નીકળતું હતું. તેમાં રા. પઢીયારે ' કાઠીયાવાડી તોપ ' નામની એક અદ્ભુત વાર્તા લખવા માંડી. આ વાર્તા એવી તો સરસ હતી કે તે વખતે ભીમસેનનાં વાંચકો આ વાર્તાને માટે અધીરાઇથી રાહ જોઇ બેસી રહેતા. રા. પઢીયાર કહેતા કે આ વાર્તાથી 'ભીમસેન' ના ગ્રાહકોની સંખ્યામાં ખાસ વધારો થયો હતો. આ વાર્તાની મૂળ વસ્તુ તેમનાં ' સ્વર્ગનાં પુસ્તકો ' જેટલી બોધપ્રદ નથી, પણ તે એટલી બધી ગમ્મત સાથે આનંદ આપનારી છે કે હજુપણ કોઇ તેને વાંચવા લે તો તે પૂરી વાંચ્યા વગર ભાગ્યેજ હેઠી મૂકે ! આ માટે આજ લેખકનો અનુભવ જો લેખક ઉતારે તો તે અસ્થાને નહિ ગણાંય. મુંબઇમાં એક નિરાંતના દિવસે સ્હવારે ઉઠી, દાતણ પાણી કરી તે વાર્તા વાંચવા લેખક બેઠો; પછી તેમાં એવો તો રસ જામ્યો કે વાંચતા ત્રણ ચાર કલાક થઇ ગયા તો પણ જે જગાએ બેઠેલો ત્યાંથી તે વાર્તા પૂરી કર્યા વિના ઉઠી શકયો નહિ અને બીજી કોઇ વાત તેને સાંભળી પણ નહિ. આમાં કદાચ રસ અને ઉમ્મરનું કારણ હોય, તો પણ

એટલું તો નક્કીજ છે કે પઢીયારનો રમુજી સ્વભાવ તેમનાં કોઇ પણ પુસ્તકમાં ખાસ જણાતો નથી તે આમાં જણાય છે. રા. પઢીયાર આપણી સામે જાણે કોઇ રમુજી વાર્તા—કાઠીયાવાડી ભાટ ચારણોની પેઠે—કહેતા બેઠા હોય તેમ જણાય છે. આ વાર્તા હજુસુધી પુસ્તકરૂપે પસિદ્ધ થઇ નથી.

'આર્ય વિધવા' નું પુસ્તક વિધવાઓ તરફની તેમની લાગણીનો જીવંત નમુનો હોવા ઉપરાંત કુદરતી રીતેજ રા. પઢીયારનો સ્ત્રીઓ તરફ વિશેષ ભાવ જામ્યો હતો. કુદરતની સુંદરતા તથા મોહકતા તેમને બહુ ગમતી હતી, તેથી વિધવાઓ ઉપરાંત બીજી સ્ત્રીઓ તથા કુમારીઓ તરફ પણ તેમની લાગણી વિશેષ પ્રકારે ઢળી હતી. આથી તેમણે આ અરસામાં સ્ત્રીઓ વિષે તથા પ્રેમનાં પુસ્તકો વિષે અભ્યાસ કરવા માંડયો. અને 'તેના પરિણામે તેમણે ' પ્રેમ પ્રેમ ને પ્રેમ ' નું પુસ્તક માળીયામાં સં. ૧૯૫૩ માં લખ્યું. આ પુસ્તકમાં આશકનો માશુકના માટે કેટલો તરફડાટ હોય અને તે માશુકને માટે શું શું કરી નાખે, કહી નાખે, અને તેના મનની સ્થીતિ વિરહાવસ્થામાં કઇ જાતની હોય તે આબેહુબ રીતે રા. પઢીયારે બતાવેલ છે. આશુક માશુકના પ્રેમ ઉપરાંત પ્રેમના પ્રકાર, પ્રેમનો સિદ્ધાંત, પ્રેમની ભાષા, પ્રેમનું વલણ, પ્રેમનું પરિણામ, પ્રેમની ખુમારી વિગેરે પણ તેમણે આ પુસ્તકમાં ઘણી સરસ રીતે ગુંથેલ છે. આથી તે પ્રેમનાં ગુજરાતી પુસ્તકોમાં ઘણુંજ પંકાએલું છે. પ્રેમનું સાહિત્ય વાંચવા ઇચ્છનારે આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. આ પુસ્તકનો બીજો ભાગ રા. પઢીયારે લખીને તૈયાર કરી રાખેલ છે અને તે તુર્તમાં છપાવાનો પણ હતો; પરંતુ રા. પઢીયાર સ્વર્ગે સિધાવતાં તેમની બીજી ઘણી વાતોની પેઠે આ વાત પણ ખોરંબે પડી છે.

હવે આ પ્રકરણ પૂરૂં કરવું જોઇએ. આ પ્રકરણનું મથાળું ' લખવાનો છંદ ' વાંચીને ઘણા વાંચકોને કંઇક અસર થઇ હશે એમ ખક સમજી શકે છે. છંદનો આપણી ભાષામાં બુરીઆદત—ખરાબ ટેવ છે. લખવાનો છંદ એનો અર્થ ' લખવાની બુરીઆદત ' એવો થાય; તો તે રા. પઢીયાર જેવા ઉત્તમ લેખકને શી રીતે લગાડી શકાય ? એમ વાંચકો પ્રશ્ન કરે તો તે સ્વભાવિક છે; પરંતુ અત્રે જણાવવું જોઇએ કે છંદ અને શોખ એ બન્ને વસ્તુ જુદી જુદી છે. છંદનું પરિણામ કોઇકજ વખત સારૂં આવે છે, જ્યારે શોખનું પરિણામ

ઘણેભાગે સારૂં આવે છે. છંદ એટલે કંઇપણ ગણત્રી કર્યા વગર, હિત અહિતનો વિચાર કર્યા વગર, આગળ પાછળનો સંબંધ જોયા વગર જે કંઇ જેવું તેવું બને તે કરવું તે; અને શોખ એટલે અગાઉથી બરાબર ગણત્રી કરી, હિત અહિતની વાત વિચારી પરિણામે જો લાભ થાય એમ હોય તો જે વાત લીધી હોય તે સરસ રીતે કરવી અને પછી તેમાં નાશીપાસ થવાય તો પણ મરણાંત વળગી રહેવું અને કશાથી ન ડગવું તે. આવો શોખ ઘણાજ થોડામાં જોવામાં આવે છે અને તેમાં પણ પાઇ ન મળે તેવા સાહિત્યના ધંધામાં તો રા. પઢીયાર જેવા કોઇકજમાં દીઠામાં આવે છે. લખવાની પ્રથમ જીજ્ઞાસા—લાલસા રા. પઢીયારને થઇ તે છંદજ જેવી હતી. એ વાત તેમનાં ' આર્ય વિધવા. ' અને ' પ્રેમ પ્રેમ ને પ્રેમ ' નાં પુસ્તકો જોવાથી સારી રીતે સમજી શકાય છે. ' આર્ય વિધવા 'નું પુસ્તક જો તેમણે લાગણીને ઉભરે ન લખી નાખ્યું હોત તો તે એક સુંદર વાર્તાનું રૂપ પકડી શકત; અને તેથી લોકોમાં તે વિશેષ પ્રિય થઇ પડત ! ' પ્રેમ પ્રેમ ને પ્રેમ ' નું પુસ્તક તેના હાલના રૂપે પ્રેમના છૂટક છૂટક વિચારોનો એક સંગ્રહ છે, તેને જો હજી પણ સારી રીતે ગોઠવી શકાયું હોત તો તેથી દેશના હિતમાં વિશેષ લાભ થાત એ વાત તેઓ પોતે પણ એ પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે. આ બધા ઉપરથી લેખક જે કહેવા ઇચ્છે છે તે એ કે, કોઇપણ વાત બહુ વિચાર પૂર્વક હિત અહિતનો વિચાર કરી વ્યવસ્થાસર કરવામાં આવે તો તેનું પરિણામ વિશેષ સારૂં આવે છે; અને જો કોઇપણ કામ કંઇપણ ગણત્રી કર્યા વગર કે હિત અહિતનો વિચાર કર્યા વગર અવ્યવસ્થાથી શરૂ કર્યું તો તેનું પરિણામ શરૂમાં કદાચ સારૂં દેખાય તો પણ તે લાંબો વખત નથી નભી શકતું. અધકચરી રીતે કોઇપણ કામ આવકારદાયક નિવડતું નથી. રા. પઢીયારે પણ જો પોતાની લખવાની પ્રવૃત્તિ લાગણી અને ઉભરાના તોરથી શરૂ ન કરી હોત, તો તે આજે ગુજરાતમાં હાલ જે સ્થાને છે તે કરતાં પણ વિશેષ ઉચ્ચ સ્થાને બિરાજી શકત એમાં શક નથી. જોકે એમનો છંદ પાછળથી શોખના રૂપમાં પરિણામ પામ્યો હતો, પણ અમે જે વ્યવસ્થાસરના અને ઉંડી બુદ્ધિના શોખની વાત કરીએ છીએ તે તો તેમનામાં આવીજ શક્યો નહોતો; અને આનું કારણ તેમની મૂળ છંદીલી પ્રકૃતિ—પ્રવૃત્તિને અમે માનીએ છીએ. ઉગતા લેખકોએ આ વાતમાંથી ઘણું શીખવા જેવું

છે. જેમકે બી. એ. અથવા એમ. એ. થવાને માટે લાંબો વખત સતત અભ્યાસ કરવો પડે છે; તે પ્રમાણે સારા લેખક થવા માટે પણ ઉત્તમ અને બહુ વાંચનવિલાસી થવું જોઇએ. તેને સરસ રીતે વિચારતાં અને પચાવતાં આવડવું જોઇએ, આ પછી તેને વ્યવસ્થાસર ગોઠવતાં પણ આવડવું જોઇએ, અને એ પછી તે ઉપર લાંબો વિચાર–સાર દોહન કરી પોતાને જો કોઇ નવીન વાત સૂઝે તો તે જગત પાસે મૂકવી જોઇએ, અને તે મૂકવા અગાઉ એવી તો સરસ થવી જોઇએ કે જેથી બીજા કદાચ્ તેની વાહ વાહ ન બોલે પણ તેથી પોતાનું અંતઃકરણ તો આનંદથી ઉભરાઇ જતું હોવું જોઇએ. આવી ઉત્તમ કક્ષામાં જે પુસ્તક અથવા લેખક આવી શકે છે તેને ધન્ય છે. રા. પઢીયાર પણ ખાસ ધ્યાન આપવાથી આવી ઉત્તમ કોટીના લેખક બન્યા છે. તેમનાં બીજાં પુસ્તકો–‘ સ્વર્ગનાં પુસ્તકો ’ આવી ઉત્તમ કક્ષાના છે; તેથી અમે તે વિષે અહીં કંઇ લખવા ઇચ્છતા નથી, પણ નાની ઉમ્મરનાં તેમના અમુક લખાણો અગર પુસ્તકોને અમે અમારી માન્યતા પ્રમાણે એ કક્ષામાં નહિ મૂકી શકતા હોવાથી તેનો આ પ્રકરણમાં સમાવેશ કરી ઘટતું વિવેચન કરેલ છે. વાંચકો તેમાંથી સાર ભાગ ગ્રહણ કરશે એવી ઉમેદ છે.

# પ્રકરણ ૪ થું—જીંદગીની શરૂઆત.

---

રા. પઢીયારે ભણવાનું છોડી દીધા પછી તેમણે શું કરવું અને કઇ લાઇનમાં જોડાવું તે વાત તેમના મનમાં અને તેમના કુટુંબીજનોના મનમાં સારી રીતે ઘોળાવા લાગી. તેમના પિતાશ્રીનો વિચાર એવો હતો કે, " મોટો, જો મ્હારી પેઠે કોઇ સરકારી ખાતામાં ગોઠવાઇ જાય તો સારૂં, " તેથી આ માટે તેમણે પ્રયાસ પણ કરવા માંડયો. પણ રા. પઢીયારના અક્ષરો એવા તો ખરાબ હતા તેમજ તેમને ડાબે હાથે લખવાની જે ટેવ પડી હતી તેથી, અને તેમનો સ્વભાવ નાનપણથીજ ઉચ્છૃંખલ તથા તોફાની હતો તેથી સરકારી ખાતામાં બરાબર નભી શકશે કે કેમ તે માટે તેમના પિતાશ્રીને શંકા રહ્યા કરતી હતી. વળી રા. પઢીયારની કલ્પના તો કંઇક જુદી તરેહની હતી. તેમની ઇચ્છા ચોરવાડના* ઘણા ભાઇઓ જેમ મુંબાઇ જાય છે અને ત્યાં જઇ પૈસા કમાઇ આવે છે તેમ મુંબઇ જવાની અને પૈસા કમાવાની હતી. આ અરસામાં તેમની બે ફૈઇઓ ત્યાં રહેતી હોવાથી તેમને થોડીક અનુકુળતા પણ હતી; તે છતાં એમના પિતાશ્રીએ તેમને આ બાબતમાં સંમતિ નહિ આપવાથી આખરે પઢીયારને તેમના પિતાશ્રીના વિચારને તાબે થવું પડયું. અને સં. ૧૯૪૨ માં તેઓ સરકારી કચેરીમાં અરજી લખવા તથા કારકુનો જે કંઇ ઉતારવાનું સોંપે તે ઉતારવા માટે રહ્યા. ડાબે હાથે લખવાનું સારૂં નહિ એ વાત રા. પઢીયારને તેમના પિતાશ્રીએ ઘણી વખત કહી હતી અને અક્ષરો માટે પણ પ્રસંગોપાત તેઓ તેમને ટકોર કર્યા કરતા હતા; પણ તેમનાથી અક્ષરો સુધારી શકાતા નહિ, તેમ લખવામાં પણ હાથ બદલી શકાતો નહિ. ટેવ પાડવાને ખાતર થોડો વખત જમણે હાથે લખે અને પછી ડાબે હાથે લખવાનું શરૂ કરે આમ તેમનું ચાલ્યાં કરતું. છેવટે તેમના પિતાશ્રીને લાગ્યું કે આ તો મ્હારાથી સમજે એમ નથી માટે જો કંઇ

---

* ચોરવાડના ઘણા ખરા વાણીઆ-બ્રાહ્મણો હાલ પણ કાઠીઆવાડનાં બીજાં કંઢારનાં શહેરો અને ગામોના રહીશોની પેઠે મુંબઇમાં વસે છે વાણીઆ બ્રાહ્મણનો છોકરો મોટો થયો એટલે તેનું વલણ અગાઉ થતું તેમ આજે પણ મુંબઈ જવાનું થાય છે, પણ દેશમાં રહી કંઇ ઉદ્યમ શોધતા નથી એ ખરેખર દેશનાં કમનશીબ છે.

યુક્તિ કરીએ તો સારૂં. એમ વિચારી પોતાની કચેરીમાં કામ કરતા એક કારકુનને તેમણે કહ્યું કે, " અમૃતલાલ, જમણે હાથે લખે એવું તમે કરો તો સારૂં. " " અરે, તેમાં શું મોટી વાત છે! કાલથી તેમ થાય એમ કરીશ " એમ કારકુને ઉત્તર આપ્યો. બીજે દિવસે જ્યારે પઢીયાર કચેરીમાં ગયા અને લખવાનું શરૂ કર્યું કે તુરત કારકુને તેમને દમ ભરાવીને કહ્યું કે; " અમૃતલાલ, આ તો કચેરી છે. અહીં ડાબે હાથે ન લખાય. અપશુકન થાય—ગણાય! માટે જો ડાબે હાથે લખવું હોય તો કાલથી અહીં આવતો નહિ, અને આવવું હોય તો જમણે હાથે લખવું શરૂ કર. " આ પછી પોતાની નોકરી છૂટી જશે એવી બીકથી જમણે હાથે લખવાનું તેમણે શરૂ કર્યું અને ડાબે હાથે લખવાની ટેવ ધીરે ધીરે છોડી દીધી; પણ આથી પરવશપણાને માટે તેમના સ્વતંત્ર મનને ઘણું લાગી આવ્યું. તે છતાં બીજો કંઇ ઉપાય નહિ દેખાવાથી જેમ સરકારી નોકરો કહે તેમ તેઓ ચલાવ્યે જતા.

કચેરીના નોકરોમાં પોતાને ન ગમવાથી પોતાના પિતાશ્રીને રા. પઢીયારે તે વાત જણાવી અને મુંબાઇ જવાની વાત કરી. આ વાત તેમના પિતાશ્રીએ કબુલ ન રાખવાથી તેમણે હઠ લીધી ત્યારે તેમના પિતાશ્રીએ કચેરીમાં નોકરી ન કરવા જવાની વાત કબૂલ રાખી; " પણ હમણાં તારી ઉમ્મર નાની છે, જરા મોટો થા ત્યારે જજે " એમ કહી તેમના પિતાશ્રીએ તુર્તમાં મુંબઇ તેમને જવા ન દીધા, તેથી થોડો વખત એમણે ચોરવાડ, માળીઆ, ભંડુરી વિગેરે ગામોમાં રખડવામાં કાઢ્યો.

આ અરસામાં તેમણે પોતાનું હુન્નર ઉદ્યોગ તરફ વલણ હોવાથી મુંબઇની હુન્નર ઉદ્યોગ શાળામાં દાખલ થવા માટે ચોરવાડના વહીવટદાર રા. હરિદાસ ગીગાભાઇ મારફત તે વખતના જુનાગઢ સ્ટેટના નાયબ દિવાન રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા ઉપર સ્કોલરશીપને માટે એક અરજી કરી, પણ તેનું કંઇ પરિણામ આવ્યું નહિ.

થોડો વખત રહી વળી બીજી અરજી તેમણે તે વખતના જુનાગઢ સ્ટેટના દિવાન રા. હરિદાસ વિહારીદાસને પરભારી કરી; તેમાં વૈદ્યક, જ્યોતિષ, હુન્નર ઉદ્યોગ વિગેરે શીખવાને માટે સ્કોલરશીપની માગણી કરી હતી અને અંતમાં પોતે જોડી કાઢેલી નીચેની એક કવિતા લખી હતીઃ—

છો પ્રિય મહેરબાન, દીસો આપ ગુણવાન;
તથા ઘણા છો વિદ્વાન, ચિત્ત ભગવાનમાં.
દાસ કરે છે અરજ, પડી આપની ગરજ;
શરીર સામું શું જોશો, રૂપ નથી તનમાં.
સાદા પોશાક ભણી, નજર શું રાખો ઘણી;
અક્ષર સામું શું જુઓ, ગરીબ છું ધનમાં.
વિનવે અમૃતલાલ, નથી મ્હારે વગવાળ;
પ્રમાણિકપણું નીતિ, વિદ્યા મુજ મનમાં.

આ કવિતા ઉપરથી રા. પઢીયારના મનનો તે વખતનો દીન-ભાવ, રહેણીકરણી, નીતિ તથા જ્ઞાન માટેનો તેમનો તરફડાટ સારી રીતે સમજાય છે; તેમજ એ ઉમ્મરે તેમના મનમાં ઘોળાતા વિચારો પણ આપણા સમજવામાં આવે છે.

આનું પરિણામ ખાસ કંઇ આવ્યું નહિ, એટલે તેઓ વિશેષ નિરાશ થયા. હવે ગમે તેમ કરીને પણ મુંબઇ જવું એવો તેમણે દૃઢ સંકલ્પ કર્યો, અને પોતાના પિતાશ્રીની સંમતિ મેળવી તેઓ સંવત્ ૧૯૪૪ માં મુંબઇ ગયા. મુંબઇમાં તેઓ તેમનાં મોટી ફઇને ત્યાં રહેવા લાગ્યા. મહિનો બે મહિના તો મુંબઇ જોવામાં, મિત્રો સાથે લહેર કરવામાં, નાટક ચેટક જોવામાં ગયા; પણ પછી તેમના મનમાં ચિંતા પેઠી કે અહિં આવીને ધંધે નહિ વળગીએ તો નાહકની ફજેતી થશે, એટલે તેઓ ધંધે વળગવા માટે તજવીજ કરવા લાગ્યા.

આખરે મુળજી જેઠા કાપડ મારકીટમાં એક નોકરી તેમને મળી. ત્યાં તેઓ દુકાનમાં માલ ગોઠવવાનું, સાફસુફ કરવાનું, દીવા બત્તી કરવાનું, શેઠો અને ગ્રાહકોને કુવામાંથી પાણી સીંચી લાવી પીવડાવવાનું ઇત્યાદિ કામો કરતા અને તે પણ નિયમીત રીતે નહિ. સવારના સાતથી રાતના દશ અગીયાર વાગ્યા સુધીની તેમની નોકરી હતી. વચમાં થોડો વખત કલાક દોઢકલાક બપોરના અને સાંજના ખાવાને માટે રજા મળતી. આવી સખત કામગીરીથી તેઓ બહુ કંટાળી જતા. આ ઉપરાંત તેમનું પ્રિયકામ—વાંચવાનું તથા લખવાનું તો તેમનાથી જરાપણ થતું નહિ તેથી તેમને બહુ દુઃખ થતું; તે છતાં પણ તેઓ નોકરી બજાવ્યે જતા હતા.

પરંતુ દૈવને કંઇ જુદુજ ગમતું હતું. રા. પઢીયારને આવી નોકરીમાં રાખી સદાયના ગુલામ બનાવવા દૈવની ઇચ્છા નહતી. એમની

ઇચ્છા તો કંઇ અનેરી હતી. પાંચ છ મહિના મારકીટમાં નોકરી કરી હશે ત્યાં તેઓ માંદા પડયા, એટલે તેમણે દેશમાં જવા વિચાર કર્યો અને તેમનાં કુટુંબીજનોએ તેમાં સંમતિ આપી. આ વખતે તેમની મનઃસ્થિતિ કેવી હતી તે તેમની લખેલી એક નોંધપરથી સમજાશે.

" ગુરૂવાર, તા. ૧૨ મી આગસ્ટ સને ૧૮૮૯. આજનો દિવસ બહુ ખટપટ ભર્યો દીસે છે; કારણ થોડા દિવસ થયાં ચોરવાડ જવાની વાત બહાર પડી છે સૌ ચોરવાડીઆ આ વાત ખરી માની બેઠા છે અને તે ખરીજ હતી. કાલથી મારો એ વિચાર નરમ પડયો છે મારે જવાનું જે ખાસ કારણ મારો પગ તેમાં દુઃખાવો કમી થયો છે, એટલે વિચાર મુલતવી રાખવા માગું છું. આજે તે વિચાર બહાર પડતાં ચોરવાડીઆ સંશયમુકત થાય છે. દુકાનેથી આજે ૧૧ બજાની ટ્રેનમાં ઉપડવું છે. દુકાનમાં માણસો એ વાત નિઃશંશય ખરી માને છે. હવે દુકાનેથી નીકળી જવું એ તો ચોકસ છે તેમ નોકરી પણ ન કરવી એમ દીલ છે અને ચોરવાડ જવાનું તો અનિશ્ચિત છેજ; ત્યારે હાલમાં મારે શું કામ કરવું? એ સવાલનો જવાબ તો જો કે સહેલો છે, પણ મારે કેવી રીતે પૈસા કમાવા એ જરૂરનું જાણવું કઠીન છે. મેં એક જણને મારી મદતનો ભરોંસો આપી લટકાવ્યો છે પચીસ રૂપિયાના જોખમમાં ઉતરવાથી રોટલી મેળવી શકાશે એવી આશા રહે છે. "

આવી આવી ઘણી ધડમથલો ચાલ્યા પછી આખરે ચોરવાડ જવું એ નક્કી થયું અને રા. પઢીયાર ચોરવાડ આવ્યા. આ વખતે તેમને પગ અને કમરમાં વા જણાતો હતો તેમજ તેમને પ્રમેહ થયો હતો. વળી છાતી પણ સખ્ત દુઃખતી હતી. ધીરે ધીરે દેશનાં હવા પાણીથી અને દવા તથા પરહેજીથી તેમની તબીયત સુધરવા લાગી અને ત્રણ ચાર મહિનામાં તો તેમને ઘણું સારૂં થઇ ગયું. આ અરસામાં તેમણે વૈદકનાં કેટલાંક પુસ્તકો વાંચ્યાં અને તે ઉપરથી પોતાને થયેલા રોગનું કારણ અને તેનું નિદાન પોતે જાણી લીધું. તેમને લાગ્યું કે; " મુંબઇમાં ખાવા પીવાની ગફલતથી અને રહેણી કરણીમ બરાબર ધ્યાન નહિ આપવાથી મ્હને રોગ લાગુ પડયો હતો, તેથી હવે તે બાબતમાં બરાબર ચીવટ રાખવી અને કોઇ પણ વખતે માંદું ન પડાય તેમ કરવું અને જાતે વૈદ્ય બનવું! " આ ઉચ્ચ ભાવનાના બળે રા. પઢીયાર આ પછી પોતાની જીંદગીમાં એક કે બે વખત શિવાય કોઇપણ વખત ખાસ માંદા પડયા નહોતા; અને વૈદ્ય બનવાની તેમની ભાવનાએ તો તેમને સારા વૈદ્ય બનાવ્યા હતા એ સુવિદિતજ છે.

રોગમાંથી મુક્ત થયા પછી વળી પાછો વાંચવાનો તથા લખવાનો

ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો. આ અરસામાં રા. પઢીયારે " આર્ય વિધવા " નું પુસ્તક લખેલું અને બીજું પણ કંઇક લખેલું જે અમે આગળ ટુંકામાં જણાવી ગયેલા છીએ; એટલે અહિં વિસ્તારની જરૂર નથી. એટલું તો ખરૂં કે લખવા–વાંચવાથી માણસનું પેટ ભરાતું નથી. તેને માટે કંઇ ઉદ્યમ જોઇએ. કોઇપણ જાતનો સ્થાનિક ઉદ્યમ નહિ મળવાથી અને સરકારી નોકરી પોતાને પસંદ ન હોવાથી આ અરસામાં તેઓ ચોરવાડના એક બગીચામાં દેખરેખ રાખવા નોકરીએ રહ્યા હતા. ત્યાં તેમને માસિક ૨૫ કોરી એટલે સવા છ રૂપીઆ પગાર મળતો. આ ઠેકાણે તેમને ખેડુતો તથા મજુરો ઉપર દેખરેખ રાખવી પડતી. અહીંઆં હાજરી પુરવા શિવાય બીજું કંઈ ખાસ કામ નહતું આથી તેમને બહુ આનંદ રહેતો; પરંતુ આ નોકરી કાયમની નહતી. બાગનું કામ ખલાસ થયા પછી વળી પાછું રખડવું પડે તેમ હતું, એટલે તેમણે એક અરજી તે વખતના વડોદરા સ્ટેટના કેળવણી ખાતાના ઉપરી અધિકારી સાહેબ શ્રીયુત હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાને કરી. તેની નકલ અમને મળેલી હોવાથી તથા તે તેમના તે વખતના જીવન ઉપર પ્રકાશ નાખતી હોવાથી અહીં આપીએ છીએ.

**વડોદરા કેળવણી ખાતાના માનવંત મહેરબાન ડાયરેક્ટર સાહેબ રા. રા. હરગોવીંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાની ખાસ જીનાબમાં, મુ. વડોદરા.**

સંસ્થાન જુનાગઢના મહાલ ચોરવાડથી લી. વિપ્ર અમૃતલાલ સુંદરજી પઢીઆર, આપ સાહેબનો અમુલ્ય વખત રોકી તકલીફ આપવા નમ્ર અરજ ગુજારવા રજા લઉં છું જે,

માનવંત સાહેબ, આજકાલ નામદાર ગાયકવાડ સરકાર તરફથી વિદ્યાહુનરને જેટલો આશ્રય મળે છે તેટલો બીજી જગ્યોએથી ભાગ્યેજ મળતો હશે અથવા નથી મળતો એમ કહીએ તો પણ ચાલે; એટલે હાલમાં સર્વેથી વધુ વડોદરાનું કેળવણી ખાતું પ્રપંશા મેળવવા ભાગ્યવાન થયું છે. સ્વદેશપ્રીતિ, સરસ્વતિભક્તિ, અખંડઉદ્યોગ, ઉત્સાહ, ઉદારતા, ઇત્યાદિ આપના મહાન સદગુણ–બલી દેખરેખનું એ સંતોષકારક પરિણામ છે એમ માનવામાં પ્રજા ઠગાતી નથી; એથી આકર્ષાઇ મારામાં જો ઇશ્વરે કાંઇપણ શક્તિનો અંશ મૂક્યો હોય તો તેનો રૂડો ઉપયોગ કરવા–જ્ઞાનના ભંડારમાંથી થોડા રજકણ વીણવા આપની પાસે

આવવા હું ઇચ્છુંછું. મારી ઉમર હાલ ૨૦ વર્ષની છે. માત્ર હું ગુજરાતી પાંચમા ધોરણમાં પાસ થએલો છું. વધુ અભ્યાસ કરવાની મને અત્યંત ઉત્કંઠા છે; પણ સાધનની તંગીને લઇ તે લાભ મેળવવા અશક્ત છું; તો પણ મંડયા રેહેવાની ટેવથી "આર્યરૂઢીના પરિણામ" (એક વાર્તા) અને "આર્ય વિધવા" (નિબંધરૂપે) નામનાં અસરકારક પુસ્તકો રચવા શક્તિવાન થયો છું, પણ આશ્રય વિના ભાગેલી પેટીમાં ઉધીનો ખોરાક થઇ પડયો છે.

યાંત્રીક શક્તિનો અને હુનરી કામનો મને કુદરતી શોખ છે. હું આશા રાખું છું કે જો મને યાંત્રીક કામ ઉપર મંડયા રહેવાની જોગવાઇ મળશે તો આગળ ઉપરજ નહીં, પણ ટુંક વખતમાં કેટલાક ઘરસંસારી બાબતના અતિ ઉપયોગી સસ્તી કિંમતના નાના ગરીબ લોકોને કામ લાગે તેવા સંચાઓની શોધ હું કરી શકીશ.

અહીં (ચોરવાડ) વહીવટી કચેરીમાં હું ઉમેદવારી કરતો ત્યારે મારી પંદર વરસની ઉમરે મને કાતરથી કાગળ કાપતાં નહોતું આવડતું, પણ ત્યાં મને કવર કરવાની જરૂર પડતી; તેથી આસ્તે આસ્તે કાગળ કાપતાં શીખ્યો અને પછી મફતના કાગળ બગાડતાં આજે આપને આ સાથે નમુનાનાં ૩ બુક પોસ્ટ કરી મોકલ્યાં છે તેવાં ચિત્ર બનાવતાં શીખ્યો છું. મારી પાસે તે ચિત્ર કાપવાને એક મુડદાલ—ભાગલ—લોથ કાતર અને ચોડવાને ઘઉંના લોટની લાહી શીવાય બીજું કાંઇ સાધન નથી. હું કાંઇ તે ખાતેનો નિયમ જાણતો નથી. મને કોઇએ શીખવ્યું નથી. મેં કાંઇ તેમાં ક્રમ સાચવ્યો નથી; પણ જાતી શોખથી જે કાંઇ મને આવડયું તે આપ કદરદાન સાહેબ હજુર મેં રજુ કર્યું છે.

પુનર્લગ્નનું હિત ને દેશોન્નતિ ઇચ્છનાર સ્વદેશાભીમાનનો જુસ્સો ધરાવનાર છું એમ કબુલવામાં હું આપવડાઇ સમજતો નથી. સાચી નમ્રતા એમ નથી કહેતી કે પોતામાં જે ગુણ હોય તેનો નકારજ કર્યા કરવો.

સાધનની ખામીને લઇ બીજા ધંધામાં પડવું પડશે તો તે પણ રગડ સગડ ચલાવી શકીશ; પણ હિંદને મારી તરફથી જે લાભ મળવો જોઇએ તે આપવા શક્તિવાન નહિ થાઉં તો હિંદનો કરજદાર ગણાઈ સંતાપ કરી સંતોષ પામીશ. હરેક માનવી પોતાની હજુરમાં આખી માનવ જાત તરફનો વકીલ છે. જો ત્યાંની હુનરશાળામાં

સ્કોલરશીપ–પુરતો આશ્રય મળતો હોય તો કૃપા કરી જણાવશોજી એટલે હું ત્યાં અભ્યાસ કરવા હાજર થઇશ. ગાંઠના પૈસા ખાઈ અભ્યાસ કરવા શક્તિવાન નથી એટલે ગરીબાઇને લઇ આ વિજ્ઞપ્તિ ગુજારી તસ્દી આપવી પડે છે તે ક્ષમા કરશોજી. જવાબ માટે ટીકીટ બીડી છે. જવાબની ઉત્કંઠાથી રાહ જોઇશ.

કદી આશ્રયની સગવડ નજ થઇ શકે તો છેવટ મારે લાયક કોઈ યોગ્ય પગારની નોકરી હોય તો જણાવી મને એશાનમંદ કરશોજી. એજ વિનંતિ. ચોરવાડ (કાઠીઆવાડ) તા. ૨, ડીસેંબર, ૧૮૯૦, સોમવાર.

આ ઉપરથી રા. પઢીયારની તે વખતની મનઃસ્થિતિ આપણે સારી રીતે સમજી શકીએ છીએ. આ અરજીનો પણ કંઈ સંતોષકારક નીવેડો ન આવવાથી તેઓએ બાગનું કામ ખલાસ થતાં વળી પાછા મુંબઈ જવાનો વિચાર કર્યો; અને મનમાં સંકલ્પ કર્યો કે, "શરીરની બહુ સંભાળ રાખવી અને બનતા પ્રકારે નોકરી ન કરવી અને તેમાં પણ કાપડ મારકીટની તો નજ કરવી" આમ વિચાર કરી બાગનું કામ ખલાસ થતાં વળી પાછા સં. ૧૯૪૬ માં તેઓ મુંબઇ ગયા.

# પ્રકરણ ૫ મું—મનઃશાંતિ માટે તડફડાટ.



રા. પઢીયાર જ્યારે બીજી વખત મુંબઇ ગયા ત્યારે તેમની ઉમ્મર આશરે બાવીશેક વર્ષની હતી. તેઓ મુંબઇ ન જાય અને દેશમાંજ કંઈ ઉદ્યમ અથવા નોકરી ગોતીને રહે એમ તેમના પિતાશ્રીની ખાસ ઇચ્છા હતી; પરંતુ તેમનું વલણ તો મુંબઇ અથવા બીજે કોઈ દેશાવર જવા તરફજ હતું. ચોરવાડમાંના બાગની નોકરીમાંથી મુક્ત થયા પછી પણ રા. પઢીયારે પાંચ છ મહિના ચોરવાડમાં નકામા ગાળ્યા હતા, અને થોડા દિવસમાં મ્હારા ભાઇ* મને મુંબઈ જવાની રજા આપશે એટલે તેમનું મન વધુ દુઃખવવાની જરૂર નથી એમ તેમણે ધાર્યું. પણ ઘણા દિવસ નવરા બેસી રહેવા છતાં પણ તેમના પિતાશ્રી તથા કુટુંબનાં માણસો બહારગામ જવાની રજા આપતા નહોતા આથી એક દિવસ તેમણે ચોરવાડમાંથી ભાગી જવાનો સંકલ્પ કર્યો અને તેની ગડભાંગ મનમાં કરી. આ વખતે તેમણે પોતાના પિતાશ્રી ઉપર એક પત્ર લખીને રાખી મૂકેલો, જેની અંદર તારીખ લખેલી નથી, અને તેનો અમલ પણ થયો હોય તેમ લાગતું નથી; તો પણ તે તેમના તે વખતના જીવન સંબંધે પ્રકાશ નાખતો હોવાથી અત્રે આપ્યો છે:—

**મુરબ્બી વડીલ સાહેબ પૂજ્ય પિતાજીશ્રી સુંદરજી પ્રભુજીની સેવામાં;**

" હું હવે દેશાટન કરવા નીકળી પડયો છું. મારી ફિકરનો બોજો તમારે માથેથી ઉઠાવી ઇશ્વર માથે નાંખું છું. તમારી કૃપાવડે ઘણાં વર્ષો સુધી લહેર કરી પણ હવે તેમ કરવું મને ઉચીત લાગતું નથી. દેશાટનનો મારો હેતુ લક્ષ્મી પ્રાપ્ત કરવાનો નથી, પણ દુનિયાઇ અનુભવ મેળવવાનો છે. મારી તમારે કોઇએ બીલકુલ ફિકર રાખવી નહિ અને કરો તો તે ખોટી છે. મને શોધવાની તજવીજ કરવી નહિ. હું જડીશ નહિ, અને કદી ખોળી કાઢશો તો પણ ચોકસ મુદ્દત વિના હું પાછો ફરનાર નથી. છુપી રીતે જવાનું કારણ એટલુંજ કે તમારી મારા ઉપરની અત્યંત પ્રીતિને લીધે તમે ખુશીથી કદી પણ મને રજા આપી શકત નહિ. જો કે છુપી રીતે ભાગવું એ એક જાતની નાલેસી

* રા. પઢીયાર પોતાના પિતાશ્રીને ભાઈ કહીને બોલાવતા હતા.

છે, તો પણ મને તેમ કરવાની જરૂર પડે છે. હું કેટલાક બીજાઓની માફક રીસાઇને જતો નથી, પણ મારા કુદરતી શોખને આધીન થઇને જાઉં છું. મને ખોળવાની ખાંખટ* નકામી છે. પૈસા લઇને જવાથી ખરો અનુભવ મળતો નથી.

**नाहारं चिन्तयेत् प्राज्ञो धर्ममेकं हि चिन्तयेत् ।**
**आहारो हि मनुष्याणां जन्मना सह जायते ॥**

**ટીકા:**—બુદ્ધિમાન માણસે મને કેમ ખાવાને મળશે એવી કાળજી રાખવી નહિ, પણ મને પરમેશ્વરે મોટી કૃપાથી માણસના દેહમાં મૂક્યો છે તેથી ઇશ્વરને સંતોષ પમાડનારો ધર્મ મારાથી કેમ કરાય તેની કાળજી રાખવી. ઇશ્વરે માણસને માટે ખાવાનું તે જન્મે છે ત્યારથીજ ઉત્પન્ન કરેલું હોય છે, વાસ્તે માણસે તે માટે કાળજી ન કરવી.

( કવીત )

ભાવૈ દેહ છૂટી જાહુ કાશી માંહી ગંગા તીરે
ભાવૈ દેહ છૂટી જાહુ ક્ષેત્ર મધ હર મેં
ભાવૈ દેહ છૂટી જાહુ વિપ્ર કે સદન મધ્ય
ભાવૈ દેહ છૂટી જાહુ સ્વયં કે ધરમેં
ભાવૈ દેહ છૂટી જાહુ દેશ આર્ય અનાર્યમેં
ભાવૈ દેહ છૂટી જાહુ વનમેં નગરમેં
સુંદર જ્ઞાની કે' કછુ સંશય રહત નાંહીં
સ્વર્ગ નરક સબ ભાગી ગયો ભરમમેં

એવા વિચારનો હું મનુષ્ય છું. મેં નોકરી નહિ કરવા પ્રતિજ્ઞા લીધી છે. હવે જોઇએ છીએ કે પ્રભુ મારો તે ટેક પાળે છે કે નહિ? હું કેમ પેટ ભરીશ એ વિષે ઘરનાં માણસોને મોટો સંશય છે; એટલુંજ નહિ પણ ઘરમાં બેઠો બેઠો ખાતો એ તેઓની મહેરબાનીથીજ બનતું એમ તેઓની માન્યતા છે. મારે તેઓની એવી મહેરબાની નથી જોઇતી. ભલે મારા જવાથી તેઓ સુખી થાય. હું તેઓના સુખમાં વચ્ચે આવતો ક્લેશરૂપ રાહુ દૂર થાઉં છું. કોઇને દુઃખી ન કરવું એ મારો દૃઢ નિશ્ચય છે. હું ઘેરે નવરો બેસતો એમ ભલે જેની માન્યતા હોય તે માને પણ મારૂં અંતઃકરણ સાક્ષી પૂરે છે કે હું નવરો બેઠો નથી. મેં

*ખાંખટ=તજવીજ.

ફુરસદનો બહુ રૂડો ઉપયોગ કર્યો છે. એકાદ બે પુસ્તક રચ્યાં છે. મારું આર્યરૂઢીનાં પરિણામ નામનું પુસ્તક છપાવવાથી બે માસમાં ઓછામાં ઓછા બસેં રૂપિયા એક તડાકે મળે; જો તેમ ન થાય તો તે પુસ્તક બાળી દઉં અને કોઈ દિવસ કલમ પકડું નહિ. હું કેટલીક સારી તકની રાહ જોતો હતો, પણ ધીરજથી વાટ જોવાનો ગુણ આપણા લોકોમાં નથી. જો કે આટલો વખત વાંચ વાંચ કરવાથી મેં પૈસો તો નથી મેળવ્યો, તો પણ એમ કહેવાને તો અડચણ નથી કે દહાડે દહાડે મારા જ્ઞાનમાં વધારો થતો જાય છે. હું સન્યસ્ત ધર્મ પસંદ કરૂં છું, પણ તમારા પ્યારનો તેમાં પ્રતિબંધ આવે છે એટલે લાચાર છું. હું પત્ર લખીશ પણ તમારો પત્ર મને નહિ પહોંચે. હું મારો વધુ વખત અનુકૂળ જગ્યાએ વિદ્યાભ્યાસમાં ગાળીશ. નિશ્ચિંત રહેશો. ખોટી ફીકર કરવામાં ફાયદો શો ? સર્વ સ્નેહીઓને ઘટિત કહેશો. કિં બહુના? વધુ શું કહું? હું જે ઠરાવ કરૂં છું તે મારી જાતને માટેજ છે, અને તે પાળવા હું શક્તિવાન થઇશ; તેમાં બીજાને વચ્ચે પડવા જરૂર નથી. ”

આ પત્ર ઉપરથી રા. પઢીયારના શા શા વિચાર હતા તે જણાય છે. દેશાટન કરવાની વૃત્તિ, ઇશ્વર ઉપરની આસ્થા, નોકરી ન કરવી એવો નિશ્ચય, કુટુંબને માટેની ચિંતા, લખવા વાંચવા તરફ પ્રેમ, અને જ્ઞાન તથા સાદા જીવન માટે તરફડાટ વિગેરે તેમના જીવનની વાતો તેમાંથી વ્યક્ત થાય છે. આ પત્રનો અમલ કરવાનો તેમને વખતજ ન આવ્યો. તેમના પિતાશ્રીએ તથા તેમના કુટુંબીજનોએ તેમને મુંબઈ જવાની તેમની બહુ ઇચ્છા હોવાથી રજા આપી, તેથી તેઓ બીજી વખત સં. ૧૯૪૬ માં મુંબઈ ગયા.

મુંબઈ આવ્યા તો ખરા પણ હવે શું કરવું એ બહુ મોટી અને દુઃખની વાત થઇ પડી. ચોરવાડમાં જે વિચારો આવતા તે ભાવના—તરંગો રૂપે હતા. અહિં તો એ બધું કાર્યમાં—વ્યવહારમાં મૂકવાનું હતું. આંખથી ઘણે દૂર સુધી જોઈ શકાય છે, પણ પગથી ત્યાં પહોંચી શકાતું નથી. આંખ અને પગ વચ્ચે ફરક તો રહેવાનોજ. તે પ્રમાણે ભાવના અને કાર્ય વચ્ચે પણ અંતર છેજ. આ ખ્યાલ રા. પઢીયારને આ વખતે ઘણા અનુભવના અંતે આવ્યો. જુવાન ઉમ્મર અને ઉછરતી લાગણીઓને લઈ ચોરવાડમાંથી તેમણે ધારી રાખેલું કે મુંબઈમાં જઈ કંઇ ને કંઈ શોધી કાઢશું; પણ મુંબઈ પહોંચ્યા પછી એવું શોધવામાં

તેમને ભારે મુશ્કેલી પડી. તેમની બે ફઇઓ મુંબઇમાં રહેતી હતી; એ વાત અગાઉ આવી ગયેલી છે. એઓ પણ બીજે ઠેકાણે રસોઇ કરતી હતી; એટલે પોતાનાં કુટુંબનાં માણસોને કેટલો વખત પરાંણે ઘેર તેઓ રાખી શકે. શરૂઆતમાં એક બે મહિના તો સુખમાં ગયા; પણ તે પછીના કેટલાક દિવસો એવા ગયા કે તેમને ચણા ખાઇને રહેવું પડતું અથવા તો કોઈ ભાઈબંધ દોસ્તો ઉપર આધાર રાખવો પડતો. પણ આવી સ્થીતિ લાંબો વખત નભી નહિ. તેમણે વિચાર કર્યો કે આમ મોં વિમાસીને બેસી રહેવાથી કંઈ વળવાનું નથી, માટે પ્રયત્ન કરવો જોઇએ. છેવટે જે કંઈ મળે તે કામ સ્વીકારી લેવું પણ ધંધે વળગી જવું, નહિતો પાછું ચોરવાડ જવું પડશે અને કુટુંબને ભારે થવું પડશે; આમ વિચારી ચોરવાડમાં અવકાશને વખતે લખેલું ' આર્ય-વિધવા 'નું પુસ્તક લઈ સારાં સારાં માણસોનાં ઠેકાણાં મેળવી તેમને ત્યાં તેઓ ધક્કા ખાવા લાગ્યા. છેવટે તે વખતના મુંબાઇના લોકપ્રિય સદ્ગ્રહસ્થ શેઠશ્રી લક્ષ્મીદાસ ખીમજી કે જેઓ સંસાર સુધારાના કામમાં અને પ્રજાહિતના કામમાં આગળ પડતો ભાગ લેતા હતા તેમની તેમને મુલાકાત થઈ. આ પુસ્તક જોઇને શેઠશ્રી લક્ષ્મીદાસે તેમને છપાવવા માટેની ગોઠવણ કરી આપવા કહ્યું. આથી રા. પઢીયારને " ભાવતું હતું અને વૈદ્યે કહ્યું " તેવું થયું. શેઠશ્રી લક્ષ્મીદાસ બહુ ઉદાર મનના અને માણસની પારખ કરનારા સજ્જન પુરૂષ હતા. તેમણે રા. પઢી-યારને થોડી વાતોચીતો અને સહવાસપરથી તેમને ગમતું બીજું કામ પણ સોંપ્યું. એ કામ એ હતું કે શેઠશ્રી ઉમ્મરે વૃદ્ધ હોવાથી તથા તેમને આંખે અવજાઈ હોવાથી તેમનાથી છાપાં બરાબર વાંચી શકાતાં નહિ; તે છતાં છાપાં વાંચવાનો તથા જાહેર હીલચાલ સંબંધી વિગતો જાણ-વાનો તેમને રસ હોવાથી પોતાની પાસે છાપાં વાંચવાનું કામ તેમણે રા. પઢીયારને સોંપ્યું, અને કોઈ કોઈ માસિકમાંથી અથવા નવાં નીકળેલાં પુસ્તકોમાંથી પણ કંઈ તેઓ તેમની પાસે વંચાવે; આથી રા. પઢીયારને આનંદ પડવા લાગ્યો. ધીરે ધીરે રા. પઢીયાર લક્ષ્મીદાસશેઠના કુટુંબમાં બહુ માનીતા માણસ થઈ પડ્યા. લક્ષ્મીદાસશેઠના મુનીમોમાં સ્વ. છોટાલાલ આણંદજી કે જેમણે, મુંબાઇ સમાચારમાં ઘણાં વર્ષો સુધી રીપોર્ટરનું કામ કરેલું અને પાછળથી લક્ષ્મીદાસશેઠ સાથે તેમના મીલના કામોમાં જોડાયેલા તે તેમના ખાસ મિત્ર થઈ પડ્યા. આગળ જતાં તેમણે સ્વર્ગનાં પુસ્તકોમાંથી 'સ્વર્ગનું વિમાન' છપાવવાનું અને

વેચવાનું કામ પોતાને માથે રાખ્યું હતું, અને રા. પઢીયારને તેમના સાહિત્યના કામમાં અવારનવાર ઘણી મદદ કરી હતી. આ સિવાય લક્ષ્મીદાસશેઠના બે પુત્રો સ્વ. દામોદરશેઠ તથા સ્વ. વીરજીભાઈ પણ રા. પઢીયારના ખાસ અંગત મિત્રો બન્યા હતા. તેઓએ આગળ જતાં રા. પઢીયારને તેમનાં કેટલાંક સ્વર્ગનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં ઉછીના પૈસાની જોઈતી મદદ આપી હતી. લક્ષ્મીદાસશેઠને ત્યાં રા. પઢીયાર બહુ માનીતા થઈ પડવાથી થોડા મહિના પછી તેઓ ખાવા–પીવાનું તથા રહેવાનું પણ શેઠને ત્યાંજ રાખતા; અને શેઠના એક કુટુંબીજનની પેઠે તેમને ત્યાં બધું કામ તેઓ કરતા. શેઠને ત્યાં એકલા પુરૂષવર્ગમાં નહિ પણ સ્ત્રીવર્ગમાં પણ તેઓ તેટલાજ પ્રિય થઇ પડયા હતા.

લક્ષ્મીદાસશેઠના આશ્રયથી "આર્ય વિધવા" નું પુસ્તક છપાવ્યું અને તેની લોકોમાં ભારે પ્રશંસા થઈ. "અમૃત વચનો" નું પુસ્તક ભાવનગરના એક ગૃહસ્થે છપાવ્યું અને તે પણ લોકોમાં પ્રિય થઈ પડયું. ભીમસેન પત્રમાં 'કાઠીયાવાડી તોપ' છપાઈ અને તે પણ લોકોમાં માનીતી થઈ પડી. આ શિવાય બીજું કંઈ કંઈ રા. પઢીયારે 'મુંબઈ સમાચાર' 'જામે જમશેદ' 'વૈષ્ણવ' વિગેરે પત્રોમાં તથા 'નુર–ઇલમ' 'સૌરાષ્ટ્ર દર્પણ' ઈ. માસિકોમાં આ વખતે લખ્યું. આથી પણ એક ઉગતા સારા લેખક તરીકે તેમની ખ્યાતિ વધી; પરંતુ આથી રા. પઢીયારને પોતાને આંતરિક સંતોષ બહુ થોડો થતો. એમની જીંદગીનું ખાસ ધ્યેય લખવું, વાંચવું, તથા કુટુંબ નિર્વાહ કરવો એવું નક્કી થયું નહોતું; પરંતુ તે તો જ્ઞાન–ઈશ્વરને મેળવવો, આત્મા અને પરમાત્માની વાતો જાણવી એ હતું, તેથી અંતરનો સંતોષ એ વખતની તેમની ચાલુ પ્રવૃત્તિથી એમને મળતો નહિ, અને તેમનું મન દુભાયા કરતું. આને માટે તેઓ બનતો પ્રયત્ન કરતા. ઘણી વખત મરીયન લાઈન્સના સ્ટેશન પાસે આવેલા દરિયા ઉપર એકલા ફરવા જતા અને કલાકના કલાક વિચારો કરવામાં ગાળતા; ઘણી વખત રાત્રિને વખતે નિરાંતથી ધર્મનાં પુસ્તકો મોડી રાત સુધી વાંચ્યા કરતા; ઘણી વખત જુદા જુદા ધર્મના સાધુસંતોને મળતા અને તેમની પાસેથી જ્ઞાન–બોધ લેતા; પણ આ બધામાં તેમનું મન ઠરતું નહિ. તેમને શું જોઈતું હતું તે તેમનું મન પણ આ વખતે કળી શકતું નહિ. એ મનને રાજી રાખવાને ખાતર ઘણી વખત તેઓ પોતાના બચપણના

દોસ્તો સાથે જુદી જુદી જાતનો મોજ શોખ મારતા. ઘણી વખત પોતાને કંઈ ખાવાની ઈચ્છા થાય તો તે પેટ ભરીને ખાઈ લેતા. ઘણી વખત મુંબઈના વિશાળ રસ્તાઓ ઉપર મનુષ્ય સ્વભાવનું નિરીક્ષણ કરવા એકલા ફરવા નીકળી પડતા; પણ કોઇમાં તેમને સંતોષ થતો નહિ. પછી તો તેમને લખવાનું કે વાંચવાનું પણ બહુ ગમતું નહિ; અને શું લખવું કે વાંચવું એ સંબંધે પણ પુષ્કળ વિચારો આ વખતે તેમને આવતા. આવી મનની સ્થીતિમાં જીંદગીની અસારતાના વિચારોમાં અને માનસિક ઉદ્વેગમાં તેમનાં બે ત્રણ વર્ષો વહી ગયાં.

## પ્રકરણ ૬ ઠું—ઇશ્વર પ્રણિધાન.

કોઇપિણ જાતની જીંદગીની નિષ્ફળતાને અંગે જો જાગેલો જીવ હોય તો તે ઇશ્વિરનું શરણુ ગોતે છે. તેનું મન હમેશાં ઇશ્વર તરફજ ઢળે છે, અને ઇશ્વરની વાતો સિવાય બીજી કોઇપિણ વાતમાં તેનું મન બેસતું નથી. આવી સ્થીતિ રા. પઢીયારની પણ તેમની ચોવીશ પચીશ વર્ષની ઉમરે થઈ. ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે તેમને ખાવા પીવાની કે એવી બીજી કોઇપિણ જાતની ચિંતા હતી નહિ. શેઠશ્રી લક્ષ્મીદાસ ખીમજીને ત્યાંથી કંઈ પગાર જોગું મળતું તેમાંથી કંઈ બચતું તે તેઓ ચોરવાડ તેમના પિતાશ્રીને પણ મોકલ્યા કરતા. આ વખતે જે દરદ હતું તે મનની આધિ હતી. છેવટે ઇશ્વિરની દયા તેમના ઉપર થઈ. અત્યાર સુધી ભગવદ્ગીતા તેઓ પ્રસંગે પ્રસંગે મનની મોજ પડે વાંચતા; પણ તેમને આ વખતે સારી રીતે એ વાત સમજાઈ ગઈ કે માનસિક રોગોનું નિરાકરણ જેટલું ભગવદ્ગીતામાંથી થાય છે તેટલું બીજા કોઇપિણ પુસ્તકથી થતું નથી; તેથી તેમણે ભગવદ્ગીતાનાં નાનાં મોટાં ઘણાં ભાષાન્તરો ભેગાં કર્યાં અને તે ધ્યાનપૂર્વક વાંચ્યાં. આથી તેમની શ્રદ્ધા ભગવદ્ગીતા ઉપર વધારે ચોટી; અને તેમની માન્યતા—ગમે તે રોગ, સ્થૂલ કે સૂક્ષ્મ ઉપર ભગવદ્ગીતા ઔષધ તરીકે જેટલી અસર કરે છે અને આરામ બક્ષે છે તેટલું કામ બીજું કોઇપણ કરતું નથી એ—વધારે મજબૂત થઈ. પછી તો દરરોજ ભગવદ્ગીતાનો પાઠ કરવાનું રાખ્યું. આ પાઠ તેમણે વર્ષોના વર્ષો સુધી ચલાવ્યો. ભગવદ્ગીતાને તેઓ આખી દુનિયાનો ખજાનો અને સર્વ શાસ્ત્રોનો સાર સમજતા. ચોરવાડમાં પોતાની પાછલી જીંદગીમાં તેમણે આ લેખકને સૂચનાઓ અને મસલતો આપી ગીતાની એક ખાતાવહી બનડાવી હતી. કામ, ક્રોધ, મોહ, સંતોષ, સત્ય, વૈરાગ્ય, જ્ઞાન, કર્મ, ભક્તિ, પાણ્ડવોનાં લક્ષણ, કૌરવોનાં લક્ષણ, યુદ્ધનું વર્ણન, વિગેરેનાં જુદાં જુદાં ખાતાં પાડી ગીતાના જે અધ્યાયનો જે શ્લોક જે ખાતાંમાં મૂકી શકાય તે ત્યાં મૂકવો અને એ પ્રમાણે આખી ગીતાનું દોહન કરવું. આમાં એમ પણ બને કે એક શ્લોક ઘણાં ખાતાંઓમાં જઇ શકે, ત્યાં તેમ પણ કરવું; પણ તેમાંથી એકે વાત પડતી મૂકવી નહિ. આવી રીતે લગભગ સાડા ત્રણસેં ખાતાંઓ પડયાં હતાં. આમાંથી

તેમને ઘણા સારા લેખો તથા પુસ્તકો તૈયાર કરવાં હતાં, પણ એ બનવા પામ્યું નહિ. આ ઉપરથી રા. પઢીયારની કામ કરવાની પદ્ધતિ અને ગીતાનો તેમનો અભ્યાસ—શોખ સમજી શકાય છે. ભગવદ્‌ગીતાના તેઓએ ઘણી વખત નવા નવા અર્થ કર્યા કરતા અને તેમની વાતચીતમાં ગીતામાંની કોઇપણ વાત ન આવે તે ભાગ્યેજ બનતું. એક બે વખત ચોરવાડમાં તેમણે ભગવદ્‌ગીતાની પારાયણ કરી હતી તે આ પ્રમાણે કે પોતે તેના અર્થ શરૂથી છેવટ સુધી વિસ્તારથી સાંભળવા આવનારને સમજાવે. લોકમાન્ય તિલકની ભગવદ્‌ગીતા જ્યારે પોતે વાંચી ત્યારે તેઓ ખૂબ ખુશ થયા હતા અને પોતાના ભાઇબંધો સાથે એ વિષે એમણે ભારે ચર્ચા કરી હતી. આ ઉપર તેમણે એક સુંદર લેખ પણ લખેલો; જે ઘણું કરી 'ચિત્રમય જગત્'માં છપાયો હતો. ભગવદ્‌ગીતાની ટીકા પણ તેઓ પોતાના મત પ્રમાણે પોતાની પાછલી જીંદગીમાં લખતા હતા. તે આઠ નવ અધ્યાય સુધી પહોંચી અધુરી રહી છે. આ ઉપરથી સમજી શકાય છે કે રા. પઢીયારના આંતરિક જીવનમાં ગીતાએ ભારે અસર કરી હતી અને તે તેમના જીવન તથા લેખનમાં જોવામાં આવે છે.

ગીતાના જેટલીજ અસર **'शिव, शिव' 'ॐ, ॐ'** ના જાપથી તેમને થઇ હતી. જ્યારે રા. પઢીયારનું આંતરિક મન્થન ચાલતું હતું; તે વખતે મુંબઇમાં કાલબાદેવી રોડ ઉપર આવેલા નરનારાયણના મંદિરમાં મહારાજશ્રી જાદવજી મહારાજના પ્રયાસથી એક ભજન મંડળી સ્થાપન કરવામાં તથા શરૂઆતમાં તેને આગળ વધારવામાં રા. પઢીયારનો પણ હાથ હતો. રા. પઢીયાર અને બીજા પણ થોડા ઘણા ભાઇઓ મહારાજશ્રીને આ કામમાં મદદ આપતા. બધાએ સાથે મળી હરિચિંતન કરવું એ પ્રથા આપણા દેશમાં ઘણી જૂની છે, પણ તેને નવી જાતનું રૂપ મુંબઇમાં તો નરનારાયણની ભજનમંડળીએ આપ્યું, અને પછી તેનું અનુકરણ દેશના ઘણા ભાગોમાં થયું એ જાણીતી વાત છે. આ ભજનમંડળી સવાર સાંજ નરનારાયણના મંદિરમાં નિયમિત રીતે મળતી, અને ત્યાં 'હરે રામ, હરે રામ, હરે કૃષ્ણ, હરે કૃષ્ણ'ની જબરી ધુન મચતી. વચમાં મહારાજશ્રી જાદવજી મહારાજ અથવા અમૃતલાલભાઇ ઉભા થઇને કંઇ કંઇ સારી વાતો વિસ્તારથી કહેતા. આથી શ્રોતાજનો ઉપર તેમનો પ્રભાવ સારો પડયો. વ્યાખ્યાન બંધ થાય એટલે વળી પાછો ઇશ્વર નામનો જાપ ચાલતો.

આમ ભજનમંડળીનું કામ ચાલ્યે જતું. આ વખતે રા. પઢીયાર **'શિવ, શિવ'** નો જાપ ઘણોજ શુદ્ધ અને પ્રેમાલ અંતઃકરણથી કરતા. આ તેમનો જાપ પાછળથી બદલાઇને '**ૐ, ૐ**' થયો હતો, અને તે તેમની છેવટની જીંદગી સુધી ચાલુ રહ્યો હતો. જાપનું સાધન—માળા રા. પઢીયારને બહુ પ્રિય થઇ પડી હતી, અને પોતાની ડાયરી*ની સાથે માળાને પણ હમેશનું સ્થાન પોતાના કોટના ખીસામાં તેમણે કરી આપ્યું હતું.

ભગવદ્‌ગીતાના અધ્યયનથી અને **શિવ શિવ** ના જાપથી રા. પઢીયારને આંતરિક સંતોષ થવા લાગ્યો; અને તેમના મનની ભાંજગડનું નિરાકરણ થવા લાગ્યું. આ વખતે તેમને પોતાને આવતા વિચારો અને કલ્પનાઓ એક પુસ્તકના આકારમાં ઉતારવાનું મન થયું. બે ત્રણ વર્ષ સુધી તેમણે પોતાની લખવાની ઇચ્છાને વશ રાખી હતી. તે હવે વધુ વખત વશ રહી શકશે નહિ એમ પોતાને લાગવાથી તેઓ ફુરસદના વખતે મરીયનલાઇન્સ્‌ ઉપરના દરિયા કિનારે જઇ એક પુસ્તક લખવા મંડયા. આ પુસ્તક તે બીજું કોઈ નહિ પણ 'સંસારમાં સ્વર્ગ' કે જે તેમનાં બધાં પુસ્તકોમાં વિશેષ દીપી ઉઠે છે. આગળ વધવા ઇચ્છતા જીવની શી મનોદશા હોય છે અને તે જો પોતાના પ્રયત્નોમાં વળગી રહે તો કેટલી સફળતા મેળવે છે તેનો આબેહુબ ચિતાર તેમણે આ પુસ્તકમાં આપ્યો છે. તેમાંથી રા. પઢીયારની મનઃસ્થીતિ પણ સારી રીતે સમજી શકાય છે.

મહારાજશ્રી જાદવજી મહારાજનો રા. પઢીયાર સાથેનો સમાગમ પાછળથી સાચી મિત્રાચારીમાં ફેરવાયો. જો કે રા. પઢીયારનો મહારાજશ્રી પ્રત્યે વિશેષભાવ—પૂજ્યભાવ હતો, પણ જાદવજી મહારાજ તો તેમને મિત્ર તરીકેજ ગણતા. પોતાની ભજન મંડળીની અંગે જાદવજી મહારાજે નાનાં નાનાં કેટલાંક પુસ્તકો જેવાં કે, શ્રીમદ્‌ભાગવતમાં કરેલી ભગવાનની સ્તુતિ, મહાપુરૂષોના પવિત્ર વિચારો, મહાપુરૂષોનાં વચનો, ભગવાન સાથે વાતો કરવાની રીતિ, ભજનસાગર વિગેરે છપાવેલાં.

* રા. પઢીયારને જ્યારથી તેઓ લખતાં શીખ્યા, ત્યારથી પોતાના કોટના ખીસામાં એક નાની ડાયરી અને શીસાપેન રાખવાની ટેવ હતી; અને જ્યારે પોતાને કંઈ વિચાર સુઝી આવે અથવા તો કોઈની પાસેથી કંઇ સાંભળે કે વાંચે તો તે ટુંકમાં તેઓ ટપકાવી લેતા. આ ટેવ લેખકોને માટે ખાસ લાભકારી છે [illegible]

તેના છપાવવા તથા વેચવાના કામમાં રા. પઢીયાર તથા ભજન મંડળી ના તેમના સંગી રા. ગોરધનદાસ ઇ. એ તેમને સારી મદદ આપી હતી. આ પછી જાદવજી મહારાજની ઇચ્છાથી તેમની સલાહ સૂચનાને આધારે ભજન મંડળીમાં હમેશ વાંચવા માટે, ભક્તિવાર્ગના દાખલા દલીલોવાળું એક પુસ્તક લખવાનું રા. પઢીયારે શરૂ કર્યું. તેનું નામ 'સ્વર્ગનું વિમાન' કે જે તેમનાં ભક્તિમાર્ગનાં પુસ્તકોમાં પહેલું છે.

આ બે પુસ્તકો લખાતાં હતાં ત્યારે તેઓ ચાણોદ કરનાલી પાસે આવેલા ગંગનાથતીર્થમાં મહાત્માશ્રી બ્રહ્માનંદજી પાસે કંઇ નવું નવું જાણુવા અને શીખવા ગયા. ત્યાં તેમને ઘણો આનંદ પડયો, અને જંગલોમાં એકાંતે લખવાની પણ બહુ મોજ આવતી. મહાત્માશ્રી બ્રહ્માનંદજી બહુ જંબરા સંતપુરૂષ હતા. તેમની પાસેથી યોગની અને જ્ઞાનની વાતો જાણુવા ઉપરાંત વૈદકનું જ્ઞાન પણ તેઓએ મેળવ્યું હતું. મહાત્માશ્રીની પ્રીતિ પણ એમના ઉપર ઘણી થઇ હતી. રા. પઢીયારનો પણ તેમના તરફ અપૂર્વ ભક્તિભાવ હતો, આથી પ્રેરાઇને તેમણે 'સંસારમાં સ્વર્ગ' ની બીજી આવૃત્તિ બ્રહ્માનંદજીને અર્પણ કરી હતી. ગંગાનાથતીર્થમાં થોડા માસ રહી પાછા તેઓ મુંબઈ આવ્યા, અને પોતે તૈયાર કરેલાં બે પુસ્તકો 'સંસારમાં સ્વર્ગ' તથા 'સ્વર્ગનું વિમાન' છપાવવા ગોઠવણ કરી, તેમાં તેમને સારો યશ મળ્યો; અને આથી તેમને ઘણો સંતોષ થયો.

ઇશ્વર ઉપર એમને ભારે આસ્થા હતી. તેઓ કહેતા કે, "શુદ્ધ અંતઃકરણથી અને દૃઢ નિશ્ચયથી જો ઇશ્વર પાસે કંઈ માગવામાં આવે તો તે જરૂર વહેલો મોડો પણ આપે છે. મેં ઘણી વખત ઘણી બાબતો ઇશ્વર પાસે માગી છે, અને તે મને મળી છે. આપણા મનનો સાચો ભાવ જોઇએ અને પાકો નિશ્ચય જોઇએ." પ્રભુ સાથે વેપાર કરવો—એટલે અમુક આપી અમુક લેવું—એ ભક્તિની ઉંચી કોટી નથી. સાચા ભક્તની સ્થીતિ તો એ છે કે કંઈ પણ શરત વગર તે ઇશ્વર સાથે સંબંધ બાંધે છે અને નિષ્કામ કર્મ કરે છે. જો કે નિષ્કામ કર્મ કરવાથી ઇશ્વર ભુલતો તો નથી એ વાત ખરી છે, પણ તે ભુલશે નહિ એવી માન્યતાથી પણ ઇશ્વર પ્રત્યે પ્રેમ કરવો તેને પણ તેઓ ભક્તિની ખાસ ઉંચી કોટી માનતા નહોતા. ખરી ભક્તિ તો એનેજ માનતા કે પ્રભુનું શરણુ જીવ લઈ લે અને કહે કે, "તું માર કે ઉગાર, તારે જોઇએ

તે કર, પણ મને તો તારો આશરો છે." તેઓ કહેતા કે મારી આવી સ્થીતિ આવતાં ઘણો વખત લાગ્યો હતો.

આપ લે ના સોદાથી ઇશ્વિર સાથેનો સંબંધ બાંધવો એને તે પહેલું પગથીયું ગણુતા અને તેના ઉપર બધું છોડવું એ ઇશ્વરને મેળવવાનું છેલ્લું પગથીયું ગણુતા. વેદાંતને માનનારા અને આત્મા પરમાત્મા એક છે એમ અનુભવનારાઓની સાથે રા. પઢીયારને ઘણો સમાગમ જુદે જુદે વખતે થયેલો તથા તેમની સાથે ઇશ્વિર—પરમાત્મા અને જીવ—આત્મા વિષેની ઘણી વાતો તેઓએ કરેલી; પણ તેથી તેમનું ભક્ત—હૃદય છેવટ સુધી વેદાંતી બન્યું નહતું. આથી તેઓ સાચા ભક્ત હતા એમ માનવું થાય છે અને તે વાત તેમનાં પુસ્તકો તથા કામો ઉપરથી પણ પુરવાર થાય છે.

જેની તેની સાથે ભગવાનની ભક્તિ કરવાની વાતો પ્રસંગ પડયે તેઓ કર્યા કરતા. પોતાના કુટુંબની એક બ્હેન પાસે તેમણે ભગવાન વિષે જે વ્યાખ્યા કરી હતી તે આ ઠેકાણે જણાવી આ પ્રકરણ પૂરૂં કરીશું. તે બ્હેને ભગવાન એટલે શું? તે વાત તેમને પૂછી; ત્યારે તેમણે કહ્યું કે, "ભગવાન એ અંગ્રેજ સરકાર છે, અને તેમણે જુદાં જુદાં ખાતાંઓ જ્ઞાન, કર્મ, ભક્તિ વિગેરેનાં કાઢયાં છે તથા દરેકને અંગે તેમણે સેવિંગ્સ બેન્ક, પોસ્ટની સેવિંગ્સ બેન્ક જેવી જોડી છે. તેમાં જે કોઇ નાણાં મૂકે તેને ભગવાન બેન્કની જેમ વ્યાજ આપે છે, અને જે કોઇ તેમાંથી ઉપાડે છે તેની પાસેથી વ્યાજ લેય છે. જો આપણે ભૂલ કરીએ તો ઇશ્વિર આપણુને દંડે છે. આપણે જો સારાં કર્મ કરીએ તો તેનું સારૂં ફળ ઇશ્વિર આપણુને આપે છે; અને નરસાં કરીએ તો નરસું આપે છે. હવે આમાંથી શું કરવું તે આપણે પોતે—માણસે વિચારી લેવું જોઇએ અને તે પ્રમાણે વર્તવું જોઇએ."

# પ્રકરણ ૭ મું—સેવાના સંકલ્પો.

અમે ચેલા બધા ઘેલા, પ્રભુની પાઠશાળાના !
અમે ઘેલા અને મેલા, પ્રભુની પાઠશાળાના !
અમારામાં કશો ના માલ,
અમે તો મૂર્ખ ને કંગાલ,
છતાં એ બાળકો છઈએ પ્રભુની પાઠશાળાના !
અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના !
અમે મેલા અને ઘેલા પ્રભુની પાઠશાળાના !

( રા. કાન્ત )

ઉપરનું કાવ્ય બોલતાં બોલતાં, રા. પઢીયાર ઘણી વખત પોતાના મિત્રો પાસે નાચતા. જ્યારે પોતાને ખરી લ્હેજત ચડી હોય, ઇશ્વરનું સ્મરણ તાજું થયેલું હોય અથવા કર્મ કરવાની ધૂન લાગી હોય ત્યારે તેઓ આનંદના ઉભરામાં ઉપરનું અથવા તો કવિશ્રી ન્હાનાલાલનું

અમે તો સાચના સિપાઈ,
સાચ અમારી તરવારો ને;
સાચની બાંધી સવાઈ,
અમે તો સાચના સિપાઈ—

એ કાવ્ય બોલતા અને નાચતા. આ વખતે તેમના મનનો જે ભાવ વ્યક્ત થતો, તેમના મુખ ઉપર જે ખુશાલી જણાતી તથા તેમના શરીરમાં જે જોર આવી જતું તે દેખાવ ઘણો મનોહર થતો અને તેથી જોનારને બહુ આનંદ મળતો. આ ઉપરથી એમના જીવનના સંકલ્પો પણ સમજવામાં આવતા. એમના આ સંકલ્પો શરૂઆતમાં તો તરંગો—ભાવનાઓ રૂપેજ હતા, પણ પાછળથી તે ભાવનાઓએ સંકલ્પોનું રૂપ લઈ તેમને બહુ ઉત્સાહિત બનાવ્યા હતા.

તેમની જીંદગીનો સૌથી મુખ્ય અને મહત્વનો સંકલ્પ એ હતો કે મ્હારે અઢાર પુરાણોની પેઠે સ્વર્ગનાં પણ અઢાર પુસ્તકો લખવાં. આ વાત તેમણે પોતાના મનની અંદર 'સંસારમાં સ્વર્ગ' લખતી વખતે ગંગનાથતીર્થમાં નક્કી કરેલ. આ એમનો મહદ્ સંકલ્પ પુરેપુરી

રીતે ફળીભૂત થયો નથી. એઓ સ્વર્ગના નામ સાથેનાં ચૌદ પુસ્તકો* અત્યાર સુધીમાં લખી શક્યા છે; તોપણ જો તેમનું આયુષ્ય લંબાયું હોત તો તેઓ જરૂરથી પોતાની આ મહેચ્છા પાર પાડી શક્ત, એ નિ:સંદેહ હતું; કારણ કે તેઓ પોતાના આ મહદ્ સંકલ્પને ચુસ્તપણે વળગી રહ્યા હતા; અને ધીરે ધીરે પણ તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન બનતી રીતે હરહમેશ કર્યા કરતા હતા. સ્વર્ગનાં પુસ્તકો લખવાના પોતાના સંકલ્પોમાં તેઓ પોતાનું અને જગતનું બધાનું કલ્યાણ જોતા.

એમની બીજી મહેચ્છા એ હતી કે વૈદ્ય તરીકે પોતે સારી રીતે પ્રસિદ્ધિમાં આવવું, અને તે પણ પેટ ખાતર નહિ પણ બીજાઓને ઉપકારી થવાને ખાતર. પોતે આ માટે મનમાંથી નક્કીપણે સંકલ્પ પોતાને પહેલી બીમારી થયેલ ત્યારે કર્યો હતો. આ વખતથી તેઓ વૈદ્યકનાં પુસ્તકો વાંચવાનો તથા તેને લગતું જ્ઞાન મેળવવાનો શોખ ધરાવતા શીખ્યા હતા. શેઠ લખમીદાસ ખીમજીની નોકરી કરતે કરતે પણ તેઓ મુંબઈના તે વખતના વૈદ્યો તથા સાધુસંતોને મળી વૈદ્યકનું જ્ઞાન સંપાદન કર્યા કરતા હતા. આ વખતે તેમને મુંબઈમાં ઉત્તરાખંડ નિવાસી પરમહંસ પરમાનંદદાસજીનો ભેટો થયો. તેમની પાસેથી તેમણે વૈદ્યકનું સારૂં જ્ઞાન મેળવ્યું. નર્મદાતીરે આવેલાં ગંગનાથતીર્થમાં મહારાજશ્રી બ્રહ્માનંદજી પાસેથી પણ તેમણે વૈદ્યકનું જ્ઞાન મેળવ્યું અને બીજું પોતે વાંચીને–વિચારીને મેળવ્યું. એટલા જ્ઞાનથી પણ તેમનું વૈદ્યક સંબંધી જ્ઞાન ઘણું ખીલી ગયું; અને તેમના અનુભવ તથા તેમની દવાઓ તેમના મિત્રો તથા ઓળખીતાઓમાં બહુ પંકાવા લાગી. આ જ્ઞાનનો ઉપયોગ તેમણે કોઇપણ દિવસ પૈસા કમાવામાં કર્યોજ નથી, પણ ગરીબ ગુરબાંને મફત દવા આપવામાં તથા મિત્રો, દોસ્તો અને સગાવ્હાલાંને મફત દવા પુરી પાડવામાં તથા સલાહ આપવામાં કરેલ છે. તેઓને જો કોઈ આ બાબતમાં પૈસા આપે તો

* આમાંથી ૧૧ પુસ્તકો પ્રસિદ્ધ થઈ ચુક્યાં છે જેની વિગત હવેના પ્રકરણમાં આવશે; અને બીજાં ત્રણ પુસ્તકો સ્વર્ગની જીંદગી, સ્વર્ગનું અમૃત તથા સ્વર્ગના સંદેશા લખાઈને તૈયાર થયેલ છે, પણ પ્રસિદ્ધિ પામેલ નથી. સિવાય મ્હારૂં સ્વર્ગ, સ્વર્ગનું રામાયણ, સ્વર્ગનો પ્રકાશ વગેરે લખવાં શરૂ કરેલાં તેનાં થોડાં થોડાં પાનાં મળી આવે છે.

પણ તેનો ઉપયોગ ગરીબોને મફત આપવાની દવાઓ તૈયાર કરવામાંજ તેઓ કરતા.

તેમનો ત્રીજો સંકલ્પ એ હતો કે, “મ્હારી પાછલી જીંદગીમાં મ્હારા વતનમાં રહી ત્યાં નવચેતન આણવું અને મ્હારા ગામને એક નમુનેદાર ગામ દરેક બાબતમાં બનાવવું.” આ માટે પોતાની જીંદગીનાં પંદર વરસ તેમણે પોતાના વતન ચોરવાડમાં ગાળ્યાં હતાં; અને તેનું પરિણામ પણ ઘણે અંશે ફળદાયી આવ્યું છે. આ વિષે વધુ વિચારો આગળ ઉપર એક સ્વતંત્ર પ્રકરણમાં કરવા ઈરાદો હોવાથી અહિં લંબાણુ કરવા જરૂર નથી લાગતી.

એમનો ચોથો સંકલ્પ એ હતો કે, એક સારા ભાષણકર્તા તરીકે પ્રસિદ્ધિમાં આવવું. આ સંકલ્પની સિદ્ધિ અર્થે તેમણે મુંબઈના મરીન લાઈન્સ પાસેના શાંત દરિયા કિનારા ઉપર એકાંતમાં ભાષણો આપી તાલીમ લીધી હતી; નરનારાયણની ભજન મંડળીમાં પણ વખતો વખત તેઓ બોલ્યા કરતા; ચોરવાડના જંગલોમાં જઈ એકાંતમાં તેમણે ક્રમસર ભાષણો કરેલાં. આથી તેમણે ભાષણની કળા સારી રીતે સાધ્ય કરી હતી. મુંબઈ છોડી તેઓ ચોરવાડ રહેવા આવ્યા ત્યારથી તેમની પાછલી જીંદગીનાં પંદર વર્ષમાં તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં કંઈ ને કંઈ ભાષણ આપ્યા વગર રહેતા નહિ. એમનાં ભાષણો જનસમાજમાં બહુ વખણાતાં અને છાપાંઓમાં પણ આવ્યા વગર રહેતાં નહિ. તેની અંદર તેમના નવીન વિચારો સાદી અને સહેલી ભાષામાં જોવામાં આવતા. જુદા જુદા વિષયો ઉપર તેઓ ઘણું સરસ બોલતા તેથી ગુજરાત–કાઠીઆવાડમાં તેમની ઘણી ખ્યાતિ આ વિષયમાં પણ થઈ હતી.

આ સિવાય એમના બીજા સંકલ્પો નોકરી ન કરવી, લગ્ન ન કરવું, જીંદગીમાં જેમ બને તેમ સાદાઈ રાખવી, પોતાના પ્રસંગમાં આવનાર સર્વ કોઈનું ભલું ઈચ્છવું અને ભલું કરવું, સ્વર્ગનાં પુસ્તકો ઉપરાંત બીજાં ઉપયોગી નાનાં પુસ્તકો અને લેખો લખવા અને જેમ બને તેમ ઈશ્વરની નજીક જવાય તેવાં કાર્યો કરવાં ઈત્યાદિ હતા. અને આ સર્વમાં પૂરેપૂરી નહિ તો થોડેઘણે અંશે પણ તેમણે સિદ્ધિ મેળવી હતી.

આ પ્રકરણ પુરૂં કરતાં પહેલાં એક વાત કહેવી જોઇએ: તે એકે રા. પઢીયારના સંકલ્પોમાં જેટલી જોઇએ તેટલી તાલાવેલી ન હતી. શરૂઆતમાં જો કે તે પુષ્કળ જણાતી, પણ પાછળથી તે ઠંડી પડી જતી. આવું આપણામાં ઘણું જોવામાં આવે છે, તેથી આપણે આરંભે શૂરા કહેવાઇએ છીએ. જે તાલાવેલી—જે અગ્નિ શરૂઆતમાં હોય તેજ છેવટ સુધી નભે તોજ તે તાલાવેલી—અગ્નિ કહી શકાય; અને તેજ અગ્નિ માણુસને સિદ્ધિ—મુક્તિ સમીપ લઈ જાય છે. આવી જાતનું ઉત્તમ બળ માણુસ પોતામાંથીજ ઉત્પન્ન કરી શકે છે; પણુ આપણે તો ભાગ્ય ઉપર—પ્રભુ ઉપર વિશ્વાસ રાખતા હોવાથી થોડું ઘણું શરૂઆતમાં જુસ્સાના બળે કામ કરીએ અને પાછળથી જુસ્સો કમી થતાં ઠંડા પડી જઇએ છીએ. ભાગ્ય કે પ્રભુ કોઈ કાર્યસિદ્ધિમાં પુરૂષપ્રયત્ન વિના મદદગાર નથી. માણુસજ પોતાને જેવો ધારે તેવો બનાવી શકે છે. આ વાત જો માણુસને સમજાઈ જાય તો તે જેવો ધારે તેવો વ્હેલો કે મોડો જરૂર બની શકે, પરંતુ આવી શ્રદ્ધા ઘણા થોડાનેજ હોય છે.

રા. પઢીયારને પણુ આવી દૃઢશ્રદ્ધાની ખાસ પ્રતીતિ થઈ નહોતી એટલે તેમનાં કામ ઘણાંખરાં અધુરાં રહ્યાં છે. બીજી વાત એછે કે તેમનામાં જોઇએ તેવી વ્યવસ્થાશક્તિ—યોજના શક્તિ નહોતી; એટલે કે તેઓ ભાવનાઓ—તરંગો કર્યા કરતા પણ તે અમલમાં કેમ મૂકવા એ ઉપર બહુ ધ્યાન ન આપતા અને આ વાત તે બીજા ઉપર છોડતા. આથી પણ તેમનું કામ સમાજમાં જેટલું દેખાવું જોઈએ તેટલું દેખાયું નથી. આ શક્તિ જો તેમનામાં પૂરેપૂરી હોત તો તેમની જીંદગીનાં છેલ્લાં પંદર વર્ષો ચોરવાડને તો શું પણ આખા કાઠીઆવાડને ઉપકારી થાત.

જે માણુસને આગળ વધવાની—કંઈ કામ કરવાની ઇચ્છા હોય તેને આ ત્રણ વાત તો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. પહેલી વાત એકે તેણે પોતાની ભાવના મુજબ સાચો અને દૃઢ સંકલ્પ કરવો જોઇએ. આ પછી પોતાના સંકલ્પની સીદ્ધિ અર્થે અટલશ્રદ્ધા જમાવવી જોઇએ; અને ત્રીજી એ કે તત્પરાયણ થઈ દેહં પાતવા-વા અર્થં સાધયામિ આ વ્રત લઈ કાર્ય કરતા થઈ જવું જોઇએ અને એક ક્ષણ પણ નકામી જવા દેવી ન જોઇએ. જો આ ત્રણ

ાને માણસ અક્રમપણે વળગી રહે તો તે જરૂર સિદ્ધિને મેળવે છે.
ાવું બળ—શક્તિ પોતાની પોતાઉપર કૃપા થયા વગર ઉત્પન્ન થવી
ર્લભ છે. અગ્નિ પુરાણમાં કહ્યું છે કેઃ—

**नरत्वं दुर्लभं लोके विद्या तत्र सुदुर्लभा ।**
**कवित्वं दुर्लभं तत्र शक्तिस्तत्र सुदुर्लभा ॥**

એટલે કે, "જગતમાં પુરૂષપણું મળવું દુર્લભ છે અને તેનાથી
ભ વિદ્યાપ્રાપ્તિ છે. કવિત્વ મળવું એનાથી પણ દુર્લભ છે અને
ત મેળવવી તે તો એનાથી પણ દુર્લભ છે."

# પ્રકરણ ૮ મું—સ્વર્ગનાં પુસ્તકો.

"સ્વર્ગ એટલે મહાત્માઓ કબુલ રાખે તેવું ઉંચામાં ઉંચી જાતનું સુખ, સ્વર્ગ એટલે અંતરાત્માને તૃપ્તિ થાય તેવી સ્થીતિમાં રહેવું તે, અને સ્વર્ગ એટલે પ્રભુમય જીવન તથા પ્રભુ પોતે, એ મ્હારા સ્વર્ગ શબ્દનો અર્થ છે."

રા. પઢીયારનો મહામંત્ર 'સ્વર્ગનાં રત્નોમાંથી'

"મેં જે ભોગવ્યું તે હું કમાયો, મેં જે બચાવ્યું તે મેં ખોયું, ને મેં જે દાન કર્યું તે મારી પાસે છે." રા. પઢીયારકૃત 'સંસારમાં સ્વર્ગ'

"'હિન્દુસ્થાન અધમ દશાએ પહોંચ્યું છે' એમ કહેવાને બદલે 'હું અધમ દશાએ પહોંચ્યો છું. માટે મારી ઉન્નતિ કરવી જોઈએ,' એમ આપણે કહેવું જોઈએ. જો આ પ્રમાણે દરેક જણ સમજે અને તે પ્રમાણે વર્તે તોજ હિન્દુસ્તાનની ઉન્નતિ થશે." રા. પઢીયારકૃત 'સાચું સ્વર્ગ'

"શુભેચ્છા રાખવી, સારી વર્તણુક રાખવી, ઉંચ હેતુઓથી કામ કરવું અને પોતાના બંધુઓની તથા દેશની સેવામાં રોકાયલા રહેવું એ સ્વર્ગ સીઢીનું સ્હેલામાં સ્હેલું. પહેલામાં પહેલું અને છેલ્લામાં છેલ્લું પગથીયું છે."

રા. પઢીયારકૃત 'સ્વર્ગની સીઢી'

"પ્રેમ એ સ્વર્ગનું રત્ન છે, જ્ઞાન એ સ્વર્ગનું રત્ન છે, કર્તવ્ય એ સ્વર્ગનું રત્ન છે, ભ્રાતૃભાવ એ સ્વર્ગનું રત્ન છે, વખત એ સ્વર્ગનું રત્ન છે, સ્વસુધારણા એ સ્વર્ગનું રત્ન છે. સ્વધર્મ એ સ્વર્ગનું રત્ન છે અને મહાત્માઓના જીવનમાં જીવતાં શીખવું એ સ્વગ રત્ન છે."

રા. પઢીયારકૃત 'સ્વર્ગના રત્નો'

સ્વ. પઢીયારે આખું જીવન ખર્ચીને જે અસાધારણ કાર્ય કર્યું છે, તે સ્વર્ગનાં પુસ્તકો લખવાના વિચાર તેમને મુંબાઈમાં સં. ૧૯૫૫—૧૯૫૬ માં પોતાના હૃદયના તરફડાટ વખતે આવ્યા હતા. અને તે વિષે પાકો સંકલ્પ તેમણે ગંગનાથતીર્થમાં 'સંસારમાં સ્વર્ગ' લખતી વખતે એટલે સં૦ ૧૯૫૭ ની સાલમાં કર્યો હતો. એમના મનની ભાવના સ્વર્ગ નામનાં અઢાર પુસ્તકો લખવાની હતી, અને આ માટે તેમણે નાની સરખી કવિતા પણ બનાવેલી, પણ તે ઘણી શોધ કરવા છતાંપણ ન મળી શકવાથી આ ઠેકાણે દાખલ કરી શક્યા નથી. પોતાના આ સંકલ્પની વાત તેઓ ઘણી વખત પોતાના મિત્રો પાસે કહેતા. આ દરેક પુસ્તકમાં એવી કંઈપણ વાત હોવી જોઇએ કે તે

મનુષ્ય જીવનને આગળ વધારે પાછળ ન હઠાવે; એ એમણે ખાસ ધ્યાનમાં રાખ્યું હોય એમ એ પુસ્તકો વાંચવાથી આપણને જણાય છે. મનુષ્ય જીવનનો અભ્યાસ કરવામાં, તેની માનસિક નબળાઇ અને સબળાઇ જાણવામાં, તેને પોતાને જો પોતાના આત્માની સાચી ઓળખ થાય તો તેના ઉદ્ધારને માટે તે શું શું કરી નાંખે એ વિચારવામાં, અને આ બધી વાતો માણસને સમજાઇ હોય તોપણ સાચી ભક્તિ અથવા સાચું જ્ઞાન કે સાચું કર્મ મનુષ્ય હૃદયને કેટલું તૈયાર કરે છે તથા બળ આપે છે તેના પાઠો ઉકેલવામાં રા. પઢીયારે પોતાનાં સ્વર્ગનાં પુસ્તકોમાં ઉત્તમ રીતે પ્રયાસ કર્યો હોય તેવું દીઠામાં આવે છે. સાથે સાથે આ જગતમાં મનુષ્ય કેવી વિપરીત ભૂલો કરે છે અને તેનું પ્રાયશ્ચિત પણ તે કેવી રીતે કરી શકે, મનુષ્ય સાચો થાય તો આ દુનિયામાં શું શું કામો કરી શકે અને પોતે તથા દુનિયાને આગળ કેવી રીતે વધારી શકે, અને આ બધું ન કરે તોપણ મનુષ્યમાં જો ડહાપણ તથા બુદ્ધિ હોય તો તે તેનો ઉપયોગ પોતાના કુટુંબમાં, જ્ઞાતિમાં, તથા ગામમાં કેવી રીતે કરી શકે આ બધી વાતો તેમણે જુદે જુદે પ્રકારે પોતાનાં સ્વર્ગનાં પુસ્તકોમાં ગુંથી છે. જે લોકોએ તેમનાં સ્વર્ગનાં પુસ્તકો ન વાંચ્યાં હોય તેમણે તે એક વખત અવશ્ય વાંચવાં જોઇએ. આવાં ઉત્તમ પુસ્તકો તૈયાર કરવાથી રા. પઢીયાર ગુજરાત–કાઠીઆવાડમાં એક સારા લેખક તરીકે બહુ પ્રિય થઇ પડયા હતા, અને તે માટે તેમના ઉપર અનેક પ્રશંસાના પત્રો પણ આવ્યા કરતા હતા. કેટલાક એવું પણ લખતા હતા કે આ પુસ્તકો વાંચ્યા પછી અમારૂં જીવન ફરી ગયું છે. આ જાણીને રા. પઢીયારને ઘણો સંતોષ થતો અને તેથી પોતાના સંકલ્પને વધુ દૃઢ કરતા; પરંતુ ક્રૂર કાળે–ઇશ્વરે તેમનો સંકલ્પ પૂરો થવા દીધો નહિ! એમાં પણ તેની કંઇ ખૂબી હોવી જોઇએ!

રા. પઢીયારનાં લખેલાં સ્વર્ગનાં પુસ્તકો જે જે પ્રસિદ્ધ થયાં છે તેનાં નામો વિગેરે આ નીચેના કોઠામાં આપવામાં આવે છે, તેથી તેની વિગતે માહીતિ વાંચકોને મળશે.

| પુસ્તકનું નામ. | કઈ સાલમાં પ્રસિદ્ધ થયું | આજ સુધીમાં કેટલીઆવૃત્તિથઇ | કેટલાં પૃષ્ટ | કિંમત |
|---|---|---|---|---|
| સંસારમાં સ્વર્ગ | સં. ૧૯૫૮ | બે આવૃત્તિ | ૪૦૦ | રૂ. ૧॥ |
| સ્વર્ગનું વિમાન | સં. ૧૯૫૮ | ત્રણ આવૃત્તિ | ૩૯૦ | રૂ. ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| સ્વર્ગની કુંચી | સં. ૧૯૫૯ | ત્રણ આવૃત્તિ | ૪૨૫ | રૂ. ૧ |
| સ્વર્ગનો ખજાનો | સં. ૧૯૬૨ | એક આવૃત્તિ | ૩૯૦ | રૂ. ૧ |
| સાચું સ્વર્ગ | સં. ૧૯૬૩ | બે આવૃત્તિ | ૬૨૫ | રૂ. ૧॥ |
| સ્ત્રીઓનું સ્વર્ગ | સં. ૧૯૬૩ | એક આવૃત્તિ | ૪૪૦ | રૂ. ૧॥ |
| સ્વર્ગની સીડી | સં. ૧૯૬૫ | એક આવૃતિ | ૪૫૦ | રૂ. ૧॥ |
| સ્વર્ગની સુંદરીઓ | સં. ૧૯૬૮ | એક આવૃત્તિ | ૫૦૦ | રૂ. ૧॥ |
| સ્વર્ગનાં રત્નો | સં. ૧૯૬૮ | એક આવૃત્તિ | ૩૫૫ | રૂ. ૧ |
| સ્વર્ગની સડક | સં. ૧૯૭૦ | એક આવૃત્તિ | ૫૪૦ | રૂ. ૧ |
| સ્વર્ગનો આનંદ | સં. ૧૯૭૩ | એક આવૃત્તિ | ૪૦૦ | રૂ. ૧ |

આ બધાં પુસ્તકોની સાઇઝ રેયલ બાર પેજીની છે અને ટાઇપો પણ સ્ત્રીઓ તથા બાળકો વાંચી શકે તેવા જરા મોટા તેમણે ચાહીને વાપર્યા છે. દરેક પુસ્તકનાં પૂઠાં પણ મજબુત અને શોભીતાં છે. તેની ભાષા ગામઠી પણ સાદી અને સહેલી તેઓએ રાખી છે. તે છતાં તે માંહેલા વિચારો ઘણા ઉન્નત અને ઉત્તમ છે. એ વિષેનો એમનો પોતાનોજ અભિપ્રાય અમે નીચે આપીએ છીએઃ—"આ લોકપ્રિય થઇ પડેલાં સ્વર્ગનાં પુસ્તકો જુદા જુદા અધિકારીઓ માટે લખાયેલાં છે. જેમકે મુશ્કેલીઓમાંથી કેમ આગળ વધાય અને સાધન વિનાની સ્થીતિમાંથી તથા અનેક પ્રકારની માનસિક અને સંસારિક મુશ્કેલીઓમાંથી કેમ આગળ વધાય તે સમજાવવા માટે "સંસારમાં સ્વર્ગ" લખેલું છે. જમાનાને અનુસરતા નવિન વિચારોને કેમ ખીલવવા તથા પરમાર્થની ભાવનાઓને કેવી રીતે અમલમાં આણવી તે બાબત બહુ ચોકખી રીતે સમજાવવા માટે "સાચું સ્વર્ગ" લખેલું છે. જીંદગી સુધારવામાં કામ લાગી શકે તેવા હિંદુ ધર્મના ઉત્તમ સિદ્ધાંતો સમજાવવા માટે તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનું રહસ્ય સમજાવવા માટે 'સ્વર્ગની સીડી' નું પુસ્તક લખેલું છે. સ્ત્રીઓમાં જે સ્ત્રીપણું રહેલું છે તેની મહત્તા સમજાવવા માટે તથા પતિપ્રેમ વધારવા માટે પ્રેમીલી સ્ત્રીઓ સારૂ "સ્ત્રીઓનું સ્વર્ગ" લખેલું છે. આપણી બ્હેનો પોતાના ઘરમાં રહીને પણ પોતાનાં ભાઇ બ્હેનોની જરૂરીયાતનાં પારમાર્થિક કામો કરી શકે તથા પોતાનું જીવન સુધારી અંતરનો સંતોષ લઇ શકે તે સારૂ 'સ્વર્ગની સુંદરીઓ' નું પુસ્તક લખેલું છે. આપણા ઉછરતા જુવાન બંધુઓને શાંત રાખવા માટે, તેઓને પોતાનું કર્તવ્ય સમજાવવા માટે તથા તેઓને નવાયુગની નવી ભક્તિ બતાવવા માટે

'સ્વર્ગનાં રત્નો ' નું પુસ્તક લખેલું છે. એ સિવાય એક મહાત્માના સત્સંગ મંડળમાં અપાતાં ખાસ ચમત્કારિક અને અસરકારક દૃષ્ટાંતોમાંથી સ્વર્ગનાં બીજાં પાંચ પુસ્તકો લખેલાં છે. તેમાં પહેલું 'સ્વર્ગનું વિમાન' છે; તેમાં પ્રભુનો પ્રેમ જગાડવા સારૂ સૌ લોકોને ગમી જાય તેવા ટુંકા ટુંકા કિંમતી દાખલાઓ છે. તે પુસ્તક લોકોને ભક્તિ માર્ગમાં લાવવા માટે છે. એ પછી ભક્તિનું બીજું પુસ્તક 'સ્વર્ગની કુંચી' છે; તેમાં ભક્તોનાં લક્ષણો, ભક્તોનું કર્તવ્ય અને ઇશ્વરના મહિમાનું તથા ઇશ્વરના સ્વરૂપનું વર્ણન કરેલું છે. એ પુસ્તક પ્રભુ પ્રેમમાં જરા આગળ વધેલા હરિજનો માટે લખાયેલું છે. આ પછી ભક્તિમાર્ગનું ત્રીજું પુસ્તક 'સ્વર્ગનો ખજાનો' છે; તેમાં ધર્મને લગતા ઘણી જાતના વિગતવાર ખુલાસાઓ છે. એ પુસ્તક ધર્મના તથા ભક્તિના ભેદો સમજવા ઇચ્છનાર હરિજનો માટે લખાયેલું છે. એ પ્રમાણે જુદા જુદા અધિકારીઓ માટે જુદા જુદા હેતુઓથી સ્વર્ગનાં જુદાં જુદાં પુસ્તકો લખાયેલાં છે; તેમજ 'સ્વર્ગની સડક' તથા 'સ્વર્ગનો આનંદ' આ બે પુસ્તકો એક પ્રકારના ખાસ ભક્તો તથા હરિજનો માટે લખાયેલ છે. તે ભક્તો અને હરિજનો કોણ? કે જેઓ દ્વારકાં, નાસિક, ડાકોર, ગિરનાર, પ્રભાસપાટણ, સિદ્ધપુર, વિગેરે તીર્થનાં સ્થળોમાં પોત પોતાની મંડળીઓ લઇને ફર્યા કરે છે, તાલમૃદંગ બજાવ્યા કરે છે, સ્મરણ–કિર્તન કર્યા કરે છે, નાચે છે, કૂદે છે, અને પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કર્યા કરે છે તથા પ્રભુ પ્રેમને લીધે જેઓએ પોતાના ઘણાએ સ્વાર્થો તજી દીધેલા છે તેવા ભાવિક ભોળા પવિત્ર પ્રભુપ્રેમી ભક્તો અને હરિજનોની સેવાને માટે આ પુસ્તકો લખેલાં છે; એટલે એની અંદરના દાખલાઓ દેવમંદિરમાં છૂટથી બોલી શકાય અને વાંચી શકાય તેવા છે."*

આ અગીયાર પુસ્તકો ઉપરાંત તેમણે બીજાં નવાં પુસ્તકો "સ્વર્ગના સંદેશા "તથા "સ્વર્ગનું અમૃત" લખીને તૈયાર કરી રાખેલ છે; પણ તે હજુ સુધી છપાયેલ નથીઃ 'સ્વર્ગના સંદેશા' તેમણે ચોરવાડના દરિયાકિનારે બેસીને લખેલ છે; તેમાં દરિયાની લહેર તેમને નવી નવી અને ભભકભરી વાતો કહે છે તે ઘણું ભાવગ્રાહી લખાણ છે. "સ્વર્ગનું અમૃત" એ નામના પુસ્તકમાં પણ ઘણી ખુબીદાર વાતો તેમણે

* રા. પઢીયાર કૃત 'સ્વર્ગની સડક' ના પ્રસ્તાવનામાંથી થોડા ફેરફાર સાથે.

આલેખી છે, આમાંની થોડી વાતો તેમણે પોતાના જીવન ઉપરથી લીધેલી છે. આ બે પુસ્તકો 'સંસારમાં સ્વર્ગ' અને 'સાચું સ્વર્ગ' જેવાં ઉત્તમ છે. આ સિવાય 'સ્વર્ગનું રામાયણ' કરીને એક પુસ્તક તેઓ લખતા હતા, જેમાં સીતા અને રામના વનવાસની-દંડકારણ્યમાં તેઓ રહેતા હતા ત્યાંની-પ્રેમ ભરી વાતો તેમણે ચાએહુબ રીતે ગોઠવેલ છે, તે અધુરૂં રહેલ છે. આ સિવાય પણ બીજું એક 'સ્વર્ગની જીંદગી' નામનું પુસ્તક તેઓએ તૈયાર કરી રાખ્યું છે; જેમાં શિવાજી, પ્રતાપ, ગુરૂ નાનક, ગોપીચંદ વિગેરેની ઘણી રસભરી દેશદાઝની વાતો ગુંથેલી છે. આ પુસ્તકની રચના તેમણે ઘણાં વર્ષો ઉપર કરી રાખેલ છે; પણ તે તેમનાથી પ્રસિદ્ધ થઇ શક્યું નથી. આ પુસ્તક પ્રસિદ્ધ થશે તો દેશને બહુ ઉપકારક થશે.

આ બધા ઉપરથી રા. પઢીયારની સાહિત્યસેવા, જનસેવા, દેશસેવા, આત્મસેવા, આપણે સારી રીતે જોઈ શકીએ છીએ. એમનાં આ પુસ્તકોની ઉપયોગીતા માટે વધુ લખવું તે સોના ઉપર ઓપ ચઢાવા જેવું છે; તોપણ જાહેર વર્તમાનપત્રોના થોડાક અભિપ્રાયો અત્રે ઉતારી લઇએ તો તે ખોટું નથી.

**'સંસારમાં સ્વર્ગ'** માટે ગુજરાતી પત્ર તા. ૧ જુન ૧૯૨૦ ના અંકમાં લખે છે કે, "'સંસારમાં સ્વર્ગ' નામનું પુસ્તક તેના કર્તા વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર તરફથી અવલોકન માટે આવ્યું છે. આમાં જીંદગીનાં કર્તવ્યો, કર્મ, ભક્તિ, ઉપાસના, જ્ઞાન વિગેરેનાં જુદી જુદી રીતે વર્ણનો કરેલાં છે; અને તે સર્વ ઇશ્વરપરાયણ થઇને કરવાથી સંસારમાંથીજ સ્વર્ગનો લ્હાવો મળે છે આવો કર્તાનો ઉદ્દેશ છે. અને તે ઉપદેશ એક સ્વર્ગવાસી ડૉક્ટર મન્મથરાય દતના કુટુંબની કથાથી આરંભ કરવામાં આવે છે. મન્મથરાય ડૉક્ટર મીસર દેશમાં સિપાઇઓને મલપટ્ટા કરતાં મરણ પામે છે; તેથી તેની સ્ત્રી ભાનુકિશોરી વિધવા થઇ પડે છે. બીજી તરફથી તેની ભાભી ભભકકિશોરી પણ પતિ મરણ પામતાં વિધવા થાય છે. ભાનુકિશોરી કલકત્તાની વડી હૉસ્પીટાલમાં નર્સના કામનેજ મુક્તિનું સાધન માનીને રોગીની શુશ્રુષા કરવામાં પોતાનું જીવન ગાળે છે. ત્યારે ભભકકિશોરીને એક શ્રીમંતનું કૃપાપાત્ર બનાવીને મુંબઈ નગરીમાં લાવે છે. તે પછી ભભકકિશોરી પોતાના ઉભરાઓ પત્રદ્વારા તેની પાસે ઉઘાડા કરે છે. આટલા ઉપોદ્‌ઘાત પછી ભભકકિશોરી, અદ્વૈતનો પોતાને કરેલો ઉપદેશ ભાનુ-

કિશોરીને પત્રદ્વારા લખી જણાવે છે. આ ઉપદેશમાં ભગવદ્‌ગીતાના પ્રાસંગિક વચનો તથા કોઇ કોઇ ભાવિક કવિનાં અનુભવિક પદ્યોને જુદા જુદા ઉપદેશ રૂપે ટાંકેલા છે. કેટલેક સ્થળે એકનો એક વિષય ફરીને બીજા આકારમાં દૃષ્ટિએ પડે છે તેમ કોઇ સ્થળે જૂની ભક્તિને વગોવવામાં આવી છે; તોપણ તેનો ઉદ્દેશ તો ઘણોજ સ્તુત્ય છે. અહિં જુની ભક્તિને ઠેકાણે અંધભક્તિ અથવા તો આભાસભક્તિ એવાં નામોથી તેના ઉપર ટીકા કરી હોત તો વધારે ઠીક લાગત. વિષયોનો પ્રવાહ ઉત્તરોત્તર એકજ શ્રેણીમાં વહ્યાં કરે છે; તેમાં કેળવણી, કળા, કૌશલ્ય, કર્તવ્યપાલન, ભાતૃભાવ, દેશસેવા, પાંડિત્યનું ફળ, ઇશ્વરી જ્ઞાન, ધર્મ તરફ ધ્યાન, કર્તવ્યસીદ્ધિ, ગુરૂ કેવા જોઇએ, ભારત વર્ષની પડતીનાં કારણો, દેશોદ્ધારના ઉપાયો વિગેરે અનેક બાબતોનું વર્ણન કરવામાં આવ્યું છે, જે વર્ણન શ્રવણ-મનન કરવા જેવું છે. તેમાં પ્રસંગોપાત અખંડાનંદનું જીવન ચરિત્ર મુંબઇના કેટલાએક લક્ષ્મીમદમાં મત્ત શ્રીમંતોને વાંચવા જેવું છે, ગરીબ વિદ્યાર્થીને વિદ્યોપાર્જન અથવા તો વિદ્યોન્નતિ કે દેશોન્નતિને માટે કાર્ય કરતાં કેટલું વેઠવું પડે છે; તેમજ નિર્ધન મનુષ્યનું ડહાપણ મૂર્ખ પતિની સ્ત્રીના ચાતુર્યની પેઠે અંધકારમાં કેવી રીતે છુપાઇ રહે છે વગેરે વગેરે કેટલીએક બાબતોનું તે ચરિત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે. એકંદર ઉપદેશ ગ્રહણ કરવા યોગ્ય અને દુઃખમાં આશ્વાસન આપનાર છે. ભાષા પણ સરળ અને વ્યવહારિકજ રાખવામાં આવી છે, કોઇ કોઇ ઠેકાણે અલંકારિક વાક્યોનો ઉપયોગ કરેલો જણાય છે; પરંતુ તે વાક્યો પણ મુખ્ય સાદી અને સરલ ભાષામાં યોજાયેલાં છે. કર્તાનો ઉદ્દેશ એ છે કે જે કંઇ પણ કરવું તે ઇશ્વરની ફરજ ગણી ફળની આશા વિના કરવું અને તેમ કરવાથી સંસાર સ્વર્ગમય બની જાય છે."

આર્ય પ્રકાશ પોતાના તા. ૨૨-૯-૧૯૦૮ ના અંકમાં જણાવે છે કે, "**સ્ત્રીઓનું સ્વર્ગ** નામનું પુસ્તક તેના કર્તા મ. અમૃતલાલ સુંદરજી પઢીયાર તરફથી અમને મળ્યું છે, તેઓ એક બાહોશ વિદ્વાન અને શુદ્ધ પવિત્ર આચરણવાળા દેશભક્ત પુરૂષ છે. તેમના તરફથી ઘણાં 'સ્વર્ગો' બહાર પડયાં છે, અને સ્વર્ગ એ કોઈ કલ્પિત વસ્તુ નહિ પણ ઉત્તમ કાર્યો અને પવિત્ર હૃદય વડે આ સંસારમાંજ દરેક માણસ સુખી થઇ શકે એવો આપણી સમાજનો સિદ્ધાંત તેમણે પોતાના દરેક સ્વર્ગોમાં પ્રતિપાદન કર્યો છે. તે બધાં

સ્વર્ગોમાં "સ્ત્રીઓનું સ્વર્ગ" આપણા દેશમાં આજ થઈ રહેલી દુર્દશા જોતાં સૌથી વધારે ઉપયોગી છે; અને સ્ત્રી સ્વતંત્રતાના હિમાયતીઓએ આ પુસ્તકને ખાસ ઉત્તેજન આપવું જોઇએ. પુસ્તકની અંદર "મારે વર કેવો જોઇએ?" "મારે વહુ કેવી જોઇએ?" અને આ સિવાય પણ કેટલાક ફકરા રમુજ ઉપજાવવા સાથે ઘણોજ કિંમતી બોધ આપનારા છે; જે દરેક સુજ્ઞ સ્ત્રી-પુરૂષ માટે મનન કરવા યોગ્ય છે. પુસ્તકમાં બતાવેલ લાઇન પર આપણી સમાજનું બંધારણ રચાય તો વેદાંતીની દૃષ્ટિથી આ માયાવી મિથ્યા જગતમાં પણ સ્વર્ગનું સુખ અવશ્ય મળે તેમાં કંઇ શંક નથી. જનસેવાની ભાવનાવાળાં આવાં અમૂલ્ય પુસ્તકની કિંમત તેની અંદર સમાયેલા બોધના પ્રમાણમાં તેની સુંદર બાંધણી અને સોનેરી અક્ષરવાળું પુંઠું જોતાં વધારે નથી. કિ. રૂા. ૧।।"

**સ્વર્ગની સીડી** (ભાગ ૧ લો)—માટે આર્યપ્રકાશ પોતાના તા. ૧૫-૫-૧૦ ના અંકમાં લખે છે કે, "મહાશય અમૃતલાલ સુંદરજી પઢીયાર તરફથી આ પુસ્તક અભિપ્રાયાર્થે અમને ભેટ મળેલ છે. આ પુસ્તકનું નામ જોતાં તેના કર્તા મ. પઢીયાર કે જેમણે ઘણાં પુસ્તકો 'સ્વર્ગ' શબ્દના ઉપયોગ સાથે લખ્યાં છે તેમણે આ પુસ્તકના નામમાં પણ તેજ 'સ્વર્ગ' શબ્દનો ઉપયોગ કર્યો જણાય છે; પણ આનંદની વાત એછે કે તેઓએ સ્વર્ગનો અર્થ અપ્સરાઓનું ધામ, હુરીઓનું રહેઠાણ કે એવા કોઈ પૌરાણિક ખ્યાલોવાળો કર્યો નથી; પણ સ્વર્ગનો અર્થ સાચા સુખમાંજ કર્યો છે. આ પુસ્તક પણ તેજ ઉમદા હેતુથી લખાયેલું છે. કર્તા જણાવે છે કે આ સ્વર્ગની સીડીના તેઓ ૧૦૮ પગથીયાં લખવા માગે છે. આ પ્રથમ ભાગમાં માત્ર ૧૨ પગથીયાંજ તેમણે લખ્યાં છે. ગીતાનાં વાંચન ઉપરથી તેમના હૃદયમાં અભેદ મહામંત્રનો ઉદ્દ્ભવ થયો અને આ મહામંત્રની દૃઢતાથી તેમણે આ સીડી લખવાનું કામ શરૂ કર્યું છે. આ બાર પગથીયાં ધર્મ, ઈશ્વરી જ્ઞાન, હરિજનોનાં લક્ષણ, ભક્તિનું ફળ, સુખ મેળવવાના ઉપાયો, ધર્મનો પાયો, મરવાથી ડરવું નહિ, મન જીતવાના ઉપાય, સારામાઠા પ્રસંગની પાર્થનાઓ, બુદ્ધિપૂર્વક કામ કરો, ખાવા પીવાના નિયમો અને અને નિદ્રા એ પ્રમાણે છે. સિદ્ધાંતિક બાબતમાં અભેદ કે જીવ, ઈશ્વર અને પ્રકૃતિની બાબતમાં અમારો ગમે તેવો મત હોવા છતાં કર્તાએ સ્વબંધુઓના સુખને અર્થે આ પુસ્તકમાં જે ઉત્તમ કોટીના વિચારો

જણાવ્યા છે અને સાદું તેમજ પવિત્ર જીવન ગાળવાની પગલે પગલે સૂચના કરી પોતાના પ્રેમાળ હૃદયનો ઉભરો ખાલી કરેલો છે તે માટે ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે. વળી આજકાલ કેટલાક ધર્મની વાત કરતાં માનસિક ખીલવણી ઉપરજ ધ્યાન આપે છે અને શરીરની બાબતને તો વિસારીજ દેછે, તેમ નહિ કરતાં મ. અમૃતલાલજી પોતે વૈદ છે અને સારા અનુભવી છે તેથી પોતાના વૈદ્યક જ્ઞાનનો લાભ આપવા પણ તેઓ ચૂકયા નથી. જોકે આ બાબત પણ તેમણે બ્રહ્મ–દૃષ્ટિથીજ જોઈ છે. ખાધાપીધા વગર દેવો હજારો વર્ષ જીવે છે એ વાત તેમણે લખી છે તે જરા વિચિત્ર છે, છતાં આજકાલ દેવોને નામે માલમલીદા ઉડાવવામાં આવે છે તે સ્હામે તેમણે જનસમાજને ચેતવી તેવી પોલોમાં નહિ પડી રહેવાની જે ખાસ ચેતવણી આપી છે તે સ્તુતિપાત્ર છે. અંતમાં આ પુસ્તક ઘણીજ સાદી સરળ છતાં મીઠી ભાષામાં લખાયલું છે. તેનો હેતુ દુનિયામાં બ્રહ્માનંદ ફેલાવવાનો છે, અને જગત માત્ર સુખી થાય અને ખરેખરા સાધુ અને મહાત્મા પેદા થાય તેવી રીતે વર્તવા માટે તેની અંદર ખાસ બોધ આપેલો હોવાથી આ પુસ્તકની અમે દરેક ફત્તેહ ઇચ્છિીએ છીએ. પુસ્તક ૪૨૫ પાનાંનું અને પાકા પૂંઠાંનું હોવાથી તેની દોઢ રૂપિઓ કિંમત વધારે નથી.”

ઉપર મુજબના ઘણા અભિપ્રાયો રા. પઢીયારને તેમનાં સ્વર્ગનાં પુસ્તકો માટે મળ્યા હતા, પણ વિસ્તાર થવાના ભયથી તે બધા અત્રે આપવા ઉચિત લાગતા નથી.

એમનાં લગભગ બધાં પુસ્તકો હિંદીમાં **‘સ્વર્ગમાળા’*** નામની સીરીઝમાં નીકળી ચૂકયાં છે અને એ હિંદીસંસારને પણ બહુ પ્રિય થઈ પડયાં છે. **સ્ત્રીઓનું સ્વર્ગ** મરાઠીમાં + નીકળી ચૂકયું છે, અને હાલ તેની બીજી આવૃત્તિ મળે છે. આ ઉપરથી પણ તેમનાં પુસ્તકોની ઉપ-યોગિતા સિદ્ધ થાય છે. આ બધાં પુસ્તકોનાં ભાષાંતર કરવા દેવાની રજા માટે રા. પઢીયારે કોઇની પાસેથી એક પાઈ પણ લીધી નથી.

* આ ‘સ્વર્ગમાળા’ની સીરીઝ શ્રીયુત મહાવીરપ્રસાદ ગહમરીએ મુ. ગહમર (ગાઝીપુર) થી રા. પઢીયારનાં પુસ્તકો હિંદી ભાષામાં યોજવા અર્થે કાઢેલી છે

+ સૌ. ગિરિજાબાઈ કેલકર કે જેઓ બહુ નામાંકિત અને સુશિક્ષિત મરાઠા સ્ત્રી લેખક છે; તેમણે આનું ભાષાંતર કર્યું છે.

એ ઉપરથી એમની નિષ્કામતા પણ પુરવાર થાય છે. **સંસારમાં** સ્વર્ગનું અંગ્રેજીમાં ભાષાંતર કરવા માટે તેમના એક મિત્રે રજા માગી હતી અને તે તેમણે ખુશીથી આપી હતી; પણ હજુ સુધી તે અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયું જાણમાં આવ્યું નથી.

સ્વર્ગનાં પુસ્તકો સિવાય રા. પઢીયારે બીજાં પણ કેટલાંક પુસ્તકો તથા પુષ્કળ લેખો લખેલા છે; તે વિષે તથા તેમના લેખકજીવન વિષે આ પછીના પ્રકરણમાં વિવેચન કરવામાં આવશે.

---

# પ્રકરણ ૯ મું—રા પઢીયારનો બીજો લેખન વ્યવસાય.

અગાઉ જણાવવામાં આવ્યું છે કે રા. પઢીયારને તેઓ નિશાળમાં હતા ત્યારથીજ તેમને વાંચવાનો છંદ લાગ્યો હતો, અને તે પછી તુરતમાં તેમને લખવાનો છંદ પણ પડયો હતો. વાંચવા—લખવા પ્રત્યેનું તેમનું એ વલણ પાછળથી બદલાઇને ઉત્તમરૂપે પરિણમ્યું હતું અને તેનો શ્રેષ્ઠ વારસો તેમણે સ્વર્ગનાં પુસ્તકો લખીને ગુજરાતને આપ્યો એ વાત આપણે ગત પ્રકરણમાં જાણી ગયા; પરંતુ આ ઉપરાંત પણ તેમણે ગુજરાતને બીજાં નાનાં મોટાં ૧૧ પુસ્તકો અર્પણ કર્યા છે; અને એ સિવાય જુદાં જુદાં માસિકો તથા વર્તમાનપત્રોમાં તેમના લેખો અવાર નવાર આવ્યા કરતા હતા તે તો જુદા; જેનો સંગ્રહ ભેગો કરી છપાવવામાં આવે તો તે હજારો પાનાં નાં રામાયણ—ભાગવતનાં પુસ્તકો જેવડો મોટો થાય.

લખવું અને વાંચવું એ પઢીયારનું નિત્યકર્મ હતું. જો તેમનો એક દિવસ પણ આ કાર્યો કર્યા વગર જાય તો તેમને ચેન પડતું નહિ. સ્હવારમાં વહેલા ઉઠવાની તેમને ટેવ હતી; તેથી સ્હવારના પહોરમાં જેટલો વખત પોતાથી લખવાના કાર્યમાં ગુજારાય તેટલો તેઓ ગુજારતા. બપોરના પણ જમ્યા પછી અને વામકુક્ષી × કર્યા પછી થોડો ઘણો વખત અને રાત્રિના પણ બે ત્રણ કલાક પોતાની સગવડ પ્રમાણે તેઓ આ કાર્યમાં કાઢતા હતા. શરૂમાં તેઓ પોતે જાતે લખતા; પણ પાછલી જીંદગીમાં તેઓ કોઇકજ વખત લખતા, પણ ઘણે ભાગે તો બીજાઓ પાસે બોલીને લખાવતા. આ તેમનો બોલવાનો પ્રવાહ પણ જરાએ તુટે નહિ તેવો, શાંત અને સરલ હતો. જાણે કોઇ નિર્મળ ઝરો ધીરે ધીરે પણ અખંડ વેગથી પર્વતના ઝરણામાંથી વહેતો હોય તેમ તેમનો આ લખાવવાનો પ્રવાહ વહેતો હતો; જેથી સ્હામા લખનારા માણસને કંટાળો ન આવતાં ઉલટો આનંદ થતો. લખાણ લખાવવા પૂર્વે તેઓ બરાબર વિચાર કરીને

× વામકુક્ષી એટલે બપોરના સુવું તે, રા. પઢીયારને બપોરના થોડો વખત વિશ્રાંતિ લેવાની ટેવ હતી.

વિચારો ગોઠવી રાખતા, પણ લખાવતી વખતે જરાએ પણ તૂટી પડવા દેતા નહિ. જાણે કોઇ સારૂં મજાનું વ્યાખ્યાનજ થતું હોય તેમ એઓ લખાવતા તે લાગતું. ઘણી વખત લખનારા ઉતાવળેથી લખતાં થાકી જતા, પણ પોતે થાકતા નહિ. એમનું માનવું એમ હતું કે જે તાર સંધાયો તે જો વચમાં તૂટક તૂટક થાય તો તેનો પાછો બરાબર મેળ એસતો નથી, માટે જ્યારે તાર સંધાયો હોય ત્યારે તેનો પૂરો ઉપયોગ કરી લેવો જોઇએ, નહિતર નદીના પૂરની પેઠે તે એકદમ ઉતરી જાય છે અને પછી વિશેષ મહત્વનું તેમાંથી કાંઇ નીકળતું નથી.

લખાવવાની બાબતમાં નિયમીતપણું એ પણ તેમનામાં ખાસ ગુણ હતો. ઘણા લેખકો એવા હોય છે કે રાતદિવસ કાંઇ જોતા નથી પણ જે વખતે જેટલું લખી શકાય તેટલું શરીરને નુકશાન પહોંચાડીને પણ લખે છે. અસાધારણ લેખક હોય કે જેમના લેખો અથવા પુસ્તકોની દેશને તાત્કાલિક બહુ જરૂર હોય તેની વાત જુદી છે; પણ સામાન્ય લેખક તો આમ કોઇનું જોઇને કરવા જાય તો તે શરીર કે કુટુંબ કોઇનો રહેતો નથી; અને તેના લખવામાં પણ ઘણો વખત લખલખ કરવાથી કઇ ખાસ માલ પણ હોતો નથી. આવા લેખકો જો નિયમીતપણું જાળવે અને પોતાની શક્તિ પ્રમાણે હદ રાખીને કામ કરે તો તેથી એકંદરે તેને પોતાને તથા દેશને ઘણો લાભ થાય. રા. પઢીયારમાં જોકે લેખક–શક્તિ અસાધારણ હતી; તે છતાં કદી પણ તેમણે પોતાની શક્તિ ઉપરાંતનું લેખનકાર્ય કરેલું નથી. પોતે આખા દિવસમાં જેટલું લખાવવું અથવા લખવું ધાર્યું હોય તેટલુંજ લખતા; તેથી એમની એ શક્તિ બહુ સરસરીતે ખીલી શકી અને કામ પણ આપી શકી.

આ ઉપરાંત એમનામાં આ કાર્યને લગતી વિશેષ ખૂબી એ હતી કે જે કંઇ પણ પોતાને લખવું અથવા લખાવવું હોય તેની પૂરેપૂરી માહિતી, ટાંચણો, વિગતો જે પોતે વાંચેલ કે વિચારેલ હોય તે લખવા–લખાવવાની પૂર્વે એકઠું કરી રાખતા અને ક્રમસર ગોઠવી દેતા; આથી તેમના આ કામમાં તેમને ઘણી સગવડતા મળતી. લેખકો અથવા વક્તાઓ માટે આ રીત ઘણી ઉપકારક છે એમ રા. પઢીયાર ઘણી વખત કહેતા.

સ્વર્ગનાં પુસ્તકો ઉપરાંત એમણે બીજાં જે જે ઉપકારક પુસ્તકો લખેલાં તેની યાદી આ નીચે આપવામાં આવે છે.

| પુસ્તકનું નામ | કઇ સાલમાં પ્રથમ પ્રસિદ્ધ થયું | કેટલી આવૃત્તિ થઇ | કેટલાંપૃષ્ટ | કિંમત |
|---|---|---|---|---|
| આર્ય વિધવા | સં. ૧૯૪૭ | એક આવૃત્તિ | ૪૮ | ૦।– |
| અમૃતવચનો | સં. ૧૯૫૬ | એક આવૃત્તિ | ૭૦ | ૦॥ |
| પ્રેમ પ્રેમ ને પ્રેમ | સં. ૧૯૬૦ | બે આવૃત્તિ | ૨૦૦ | ૧) |
| બાળકોનીવાતોભા.૧લો | સં. ૧૯૬૫ | ચાર આવૃત્તિ | ૧૨૦ | ૦)≡ |
| નશીબ ફેરવવાનીકુંચી | સં. ૧૯૬૫ | બે આવૃત્તિ | ૨૦૦ | ૦)≡॥ |
| નવાયુગનીવાતોભા.૧લો | સં. ૧૯૬૭ | એક આવૃતિ | ૧૩૬ | ૦)=॥ |
| ,, ભાગ૨જો | સં. ૧૯૬૮ | એક આવૃત્તિ | ૧૫૨ | ૦)=॥ |
| નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુનું ચરિત્ર | સં. ૧૯૬૯ | એક આવૃત્તિ | ૧૩૨ | ૦)= |
| દુઃખમાં દિલાસો | સં. ૧૯૭૩ | એક આવૃત્તિ | ૮૦ | ૦॥ |
| જુવાની જાળવવાના ઉપાયો | સં. ૧૯૭૪ | એક આવૃત્તિ | ૩૭૨ | ૧॥ |
| અસંજ સ્તોત્ર | સં. ૧૯૭૪ | એક આવૃત્તિ | ૨૦ | ૦)– |

આ બધાં પુસ્તકોથી તેમના મનનું વલણ જુદી જુદી દિશામાં કેવી રીતે ફેલાયેલું—વ્યાપી ગયેલું હતું તે સમજી શકાય છે. સ્વર્ગનાં પુસ્તકોમાં તેમણે વિશેષ ભાગે ધાર્મિક સિદ્ધાંતો અને તેને મળતા દાખલાઓ દાખલ કરેલ છે; પણ આ પુસ્તકોમાં તો તે દાખલાઓ અને સિદ્ધાંતો ગૌણ ભાગે રાખી વધુભાગે નવાયુગની નવી દૃષ્ટિથી જોઇ નવા સિદ્ધાંતો અને નવી વાતો દાખલ કરેલ છે. '**આર્ય વિધવા**'નું પુસ્તક હિંદુ સંસારમાં વિધવાનું સ્થાન ક્યાં છે? તેનો જવાબ આપણને આપે છે. '**અમૃત વચનો**'માં સારાં સારાં ચૂંટી કાઢેલાં વચનો છે. '**પ્રેમ પ્રેમ ને પ્રેમ**'નુ પુસ્તક પ્રેમમાં તરબોળ થયેલાઓને માટે અથવા તરબોળ થવા ઇચ્છિનારાઓને માટે બહુજ માર્ગદર્શક છે. ગુજરાતી સાહિત્યમાં ઘણે ભાગે પ્રેમની વાતો અને વિચારોથી ભરેલું આ પ્રથમજ પુસ્તક છે. '**બાળકોની વાતો**'માં બાળકોનો પ્રેમ પોતાના દેશ, ધર્મ, કુટુંબ, વિદ્યા, વતન ઈ. ઉપર થાય તેવી નાની નાની બોધક વાતો છે, કે જે નાનાં બાળકોને વાંચવી બહુ ગમે અને તેમાંથી તેને બોધ લેવાનું પણ મન થાય. '**નશીબ ફેરવવાની કુંચી**' જીવનમાં હતાશ થયેલા અને નશીબઉપર આધાર રાખી બેસી રહેલા માણસોને શૂર ચડાવે એવું પુસ્તક છે. '**નવાયુગની વાતો**'માં તેના નામ

પ્રમાણેજ નવાયુગની નવી ભભકવાળી વાતો છે, જે વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી છે. **'ના. શહેનશાહ અને શહેનશાહ બાનુ'**નાં ચરિત્રમાં તેમના ગુણો તથા ખૂબીઓનું આબેહુબ વર્ણન છે. **'જુવાની જાળવવાના ઉપાયો'**માં સ્ત્રીઓ પોતાનું આરોગ્ય, સુંદરતા ઈ. હમેશને માટે શી રીતે જાળવી શકે એ વિચારો છે. **'દુઃખમાં દિલાસો'**નું પુસ્તક જે માણસો દુઃખથી ઘેરાઈ ગયેલા હોય અને જેમને બીજો કોઈ રસ્તો ન જડતો હોય તેમના માટે છે. **'અંત્યજ સ્તોત્ર'**માં નામ પ્રમાણે ગુણ છે. આભડછેટને તેઓ માનતા નહોતા; તેથી ગોધરાની પહેલી અંત્યજ પરિષદ્ વખતે તેઓએ ઢેડવાડામાં જે ભાષણ કરેલ તે વિચારો અને બીજા કેટલાક વિચારો મેળવીને આ પુસ્તક તેમણે લખેલ છે. આની પ્રસ્તાવના મહાત્મા ગાંધીજીએ લખેલ છે.

આ બધાં પુસ્તકો ઉપરાંત બીજાં પણ કેટલાંક નાનાં પુસ્તકો તેમણે લખેલાં છે; તેમાંનાં ઘણાંખરાં પુસ્તકો મુંબાઇની નરનારાયણની ભજન મંડળીને માટે તેઓએ તૈયાર કર્યાં હતાં. જેમનાં નામો **મહાપુરૂષના પવિત્ર વિચારો, મહાપુરૂષનાં વચનો, શ્રીમદ્ ભાગવતમાં કરેલી ભગવાનની સ્તુતિ, પરમાત્માએ બંસીમાં શું ગાયું? ઇશ્વર સ્તુતિ** ઈ. છે. આ બધાં પુસ્તકોની કિંમત વિના મુલ્ય અથવા નામનીજ તેઓએ રાખી હતી.

આ સિવાય તમણે **કાઠીઆવાડી તોપ, પ્રેમ પ્રેમને પ્રેમ-ભાગ ૨ જો, ગરીબ ગામડીઓની કેટલીક ખુબીઓ, દુષ્કાળના દુઃખની વાતો, હવે કેવા વિદ્યાર્થીઓની જરૂર છે? સ્ત્રીઓની નાની નાની ભુલો, સાચી યાત્રા, જુવાની જાળવવાના ઉપાયો-ભાગ ૨ જો** (અધુરૂં), **નવાયુગની વાતો-ભાગ ૩ જો** આટલાં પુસ્તકો તૈયાર કરી રાખેલ છે. જે હજુસુધી પ્રસિદ્ધ થયેલ નથી. આ પુસ્તકો ઉપરાંત બીજા નાના નાના લેખો તો તેમણે ઘણાજ લખેલા છે; જે જુદે જુદે વખતે જુદાં જુદાં માસિકોમાં અને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ ગયેલ છે. કોઇ પણ માસિક અથવા વર્તમાનપત્રના તંત્રીએ તેમની પાસે લેખોની માગણી ન કરી હોય અને પોતે તેમને ન સંતોષ્યા હોય તેમ ભાગ્યેજ બન્યું હશે. એમના લેખો વૈદ્યકલ્પતરૂ, સુંદરી સુબોધ, વીસમી સદી, ભાગ્યોદય, ધન્વંતરી, સંમાલોચક, હિંદુસ્થાન, મુંબાઇ સમાચાર, ગુજરાતી, આર્યપ્રકાશ ઇ. માં અવાર નવાર આવ્યા કરતા હતા. એમના આ લેખો વિશેષ ભાગે વૈદ્યકના,

સ્ત્રીઓને માટે, બાળોપયોગી, નવી ભભક તથા ચેટકના, ધાર્મિક ઉચ્ચ સિદ્ધાંતોના તથા સામાજીક વિષયોને લગતા હતા; જે લોકોમાં બહુ હોંશથી વંચાતા હતા. આનો સંગ્રહ જો ભેગો કરીને નર્મગદ્ય અથવા સુદર્શન ગદ્યાવલીની પેઠે છપાવવામાં આવે તો તે બહુ ઉત્તમ સાહિત્ય થાય એ નિઃસંદેહ વાત છે.

આ સિવાય પણ બીજા ઘણા લેખો તથા પુસ્તકોની કલ્પના રા. પઢીયારના મગજમાં ભરી હતી; જેને લગતી તૂટક તૂટક તૈયારીઓ તો તેમણે કરી રાખેલી હતી, પણ તેનો અમલ સંજોગો અને વખતના અભાવે તેઓ કરી શકયા નથી. એમાંનાં કેટલાંક નામો મળ્યાં તે નીચે ઉતારવામાં આવે છે.

| | |
|---|---|
| ૧ કામ કરવાનાં મેદાનો | ૭ ધર્મના આનંદો |
| ૨ જીંદગી સુધારવાની કુંચીઓ | ૮ ભગતોનું ભાગ્યશાળીપણું |
| ૩ પરમાર્થના રસ્તાઓ | ૯ ભાગવતમાંની કેટલીક જાણવા જેવી વાતો |
| ૪ બાળકોના સંવાદો | ૧૦ કુરાનમાંની જાણવા જેવી વાતો |
| ૫ કન્યાઓના સંવાદો | ૧૧ વેદોમાંની જાણવા જેવી વાતો |
| ૬ ભક્તિનું તત્વ | |

આ બધા ઉપરથી લેખક તરીકે તેમનામાં કેટલી બધી અસાધારણ શક્તિ હતી એ જોઇ શકાય છે. આ શક્તિ તેમનામાં જન્મદત્ત હતી એ વગર આટલી ઉન્નત ભાવના અને ઇચ્છા કોઇમાં ન હોઈ શકે એ દેખીતું છે. તેઓ કહેતા કે, “જુવાનીમાં મને મારા આત્મા તરફથી દરરોજ એજ આદેશ મળ્યા કરતો કે તું ખૂબ લખ, પણ તે લોકોપયોગી ઉત્તમ હોવું જોઇએ.” આ વાત તેમણે પોતાના જીવનમાં બનતા પ્રકારે ઉતારી છે; તે તેમના જીવન ઉપરથી આપણે જાણી શકીએ છીએ.

અત્રે તેમની લેખનશૈલી વિષે પણ કંઇક વિચાર કરવો જોઇએ. રા. પઢીયારની લેખનશૈલી તેમના લખાણ જેટલી ઉત્તમ હતી. સાદી અને સ્હેલી ભાષા તેમને બહુ પ્રિય હતી. તેઓ કહેતા કે જે ભાષામાં જનવહેવાર ચાલે છે તે—ગામડી ભાષામાંજ પુસ્તકો લખાવાં જોઇએ; અને એ વાતનો અમલ તેઓએ પૂરેપૂરી રીતે કરેલ છે. તેઓ ધારત તો પોતાનાં પુસ્તકો અથવા લેખો કઠણ ભાષામાં લખી શકત, પણ ક્લિષ્ટ ભાષા વાપરવી તેમને મુદ્દલે ગમતી નહિ. પોતાની ભાષામાં કોઇ

વખત અઘરા શબ્દો આવે તો તે જાણી જોઇને સ્હેલા કરી નાખતા- આવો તેમનો સાદી અને સ્હેલી ભાષાનો મોહ હતો, આથી તેઓ સાક્ષર મંડળમાં ગણાતા નહોતા–નથી; પણ તેથી તો તેમને ઉલટાનો આનંદ થતો. તેઓ કહેતા કે કઠણ અને ન સમજાય તેવી ભાષા વાપરી સાક્ષરોમાં બિરાજવું તેના કરતાં સાદી અને સ્હેલી ભાષા વાપરી સાક્ષરોની ન્યાત બહાર રહેવું એ હું વધારે સારૂં ગણું છું. ગુજરાતના સાક્ષરો આમાંથી કંઇ પાઠ શું નહિ લે ?

એકની એક વાત જુદા જુદા રૂપમાં ફેરવી ફેરવીને કહેવાની તેમની ટેવ હતી એટલે તેમનાથી સ્વર્ગનાં ભક્તિ માર્ગનાં પુસ્તકોમાં કોઈ વાત બેવડાઇ ગઇ છે. જો કે આનું રૂપ બદલવામાં તેમણે દરેક વખતે બહુ કાળજી રાખેલ છે; પણ પઢીયારનાં બધાં પુસ્તકો જેમણે વિચારીને વાંચ્યાં હોય તેમને એ દોષ લાગ્યા વગર નહિજ રહે. આ માટે તેઓ કહેતા કે, " સોનાને જો વારે વારે ટીપીએ તોજ તેનો ઘાટ ઘડાય છે, તેમ ભક્તિની વાતો પણ જો વારે વારે કરીએ તોજ તે મનમાં ઠસે છે; " એમ કહીને તેઓ આ દોષને ઉડાવી દેતા અને તેને દોષ તરીકે કબુલ ન રાખતા. આ સંબંધે પોતે ઘણી વખત પોતાનાં પુસ્તકોની પસ્તાવનામાં પણ ખુલાસો આપતા. એવો એક ખુલાસો એમનાં " સાચું સ્વર્ગ " એ નામનાં પુસ્તકની પસ્તાવનામાંથી અત્રે આપીએ તો તે ઠીક થઇ પડશે એમ ધારી અહીં ઉતારીએ છીએ:—

"મને ઘણાએ વિદ્વાન બંધુઓ કહે છે કે, "તમારાં પુસ્તકો બહુજ સારી અસર કરી શકે છે, કારણ કે તમારી લખવાની શૈલી ભભક ભરેલી છે, તમારી ભાષા નાનાં બાળકો ને બૈરાંઓ પણ સમજી શકે તેવી બહુજ સ્હેલી છે, તમારી શબ્દરચના પણ બહુ સારી છે, તમારાં દૃષ્ટાંતો સૌને ગમી જાય તેવાં છે, અને તે ઉપરાઉપર એટલાં બધાં હોય છે કે સામા માણસ ઉપર તેની છાપ બેઠા વિના રહેજ નહિ. તમારા વિચારો ઉત્તમ છે, તેમાં કેટલાક નવા ને કેટલાક પ્રાચીન રૂષિયોના વખતના છે, પણ એ બન્ને જાતના વિચારોને હાલના જમાનાની ફેશન પ્રમાણે તમે બહુ સારી રીતે ગોઠવી શકો છો. બીજા ઘણાઓના કરતાં તમે કાંઇક નવું નવું ને સ્હેલાઇથી બની શકે એવું કહો છો, તમારા લખાણોમાં સ્વદેશ પ્રેમ વહ્યા કરે છે, ભાતૃભાવ ઉભરાયા કરે છે, આત્માની સ્વતંત્રતા ઝળકયા કરે છે, નીતિ–ધર્મનો પ્રવાહ ચાલ્યો

આવે છે, અને સૌને ગમી જાય એવું કાંઇક અંદરથી ચાલ્યું આવતું હોય એમ લાગ્યા કરે છે. બેશક, તમે આપણા બંધુઓને સારૂં તથા સસ્તું વાંચન આપીને તેઓને આગળ વધારવામાં કાંઇક મદદ કરોછો અને ગરિબીમાં રહીને પણ આવી રીતે દેશની સેવા કર્યા કરો છો, એ બહુ ખુશીની વાત છે." આમ કહેતાંની સાથે કોઈ કોઇ મિત્રો એમ પણ કહે છે કે, "આટલું બધું છતાં પણ તમારી ભાષા બહુ ગામડી બની જાય છે, તેથી કોઇ કોઇ વિદ્વાનોને એ ભાષા ગમતી નથી, માટે જો તમે ઉંચી જાતની ભાષામાં લખો તો તમારા ગ્રંથો વિદ્વાનો પણ વાંચે." આ બાબતના ખુલાસામાં મારે કહેવું જોઇએ કે, "હું પોતે કાંઈ પંડિત હોવાનો દાવો કરતો નથી અને હું કાંઇ વિદ્વાનો માટે પુસ્તકો લખતો નથી, પણ હું તો મ્હારા જેવા સાધારણ જ્ઞાનવાળા મ્હારા બંધુઓ માટે તથા ખાસ કરીને ગામડાના અભણ લોકો તથા અજ્ઞાન બાઇઓને માટે પુસ્તકો લખું છું; કારણ કે વસ્તી ગણત્રી પ્રમાણે આપણા દેશમાં હજી માત્ર સેંકડે ત્રણ માણસો ભણેલા છે, ને સત્તાણું માણસો અભણ છે. એ સત્તાણું અભણ માણસો માટે હું કામ કરૂંછું. હું કાંઇ થોડાક વિદ્વાનોને વંચાવવા સારૂ મ્હારાં પુસ્તકો લખતો નથી; કારણ કે હું એમ સમજાુંછું કે, વિદ્વાનોને માટે તો ઘણાંએ મેદાનો પડેલાં છે. જેમકેઃ—અંગ્રેજી ભણેલા ગ્રેજ્યુએટોને અંગ્રેજીમાંથી જોઇએ એટલો ખજાનો મળી શકે તેમ છે. સંસ્કૃત ભણેલા પંડિતો માટે પણ જ્ઞાનના મ્હોટા ભંડારો ભરેલા છે, અને ફારસી, બંગાલી, જાપાનીઝ કે એવીજ બીજી કોઇ ભાષા જાણવાવાળા વિદ્વાનો માટે પણ જ્ઞાન મેળવવાનાં ઘણાંએ પુસ્તકો છે, પણ ગુજરાત—કાઠીઆવાડના અભણ ગરીબ ગામડીયા લોકો માટે તે લોકો સમજી શકે ને સુધરી શકે એવાં પુસ્તકો બહુજ થોડાં છે; માટે હું તો મ્હારાં એવાં બાઈ બ્હેનો સારૂ ગ્રંથો લખુંછું; એટલે મ્હારી ઇચ્છા એવી છે કે જેમ બને તેમ ઉંચામાં ઉંચા વિચારોને સ્હેલામાં સ્હેલી ભાષામાં લખવા. આવો નિયમ રાખેલો હોવાથી મ્હારી ભાષા ગામડી થઇ જાય એમાં કાંઇ નવાઇ નથી. ગામડી ભાષા હશે ત્યારેજ ગામડીયા લોકો તેનો લાભ લઇ શકશે; શાસ્ત્રીય ભાષા કાંઇ હાલમાં એ લોકોને કામની નથી. એ સોમાંના સત્તાણું બંધુઓને ખાતર હું ખાસ ચાહીને ગામડી ભાષા લખુંછું; કારણ કે કઠણ ભાષા લખવી એમાં કાંઈ મુશ્કેલી નથી, પણ સ્હેલી ભાષા લખવી એજ મુશ્કેલી છે, માટે

હું તો સૌ લેખકોને તેજ ભલામણ કરૂં છું કે, તમારાં પુસ્તકો બહુ લોકોમાં વંચાય તો સારૂં, એમ જો તમારી ઇચ્છા હોય અને પાછળ પડી ગયેલા આપણા ગરીબ અભણ ગામડીયા બંધુઓને મદદ કરવાની તમારી ઇચ્છા હોય તો જેમ બને તેમ એ લોકો સમજી શકે તેવી સ્હેલામાં સ્હેલી ભાષામાં તમારે તમારા વિચારો બહાર પાડવા જોઇએ; તોજ તમારાં લખાણો વધારે ઉપયોગી થઇ શકશે. "

રા. પઢીયારના લેખકજીવન તથા કાર્યો વિષે પુરતો ઉહાપોહ થઇ ગયો. હવે તેમના વૈદ્યક અને પરમાર્થિક જીવન તરફ આપણે વળીએ.

# પ્રકરણ ૧૦ મું—રા. પઢીયાર વૈદ્ય તરીકે

રા. પઢીયાર જ્યારે સં. ૧૯૪૫ માં પહેલી વખત મુંબાઇ ગયેલ ત્યારે ત્યાં થોડા મહિનાઓ રહ્યા પછી સખ્ત માંદા પડયા હતા, એ વાત અગાઉ આવી ગયેલ છે. તે વખતથીજ તેમની ઇચ્છા, રોગ ન થાય અને થાય તો તે જલદીથી કેવી રીતે મટે તે જાણવા અર્થે વૈદક શીખવાની થઇ હતી. બચપણથીજ તેમને જંગલમાં ફરવાની અને ઝાડો તથા વેલાઓનું નિરીક્ષણ કરવાની ટેવ હતી; એ ટેવ તેમને તેમની આ જીજ્ઞાસામાં બહુ ઉપયોગી થઈ પડી. જ્યારે તેઓ મુંબઇથી બીમાર પડીને આવ્યા ત્યારે તેમણે પથારીમાં પણ શોખના માર્યા વૈદકનાં કેટલાંક પુસ્તકો જોયાં હતાં, અને એ ઉપરથી પોતાના રોગનું કારણ પણ તેઓ જાણી શક્યા હતા. આ પછી તેમને ધીરે ધીરે સારૂં થતું ગયું, અને બારણે હરવા ફરવાની પણ શક્તિ આવતી ગઈ એટલે પોતાની હમેશની ટેવ મુજબ તેઓ વગડામાં ફરવા જવા લાગ્યા; અને કોઇને પુછીને અથવા પોતાની મેળે દરરોજ નવાં નવાં ઝાડો તથા વેલાઓને લગતી માહીતિ મેળવવા લાગ્યા. દરેક ઝાડ કે વેલાના ગુણદોષ જાણે, તેનાં ડાળાં–ડાંખળાં, ટીશીઓ, પાંદડા, ફુલ અને ફળ ઓળખે, તથા તેથી શું લાભ થાય કે નુકશાન થાય તેનો અજમાયશ પોતા ઉપર કરે. આ તેમનો અભ્યાસ સં. ૧૯૪૫ થી લાંબા વખત સુધી–ઠેઠ છેવટ સુધી ચાલ્યો હતો. આથી તેમને બહુ આનંદ થતો, અને કુદરતની અજબ લીલાનું જ્ઞાન પણ મળતું.

આ પછી તેઓ વૈદકની સાદી સાદી દવા બનાવતા શીખ્યા હતા; પણ તેનો ઉપયોગ જાહેરમાં કરતા નહિ. પોતા પૂરતો કે પોતાના કુટુંબ કે સગાં મિત્રો પૂરતો કરતા. સં. ૧૯૫૪–૫૫ માં તેમને મુંબઇમાં ઉત્તરાખંડ નિવાસી પરમહંસ પરમાનંદજીની મુલાકાત થઇ. તેમની પાસેથી તેમના દવાખાનામાં રહી તેઓ વૈદક શીખ્યા, આ માટે તેમણે પોતેજ પોતાનું 'સ્વર્ગનાં રત્નો' નું પુસ્તક એ મહાત્માશ્રીને અર્પણ કરતાં લખ્યું છે કેઃ—

"ઉત્તરાખંડ નિવાસી મહાત્માશ્રી પરમહંસ પરમાનંદજી મહારાજની પવિત્ર સેવામાં—

ઇ. સ. ૧૮૯૮ માં મુંબઇમાં ભૂલેશ્વર પાસે આપના દવાખાનામાં

આપની મને પ્રથમ મુલાકાત થઇ; ત્યારથીજ આપ મારા ઉપર બહુ કૃપા રાખતા હતા, અને મને આગળ વધારવા માટે અંતરના ઉમળકાથી કહેતા કે તારા જેવા હુશિયાર માણસ માત્ર પચીશ રૂપિયાના પગાર સારૂ નોકરીની પરાધીન સ્થીતિમાં પડ્યો રહે અને મૂર્ખ શ્રીમંતોનાં કડવાં વચન સાંખ્યા કરે એ બહુ દિલગીરીની વાત છે. તને જેટલી વિદ્યાઓ આવડે છે અને તારામાં જેટલું જ્ઞાન છે તેનો દશમો ભાગ પણ જો કોઇ સાધુમાં હોય તો તે મ્હોટો મહાત્મા બની જાય ને દુનિયાને લુંટી ખાય! તું છતી અક્કલે આવો દરિદ્રી રહે છે ને પરાધીન રહે છે એ ઘણુંજ ખોટું કરે છે.

આ સાંભળીને હું કહેતો કે મહારાજ હું શું કરી શકું ? નોકરી છોડી દઉં તો શું ખાઉં ? મારી પાસે શિલિકમાં એક પાઇ પણ નથી. માથે કરજ છે; અને મને કોઇ પૈસા ધીરે તેવો શેઠ કે મિત્ર પણ નથી; તેમજ હું કોઇ પાસે કંઇ માગું પણ નહિ.

ત્યારે આપ કહેતા કે હું તને વૈદ્યક શીખવી દઉં. એકાદ વર્ષમાં તે તને સારી રીતે આવડી જશે. એ પછી મારા અનુભવી પ્રયોગો હું તને બતાવી દઇશ; અને મારે કંઇ મુંબઇમાં રહેવું નથી, તેથી મારૂં ચાલતું દવાખાનું તને સોંપી, હું હૃષીકેશ ચાલ્યો જઇશ. હમણાં રહેવાનું અને ખાવાનું મારે ત્યાં રાખ. પછી કાંઇ થઇ રહેશે. ઇશ્વર દયાળુ છે, તું સંકોચ મત કર.

આપનાં આવાં ઉત્સાહ ભર્યા વચનોથી પ્રેરાઇને આપની સલાહ માની મેં દામોદરમીલની કોલ કલાર્કની નોકરી છોડી દીધી ને આપની પાસેથી વૈદ્યક શીખવા લાગ્યો. ચાર વર્ષ સુધી આપની પાસે વૈદ્યક, વેદાંત તથા મેસમેરીઝમનો અભ્યાસ કર્યો. ફ્રેનોલૉજી (માથું જોઇને માણસના ગુણ દોષ જાણવાની વિદ્યા ) ના મારા અભ્યાસને ખીલવવાની પણ તક મળી હતી; અને હિંદી ભાષા સમજવા તથા બોલવાનો અભ્યાસ પણ વધ્યો હતો. આ બધા ઉપકારોના બદલામાં હું શું કરી શકું ? કારણ કે આપ મસ્ત, વૃદ્ધ, જ્ઞાની, પરમહંસ, જગતના મોહની બીજી કઇ વસ્તુથી રાજી થાઓ ? માટે ઉપરનો બદલો વાળવાની ઇચ્છાથી નહિ, પણ મારા મનના સંતોષની ખાતર, જેમાં જીંદગી સુધારવાના ઉપાયો ભરેલા છે એવું આ "સ્વર્ગનાં રત્નો" નામે પુસ્તક આપ મહાત્માશ્રીને માનપૂર્વક હું અર્પણ કરૂં છું."

આ ઉપરથી જે લોકો એમ કહે છે કે, રા. પઢીયારે વૈદ્યકનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો નથી તેઓ જોઇ શકશે કે તેમણે વૈદ્યકનો અભ્યાસ કર્યો હતો કે નહિ! એમના પોતાનાજ આ ઉદ્‌ગારો છે; અને તે ન લખાયા હોત તોપણ વૈદ્યક વિષેની તેમની ભાવનાઓ અને આ માટેના તેમના વિચારો, કાર્યો તથા લેખો પણ આ વાત પુરવાર કરવા માટે પૂરતા છે.

વૈદ્યકનો ઉપયોગ તેમણે કોઇપણ દિવસ પૈસો કમાવામાં કર્યો નથી, પણ પરમાર્થેજ કર્યો છે. મુંબઇમાં જ્યારે તેઓ ઓરડી રાખીને રહેતા હતા; ત્યારે માળામાં અગર તો સગાં-મિત્રોમાં જે કોઈ તેમની પાસે સલાહ કે દવા જે કંઇ લેવા આવે તે તેઓ મફત આપતા; અને તે બદલ કોઇની પાસેથી એક પાઇની પણ આશા રાખતા નહિ.

આ પછી તેઓએ પોતાની જીંદગીનાં છેવટનાં પંદર વર્ષો સં. ૧૯૬૦ થી ૧૯૭૫ ચોરવાડમાં ગાળ્યાં હતાં; ત્યાં પણ ગામના જે લોકો—ભલે ને કુંભાર, ઢેડ કે ભંગી હોય—તેમની પાસે દવા અથવા સલાહ લેવા આવે તો તે વિના દ્રવ્યે આપતાં તેઓ અચકાતા નહિ. આ સિવાય પરદેશના ઘણા મિત્રો એમની પાસેથીજ દવા અને સલાહ મંગાવતા, વળી કોઈ કોઇ અજાણ્યા માણસો પણ એમના વૈદ્યકના લેખો વાંચી એમની પાસે દવા કે સલાહ મંગાવતા. એ દરેકને તેઓ પોતાથી બનતો સંતોષ આપતા, કારણ કે એમણે પોતાનું જીવન પરમાર્થીજ કરી નાંખ્યું હતું. દવાની કિંમત લેવા માટે એમને ઘણી વખત ખાસ માણસો તરફથી આગ્રહ કરવામાં આવતો; પણ એ માટે તેઓ કહેતા કે, 'મને જે જોઇએ છે તે, ભગવાન આપી રહે છે તો પછી દવાની કિંમત લઇને હું શું કરૂં? આ છતાં કોઇ આગ્રહ કરીને એ નિમિત્તે કંઇ આપી જાય તો તેનો ઉપયોગ પણ તેઓ બીજી દવાઓ બનાવવામાં અને તે ગરીબ લોકોને મફત આપી દેવામાં કરતા હતા; પણ પોતે એ પૈસાનો કદીપણ ઉપયોગ કરતા નહિ. આથી ચોરવાડ અને તેની આજુબાજુનાં ગામોમાં રા. પઢીયારની વૈદ્ય તરીકે સારી ખ્યાતિ ફેલાઇ હતી. ચોરવાડ સિવાય તેની આજુબાજુનાં નાના ગામોમાંથી પણ ઘણા ગરીબ લોકો રા. પઢીયાર પાસે દવા અને સલાહ લેવા આવતા અને સૌને તેઓ મફત દવા આપતા. કોઇ અસાધ્ય દરદીને જોવા માટે કોઇ બોલાવવા આવે તો તેને જોવા પણ તેઓ

જતા. આ કારણથી તેઓ ચોરવાડમાં અને તેની આજુબાજુનાં ગામોમાં બહુ માનીતા થઇ પડયા હતા.

ઇન્ફ્લુએન્ઝા વખતે તેમણે એક નવી જાતની ગોળી બનાવી હતી અને તે બહુ અસરકારક નીવડી હતી; તેથી તે પોતાના મિત્રો—સગાંઓમાં તથા ચોરવાડ અને તેની આજુબાજુનાં ગામોમાં છૂટથી વ્હેંચી હતી. આ ગોળીઓ પોતે જુદે જુદે ગામે પહોંચી ન શકતા હોવાથી, સ્વયંસેવકો દ્વારા પહોંચાડતા. જો કોઇ દરદીને આ તાવ ઘણો આવ્યો હોય તો પોતાનું બીજું બધું કામ પડતું મૂકી ગામ કે પરગામ—ગમે ત્યાં પહોંચી જઇ ઉપચાર અને દવાની યોગ્ય ગોઠવણ કરી દરદીને બની શકતો દિલાસો આપતા. આથી ઇન્ફ્લુએન્ઝામાં ઘણાં માણસો મરતાં બચી ગયાં છે. આ તેમની ખરી દેશસેવાથી આખા સોરઠ પ્રાંતમાં તેમની ઘણી પ્રશંસા થઇ હતી.

પરંતુ સલાહ અને દવા નિઃસ્વાર્થે આપવી તેના કરતાં વધારે મહત્વનું કામ તો સાહિત્યની દિશામાં તેમણે વૈદ્યકના લેખો લખીને કરેલ છે. વૈદ્યકના એમના લેખો વૈદ્યકલ્પતરૂ, સુંદરી સુબોધ, તથા ભાગ્યોદયમાં અવાર નવાર આવ્યા કરતા. આ સિવાય બીજાં માસિકો તથા વર્તમાનપત્રોના ખાસ અંકોમાં પણ તેઓ વૈદ્યકના લેખો કોઇ કોઇ વખત લખતા હતા; પણ આ ત્રણ માસિકોમાં તો તેમના લેખો વૈદ્યકને લગતા પુષ્કળ આવ્યા છે. આ માસિકોના એવા કોઇકજ અંકો હશે કે જેમાં રા. પઢીયારનો કોઇપણ લેખ, ચર્ચાપત્ર અથવા તેમની સુચના ન હોય !

સ્ત્રીઓને લગતી જુદા જુદા પ્રકારની માહીતિ મેળવવાનો એમને શોખ હતો. તેમાં તેનાં ગુપ્ત તેમજ પ્રકટ દરદોને લગતી માહીતિ પણ એમણે ખાસ મેળવી હતી; અને આ બાબતમાં તે એક્કા હતા. સ્વર્ગની સુંદરીઓ અને જુવાની જાળવવાના ઉપાયોનાં પુસ્તકોમાં એવી ઘણી ઘરગથ્થુ સ્ત્રી ઉપયોગી દવા એમણે બતાવી છે કે જે બીજા સારા વૈદ્યો ભાગ્યેજ પોતાનું મન ઉદાર રાખીને બતાવી શકે ! સ્ત્રી સંબંધેના વૈદ્યકનું એમને એક બીજું પુસ્તક પણ બનાવવું હતું, પણ તેમનાથી તે આખર સુધી પણ બની શક્યું નહિ.

આવા આવા તેમના મહદ્ અનુભવોથી એમના કોઈ કોઇ મિત્રો તેમને સૂચવતા કે, "વૈદ્યકને લગતું એકાદું સારૂં પુસ્તક આર્યભિષક, આર્યઔષધ કે ધન્વંતરીના જેવું તમે લખી નાંખો તો તેથી

જગતને કેટલો લાભ પહોંચે ? " તેના જવાબમાં તેઓ કહેતા કે, "એ પુસ્તક હું લખવાનોછું, એને લગતાં ઘણાં ટાંચણો, નોંધો અને માહીતિઓ મ્હેં ભેગી કરી છે અને હજુ ભેગી કરૂં છું તથા મ્હારા પોતાના અનુભવના નવા નવા નુકશા કોઇ કોઇ વખત અજમાયશ દ્વારા સિદ્ધ થાય તો તે નોંધતો પણ રહું છું, પણ હમણાં મને સ્વર્ગનાં પુસ્તકો લખવાનાં હોવાથી આ કામને માટે જે નિરાંત–ફુરસદ જોઇએ તે મ્હારી પાસે નથી." એક વખત તો આ લેખક અને તેમના પાસેના સગા તથા મિત્ર ભાઇશ્રી વેણીશંકર વહાલજી પઢીઆર અમદાવાદમાં તેમની પછવાડે આ વૈદ્યકનું પુસ્તક લખાવવા બહુ લાગેલા; ત્યારે તેઓએ આ કામ જલદીથી હાથ લેવા કહેલ અને થોડું ઘણું લખાણુ તૈયાર પણ કરેલ; પરંતુ દિલગીરી એટલીજ કે તે પછી થોડાજ મહિનાઓમાં તો તેઓ સ્વર્ગે સીધાવી ગયા ! અને તેમના મનની મુરાદ મનમાંજ રહી ગઈ.

એમની પાસે વૈદ્યકનાં ગુજરાતી, મરાઠી, હિંદી ઘણાં પુસ્તકો હતાં. આ દરેક તેમણે બરાબર વાંચી નાંખ્યા હતાં. આ સિવાય પણ વૈદ્યકને લગતાં ગુજરાતી તથા બીજી ભાષાનાં માસિકો તથા જુદા જુદા વૈદ્યો, ડૉકટરો તથા સાધુ–સંતોનો સહવાસ તેઓ બહુ રાખતા; આથી પણ તેમને પુષ્કળ માહીતિ મળતી. તેમાંથી જે માહીતિ પોતાને ઉપયોગી લાગે તે નોટમાં તેઓ નોંધી લેતા. એવી વૈદ્યકની ઘણી નોટો તેમણે તૈયાર કરેલ, અને એ ઉપરથીજ તેઓ વૈદ્યકનું પુસ્તક લખતા હતા. જો તે પુસ્તક તૈયાર થયું હોત તો તે ગુજરાતમાં બહુ લોકપ્રિય થઇ પડત. પણ ઇશ્વરની કળા ગહન છે !

દેશી વૈદ્યકના અભ્યાસને લગતી એક સ્કૂલ, કલકત્તામાં ધંધાર્થે જઇને વસેલા ચોરવાડના રહીશ શેઠશ્રી જીવનલાલ મોતીચંદની મદદથી કવિશ્રી ન્હાનાલાલભાઇના આશરા હેઠળ તેઓ કાઢવાના હતા; અને આ માટેની જાહેર ખબર પણ વર્તમાનપત્રોમાં આવી હતી, તથા સ્થળ અને જગ્યાની તેઓ તથા રા. ન્હાનાલાલભાઇ તજવીજ પણ કરતા હતા; પણ પછી તો તે વાત મુલ્તવી રહી અને થોડા મહિનામાં તો રા. પઢીયારનું મૃત્યુ પણ થયું.

શિયાળામાં જુદી જુદી જાતના પાકો પણ તેઓ ઘણી વખત બનાવતા, અને તે પોતાના મિત્રોને ભેટ મોકલતા. આ પાકો એવા તો ખૂબીદાર અને ઉત્તમ બનતા તથા તે ખાઇને જે શક્તિ તથા મ-

ગજની તાજગી માણુસમાં આવતી તે યાદ રાખી, રા. પઢીયારના ઘણા મિત્રો શિયાળો આવતો કે તેમને પાક માટેની યાદી આપતા કે "ક્યારે પાક મોકલો છો ?" આ દરેકને તેઓ પોતાથી બનતો સંતોષ આપતા. એની વિધિમાં પોતાની અક્કલ તથા વૈદકનાં પુસ્તકો એઉ કામે લેતા તેથી કામ બહુ સુંદર થતું.

વૈદકને લગતી માહીતિ કોઇ તેમને પૂછે તો તે પણ તેઓ છૂટથી સૌ કોઇને આપતા; તેમાં ઢાંકપીછોડો કરતા નહિ. આજકાલના ઘણા વૈદ્યો ઢાંકપીછોડો કરતા હોવાથી એવા કેટલાક વૈદ્યોને રા. પઢીયારનો સ્વભાવ પસંદ પડતો નહિ, તેથી તેઓ તેમની નિંદા પણ કરતા; પણ તે માટે તેઓશ્રી કહેતા કે, "દુનિયાના લોકો તો સારૂં નરસું બોલે તેનું આપણને શું કામ છે. હું જુદી જાતનો વૈદ્ય છું, તે જુદી જાતના વૈદ્ય છે !"

કેટલીક ઝેરી દવાઓ ખાસ ખાસ રોગને માટેની તેઓ જાણતા હતા, પણ તેનો ઉપયોગ ખાસ કારણ વગર તેઓ કરતા નહિ. પણ આવી ઝેરી દવાઓ બનાવ્યા પછી તેમની હમેશની ટેવ મુજબ તે દરેક દવાનો પ્રયોગ પોતા ઉપર તેઓ કરતા; અને પછી તે બીજાને આપતા. એમનો હિંમતી સ્વભાવ હોઇ, કોઇ કોઇ વખત કોઇ વૈદ્ય, ડૉકટર અથવા સાધુ–સંતની સાથે ઝેરી દવાઓ, ભસ્મો, પારાઓને માટે વાદવિવાદ કરી, એ દવાના પ્રયોગો સિદ્ધ કરવા માટે પોતે તેની અજમાયશ કરતા. એક વખત મુંબઇમાં સર્પના ઝેર વિષે એક ભાષણ ઘણાં વર્ષો ઉપર જૂની જ્ઞાનવર્ધક સભાએ અપાવેલ ત્યારે તેના વક્તાએ કહેલ કે,* "આ સર્પનું ઝેર કોઇ ચાખે એવો જુવાન આ સભામાં છે ? જો તે હોય તો તે આવે અને હું તેનું ઝેર ફક્ત પાંચ મીનીટમાં ઉતારીને આખી સભાને ખાત્રી કરી આપીશ કે સર્પનું ઝેર ઉતરે છે કે નહિ?" તે વખતે રા. પઢીયાર ભાષણ સાંભળવા ગયા હતા; એટલે સભામાંથી કોઇ ઉભા થયું નહિ તેથી તેમણે ઉભા થઇ કહ્યું કે, "જો કોઇ એ ઝેર ખાવા તૈયાર ન હોય તો હું ખાવા તૈયાર છું." આ પછી આખી સભાને ફરીથી પણ વિનંતિ કરવામાં આવી, ત્યારે કોઇ ન નીકળતાં રા. પઢીયારે તે ઝેર ખાધું હતું; અને બેશુદ્ધ બની ગયા હતા. પછી

* આ ગૃહસ્થ જાતે પારસી-ડાક્તર હતા. તેમણે જુદી જુદી જાતનાં ઝેરને લગતી માહીતિ અને અનુભવ મેળવ્યો હતો અને અજમાયશ પણ કરી હતી. નામ અમને યાદ નથી તેથી આપી શક્યા નથી.

તે વક્તા ડૉક્ટરે થોડા વખતમાં રા. પઢીયારને ચડેલું ઝેર ઉતારી આપી આખી સભાને છક કરી નાંખી હતી. આ વખતે તે ડૉકટર સાથે રા. પઢીયારની પણ બહુ પ્રશંસા થઇ હતી.

કેટલીક ઝેરી દવાઓ અને કંદોને લગતી માહીતિ મેળવવા માટે તેઓ ગીરનારમાં, પોરબંદર પાસેના બરડાના ડુંગરમાં અને નાંદોદ પાસેના સાતપુડાના પહાડમાં જુદા જુદા માણસો સાથે ફર્યા હતા; અને થોડી ઘણી માહીતિ પણ લઇ આવ્યા હતા. ગીરનારમાં તેમની સાથે કોણ હતું તેની અમને માહીતિ નથી, પણ બરડાના ડુંગરમાં તેઓ ફરતા હતા ત્યારે તેમની સાથે પોરબંદરના માજી ફૉરેસ્ટ ઑફિસર રા. જયકૃષ્ણ ઈંદ્રજી હતા; અને નાંદોદ પાસેના સાતપુડા પહાડમાં ફરતી વખતે તેમની સાથે ત્યાંના રાજ્યના મેડીકલ ઓફીસર સાહેબ હતા. આ બધાના અનુભવો તેમણે લેખો દ્વારા જુદાં જુદાં માસિકો તથા વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરેલ છે. આ સિવાય જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં સ્થાનિક વિગત મેળવીને તેમાંથી વૈદ્યકને લગતું જે જાણવા જેવું હોય તે તેઓ પ્રસિદ્ધ કરતા.

વૈદ્યકને લગતી એમની વિશેષ વાતો લખીએ તો તો ઘણી લખાય; પણ એ બધાનું પીષ્ટપેષણ કરવા કરતાં જરૂરની વાતો લખવી તેજ સારી વાત હોવાથી હવે તે બંધ કરી એમની મેસ્મેરીઝમ× અને ફ્રેનોલૉજીના* જાણકાર તરીકે શું સ્થીતિ હતી તે તપાસીએ. મહાત્માશ્રી પરમહંસ પરમાનંદજી પાસે તેઓએ મેસ્મેરીઝમ અને ફ્રેનોલૉજીનો અભ્યાસ કર્યો હતો એ વાત આગળ આવી ગઇ છે. આ અભ્યાસ તેમણે વૈદ્યક જેટલા ખંત અને ચીવટથી કર્યો ન હતો; તે છતાં તે અભ્યાસ તદ્દન ઉપરછલો તો નહોતો. તેઓને એક ખાસ ટેવ હતી કે જે વિષય કે વાતને લગતી માહીતિ પોતે મેળવવા માગે તેનાં જેટલાં પુસ્તકો મળી શકે તેટલાં ભેગાં કરવાં અને તે તે વિષયના જાણકાર પાસેથી જેટલી માહીતિ મળી શકે તેટલી એકઠી કરવી તે મુજબ આ વિષયનાં—મેસ્મેરીઝમ અને ફ્રેનોલૉજીનાં હિંદી અને ગુજરાતી પુસ્તકો તેમણે ઘણાં એકઠાં કર્યાં હતાં; તથા તેને લગતી નોટો બનાવી તેમાં દરેક વિષયની જુદી જુદી માહીતિ બહારથી મેળવીને એકઠી

× આત્મિક બળથી મનુષ્યના શારીરિક અને માનસિક રોગો મટાડવાની વિદ્યા.

* માથું તપાસીને મનુષ્યના ગુણ દોષ જાણી જવાની વિદ્યા.

કરી હતી. આથી આ બે વિદ્યાના પ્રયોગો કરવાની યોગ્યતા—પુરેપુરી નહિ, તોપણ થોડી ઘણી તો—તેમનામાં આવી હતી. મેસ્મેરીઝમના પ્રયોગો તેઓ પોતાના મિત્રો તથા સંબંધીઓ ઉપર ઘણી વખત કરતા અને તેથી કોઇ કોઇને લાભ પણ પહોંચતો; પણ આ પ્રયોગો પોતાની પાછલી જીંદગીમાં તેઓ કરતા નહિ; કારણકે એ વખતે એમને એમાં વિશેષ માલ લાગતો નહિ. આ વિષયને લગતા વિચારો અને પ્રયોગોમાંથીજ 'નશીબ ફેરવવાની કુંચી'નું પુસ્તક ઉત્પન્ન થયું છે. ફ્રેનોલૉજીના પ્રયોગો પણ તેઓએ ઘણા ઉપર કર્યા હતા; અને તે ઘણે ભાગે સાચા પડતા. આ પ્રયોગો ઠેઠ છેવટ સુધી તેઓ પોતાના મિત્રો—સગાંઓમાં કર્યા કરતા હતા; પણ તેનો જાહેરમાં ઉપયોગ કોઇ દિવસ પણ તેમણે કર્યો નથી. આ માટે તેઓ કહેતા કે, "આ વિષયો મ્હારા શોખના છે, અને તે જો મ્હારે જાહેરમાં મૂકવા હોય તો તેને લગતો પૂરો અભ્યાસ હજુ મ્હારે કરવો જોઇએ!"

# પ્રકરણ ૧૧ મું—રા. પઢીયાર વક્તા તરીકે.

---

વક્તા તરીકે રા. પઢીયારની ગુજરાત—કાઠીઆવાડમાં બહુ સારી ખ્યાતિ હતી. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તે તે ગામના કે શહેરના મુખ્ય મુખ્ય માણસો તેમની પાસે કોઇ પણ સારા વિષયને લગતાં ભાષણો અપાવતા અને લોકો તે હોંશથી સાંભળતા; અને તેની અસર પણ સારી થતી.

વક્તા તરીકે ભાષણ આપવાનો અભ્યાસ મુંબઇમાં નરનારાયણની ભજનમંડળીમાં તેઓએ નાનાં નાનાં ભાષણો આપીને કર્યો હતો. ભાષણ એ પણ આ જમાનાનું દેશસેવાનું એક સબળ સાધન છે. એ વાત તમને સારી રીતે સમજાઇ ગઇ હોવાથી પાછળથી આ અભ્યાસ વધારવાની ઇચ્છા તેમને ઉત્પન્ન થઇ; એટલે તેઓએ મુંબઇમાં મરીયન લાઇન્સ પાસેના દરિયા કિનારે રાત્રિના વખતે એકાંતમાં ભાષણો આપવાનાં સં. ૧૯૫૭—૫૮ માં શરૂ કર્યાં. આ પછી તેઓ ચોરવાડ ગયેલ; ત્યાં પણ તેમણે દરિયા કિનારે અને વગડામાં એકાંતની અંદર થોડાં ઘણાં ભાષણો આપ્યાં હતાં. આમ એક બે વર્ષ ચાલ્યા પછી પોતાને ખાત્રી થઇ ગઇ કે મ્હારાં ભાષણો હવે પદ્ધતિપૂર્વક તથા રસની જમાવટવાળાં થશે; એટલે તેઓએ જાહેરમાં ભાષણો આપવાની શરૂઆત કરી અને તેમાં તેમણે સારો યશ મેળવ્યો.

મુંબઇમાં નરનારાયણની ભજનમંડળી ઉપરાંત ‘ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ’ પાસે, પોતાના મિત્રમંડળની ખાનગી મીટીંગો—સભાઓમાં, લોકોપયોગી સંસ્થાઓના ઉત્સવ નિમિત્તે, આર્યસમાજમંદિરમાં, પ્રાર્થના સમાજ મંદિરમાં, વ્યાસસભા પાસે વિગેરે ઘણે ઠેકાણે તેઓએ ભાષણો આપ્યાં હતાં. ઘણાંખરાં ભાષણોની નોંધ તેઓ રાખી શક્યા નથી, પણ આમાંના કોઇ કોઇની નોંધ તેઓએ રાખી છે; અને તે ઉપરથી નાના સારા લેખો પણ તેઓએ તૈયાર કરેલા છે કે જેનો સંગ્રહ એક ઉપયોગી પુસ્તકની ગરજ સારે. આ પછી સં. ૧૯૬૦ થી ૧૯૭૫ સુધીનાં પંદર વર્ષો તેઓએ ચોરવાડમાં ગાળેલ. તે વર્ષોમાં તેમની આ કળાએ ગામમાં સારૂં ચેતન આણ્યું છે. ચોરવાડમાં તેમનું સ્થાયી રહેવાનું થતાં શરૂઆતમાં તો એક ભજનમંડળી મુંબાઇની નરનારાયણની ભજનમંડળીના ધોરણે તેમણે સં. ૧૯૬૩ માં દાખલ

કરી હતી. તેમાં દરરોજ નહિ પણ દર એકાદશીએ તથા અમાસ કે રામનવમી, કૃષ્ણજયંતિ ઇ. તહેવારના દિવસોએ ભજન અને સારી ચર્ચા થતી હતી. આ ભજનમંડળીમાં થોડો વખત સારાં સારાં ભજનો પ્રભુભક્તિનાં ગવાતાં, અને પછી સ્વર્ગનાં પુસ્તકોમાંથી કંઇ કંઇ સારૂં સારૂં વંચાતું, તે ઉપર રા. પઢીયાર પોતે બહુ સરસરીતે વ્યાખ્યાન આપતા અને કોઇ વખતે બીજામાં ઉત્સાહ પ્રેરવા માટે કોઇ કોઇ પાસે પણ તેઓ બોલાવતા. શરૂઆતમાં ચાર પાંચ વર્ષો તો આ કામ ઠીક ઠીક ચાલ્યું; પણ પછી તે પડી ભાગ્યું એટલે આ મંડળી બંધ પડી પણ તેનું રૂપ નવે પ્રકારે પ્રકટયું.

રા. પઢીયારે ચોરવાડમાં પોતાનું સ્થાયી રહેવાનું થતાં, પોતાના મિત્રો ઇ. ને ચોરવાડ અને તેની આજુબાજુનો દરિયો તથા નદી, વગડો, વાડીઓ ઇ. નો સુંદર દેખાવ જોવા માટે આમંત્રણ આપીને જુદે જુદે વખતે તેડાવેલ; ત્યારે તેવા નવા આવેલા મહેમાનોના સન્માનાર્થે તેઓ સભાઓ બોલાવવા લાગ્યા; અને તેમની પાસેથી પણ કંઇ કંઇ સારી વાતો સભાઓમાં કહાવવા લાગ્યા, તથા તેમના બોલી રહ્યા પછી પોતે પણ કંઇક સારૂં સારૂં બોલતા. આ ઉપરાંત ચોરવાડ મિત્રમંડલ લાયબ્રેરીની ત્રિમાસિક અને વાર્ષિક સભાઓ ભરતા. ગામમાં કોઇ નવા અમલદાર આવ્યા હોય તો તે વખતે પણ તેઓ સભા બોલાવતા અને કોઇને ત્યાં સારો અવસર હોય તો તે વખતે પણ તેઓ સભા બોલાવતા અને તેની બહુ સારી અસર ગામમાં થતી અને ચેતન પણ પણ આવતું. આ જુદી જુદી જાતનાં વ્યાખ્યાનો અને ભાષણોએ ચોરવાડને ફેરવી નાંખ્યું છે; એ ગામની આજથી વીસ વર્ષ ઉપરથી સ્થીતિ અને આજની સ્થીતિ સરખાવતાં આ વાત માલૂમ પડે છે.

ગામ ઉપર પોતાની જે પ્રભા રા. પઢીયારે જમાવી હતી તેમાં તેમનાં આ ભાષણો, તેમની વાત કરવાની અને કામ કઢાવી લેવાની ખૂબી, નિખાલસતા, સહૃદયતા મુખ્ય હતાં, એ નિઃસંદેહ છે. તેઓ ચોરવાડમાં વર્ષના સાત આઠ મહિના રોકાતા અને બાકીના મહિના મુસાફરીમાં કાઢતા. મુસાફરી જવાનાં સ્થળો પણ એક બે તેમને નહોતાં–ઘણાં હતાં. કોઇ સમે રાજકોટ તો કોઇ સમે ભાવનગર, કોઇ સમે ગિરનાર તો કોઇ સમે બરડાના ડુંગરમાં, કોઇ સમે વડોદરા તો કોઇ સમે અમદાવાદ, કોઈ સમે મુંબઇ તો કોઇ સમે પુના કે માથે-રાન, કોઇ સમે કલકત્તા તો કોઇ સમે રંગુન, કોઇ સમે હિમાલય તો

કોઇ સમે કાશ્મીર, એવી રીતની તેમની મુસાફરીઓ તરેહ તરેહની હતી. આ દરેક ઠેકાણે તેમને જૂના-નવા મિત્રો મળતા, અને તેઓ તેમની વ્યાખ્યાનકળાનો સારો લાભ લેતા અને તે ખુશીથી તેઓ પણ આપતા; આથી લોકોમાં માન પણ બહુ મળતું અને સગવડો પણ ઠીક મળતી. લગભગ તેમનાં આ બધાં ભાષણો તે તે દેશના સ્થાનિક વર્તમાનપત્રોમાં છપાતાં અને તે વાંચી લોકો બહુ રાજી થતા તથા તેમની ખ્યાતિ પણ વધારતા.

ભાષણો-વ્યાખ્યાનો કરવાની એમની પદ્ધતિ વિષે અત્રે બે શબ્દ લખીએ તો અનુચિત નહિ ગણાય. તેઓને જ્યાં જ્યાં જે જે વિષયને લગતું ભાષણ કરવાનું નિમંત્રણ મળતું ત્યાં ત્યાં પ્રથમ તો એ વિષયને લગતી પોતાને જે માહીતિ યાદ હોય તે એક કાગળ ઉપર તેઓ ટપકાવી લેતા; કોઇ પુસ્તક અથવા તો પોતાની ભેગી કરેલી માહીતિઓની નોટોમાંથી કંઇ જોવું હોય તો તે જોતા; સ્થાનિક વિગતો જેટલી જાણવા જેવી હોય તેટલી સ્થાનિક માણસો પાસેથી જાણતા અને તે પછી તે વિગતને અનુક્રમ વાર કહેવા માટે તેઓ ૧, ૨, ૩ એવા આંકડા મૂકી ગોઠવી દેતા; અગર તો જે યાદી આડી અવળી નોંધવાળી પોતે કરી હોય તેને ફરીથી સરખી કરીને ગોઠવી લેતા. આટલી તૈયારી કર્યા પછીજ તેઓ મુદ્દાનાં ભાષણો આપતા. એઓ જ્યારે ભાષણો આપતા હોય ત્યારે લોકો તે હોંશથી અને ધ્યાનથી સાંભળતા. ભાષણમાં રસની જમાવટ કરવાની ખૂબી તેમનામાં અજબ હતી, એટલે ભાષણ પૂરૂં સાંભળ્યા વગર એક પણ માણસ ત્યાંથી ખસતું નહિ. ભાષણમાં જેમ બને તેમ સાદી અને સ્હેલી ભાષા વાપરતા, અને વિચારો ઉન્નત કહેતા; આથી પણ લોકો ઉપર એની અસર ઠીક થતી; અને કામ પણ સારૂં દીપતું.

મુદ્દાનાં ભાષણો ન કરવાં હોય ત્યારે તેઓ એમને એમ ભાષણો આપતા; પણ એવાં ભાષણો લાંબો વખત તેઓ લંબાવતા નહિ. પાંચ દશ મીનીટ અથવા પા કલાકમાં પતાવી દેતા. મુદ્દાનાં ભાષણો તો એક સાથે કલાક દોઢ કલાક તેઓ આપતા. ભાષણોને માટે તેઓ કહેતા કે, "આ કળા દરેક આગળ વધવા ઇચ્છતા યુવાને શીખવી જોઇએ, અને તેનો ઉપયોગ તેણે લોકોના ભલા માટે કરવો જોઇએ."

## પ્રકરણ ૧૨ મું—રા. પઢીયાર અને સ્ત્રીઓ.

"જ્યાં સ્ત્રીઓને સુખી રાખવામાં આવે છે ત્યાંજ દેવતાઓ રમ્યા કરે છે; અને જ્યાં સ્ત્રીઓનું સારી રીતે માન રહેતું નથી તેઓને કોઈપણ કામનું ફળ મળતું નથી." રા. પઢીયાર કૃત "સ્ત્રીઓનું સ્વર્ગ"

"જેના હૈયામાં હેત હોય, જેની આંખમાં શરમ હોય. જેની જીભમાં મીઠાશ હોય, અને જેના હાથમાં કામ હોય તથા જેના જીવનમાં ઉચ્ચતા, સરલતા, કોમળતા, જ્ઞાન અને સેવા હોય, તે સ્વર્ગની સુંદરીઓ છે."

રા. પઢીયાર કૃત "સ્વર્ગની સુંદરીઓ"

રા. પઢીયારને સ્ત્રીઓ વિષે અને જગતમાં તેમની સેવા—કામગીરી વિષે અતિશય માન હતું; એ તેમનાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો આર્ય વિધવા, સ્ત્રીઓનું સ્વર્ગ,* સ્વર્ગની સુંદરીઓ,× અને જુવાની જાળવવાના ઉપાયો તથા સુંદરી સુબોધમાં આવેલા તેમના લેખો ઉપરથી ખાત્રી થાય છે. સ્ત્રી શબ્દની વ્યાખ્યા કરતાં તેઓ પોતાના 'સ્ત્રીઓનું સ્વર્ગ' ના પુસ્તકમાં જે લખે છે તેમાંથી થોડુંક અત્રે તેમના વિચારો જણાવવા માટે ઉતારી લઇએ તો તે અસ્થાને નથી.

### સ્ત્રી એટલે શું ?

સ્ત્રી એટલે શું ? એ સમજવું હોય તો જ્યારે ઇશ્વરી સ્નેહની દીક્ષા લઇએ ત્યારે પ્રેમની પોથીમાંથી સમજાય છે કે, સ્ત્રી એટલે અદભુત બળવાળી વિજળી, સ્ત્રી એટલે બધી જાતના પ્રેમનો મહા મંત્ર, સ્ત્રી એટલે મુડદાંઓને જીવતાં કરનારી સંજીવની શક્તિ, સ્ત્રી એટલે પ્રેમના આકાશમાં ઉડવાનું બલુન, સ્ત્રી એટલે જગત ઉપર ઉતરેલી ઇશ્વરની કૃપા, સ્ત્રી એટલે મનુષ્યરત્ન ઉત્પન્ન કરનારી ખાણ, સ્ત્રી એટલે ઇશ્વિરનું મોહીની રૂપ, સ્ત્રી એટલે દુનીયાંદારીનું ડહાપણ શીખવનાર પ્રોફેસર, સ્ત્રી એટલે પ્રેમની એ,. બી. સી. ડી., સ્ત્રી એટલે ઉંચતાએ ચહડવાની સીડી, સ્ત્રી એટલે નમાલાને માલવાળા બનાવવાનો કીમીયો, સ્ત્રી એટલે ઇશ્વરીસ્નેહનું હોકાયંત્ર, સ્ત્રી એટલે બુઢ્ઢાઓને જુવાન બનાવનારૂં રસાયણ, સ્ત્રી એટલે આ દુનિયાનું અમૃત, સ્ત્રી એટલે અ-

---

* આ પુસ્તકનાં મરાઠી તથા હિંદીમાં ભાષાંતર થયાં છે.

× આ પુસ્તકનું હિંદીમાં ભાષાંતર થયું છે.

ભેદનું આકર્ષણ. સ્ત્રી એટલે પરમાર્થના તાળાં ખોલનારી ઇશ્વરી સ્નેહની નાજુકડી સોનેરી કુંચી, સ્ત્રી એટલે સંસાર સાગરમાં કુટુંબમંડલની સલામતી સાચવનારી મનવાર, સ્ત્રી એટલે દુનીયાદારીનાં દુઃખો મટાડનારી ઇશ્વરી જડીબુટી, સ્ત્રી એટલે સંસારના વિવિધ ભયથી તપેલા પુરૂષોનો કુદરતી વીસામો, સ્ત્રી એટલે કામ ક્રોધ લોભ વીગેરે બળવાન દુશ્મનોને તુરતજ ઉડાવી દેનારૂં ડાઇનેમાઇટ, સ્ત્રી એટલે શરીરમાં ઝમઝમાટી લાવી ખુશમીજાજમાં રાખનારો દ્રાક્ષારસ, સ્ત્રી એટલે પુરૂષોમાં પુરૂષાર્થ ભરનારી બેટરી, સ્ત્રી એટલે લોઢામાંથી સોનું બનાવનાર પારસમણી, સ્ત્રી એટલે ઉત્તમ ભાવનાઓને તેના અસલ સ્વરૂપમાં દેખાડનાર સીનેમેટોગ્રાફ, સ્ત્રી એટલે સંસારના પ્રવાહને આગળ વધારનારી પવિત્ર નદી, સ્ત્રી એટલે આપણા મનની શરદી ગરમી પારખવાનું થરમામીટર, સ્ત્રી એટલે ઇશ્વરી સ્નેહનાં ગાયનો સંભળાવનારૂં ફોનોગ્રાફ, સ્ત્રી એટલે આપણી જીંદગીની ફરજો બતાવનારૂં ઘડીઆળ, સ્ત્રી એટલે વિકારોની આગમાંથી પવિત્રતારૂપી ધનને બચાવનાર ફાયરપ્રુફ તીજોરી, સ્ત્રી એટલે જગતમાં સુલેહ કરાવનારી મહાશક્તિયો, સ્ત્રી એટલે કુદરતની મુર્તીનો આબેહુબ ફોટોગ્રાફ, સ્ત્રી એટલે જીંદગીની ફરજોના હિસાબ ગણવાનું ગણીત શાસ્ત્ર, સ્ત્રી એટલે ધર્મનું બખતર, સ્ત્રી એટલે પ્રેમની ગેરન્ટી, સ્ત્રી એટલે જગત ઉપર ઉતરેલા ઇશ્વરના આશિર્વાદ, સ્ત્રી એટલે અધર્મનો ખડક દેખાડનારી દીવાદાંડી, સ્ત્રી એટલે જગતનું અજવાળું, સ્ત્રી એટલે ઇશ્વર સુધી સંદેશો મોકલવાનો વાયરલેસ ટેલીગ્રાફ, સ્ત્રી એટલે સ્વર્ગ દેખાડનારી દુરબીન, સ્ત્રી એટલે પુરૂષોની લાયકાત માપવાનું મીટર, સ્ત્રી એટલે જગતની બધી વસ્તુમાં અમૃત ભરનાર ચંદ્ર, સ્ત્રી એટલે અખુટ પ્રકાશ આપનાર રેડીયમ, સ્ત્રી એટલે જગતની આરપાર જોવાનાં એકસરેઝ કીરણો, સ્ત્રી એટલે પુરૂષોને ફેરવવાનું સુકાન, સ્ત્રી એટલે ભક્તિની પ્રત્યક્ષ જીવતી મૂર્તિ અને સ્ત્રી એટલે આપણે જોઈ શકીએ, સમજી શકીએ અને વાપરી શકીએ તેવી ઇશ્વરની મહાશક્તિ; એટલુંજ નહિ પણ સાંખ્યશાસ્ત્રમાં જેને પુરૂષ અને પ્રકૃતિ કહે છે તેનુંજ સ્થુલરૂપ તે આ દુનિયામાં પુરૂષ ને સ્ત્રી છે, તથા શાસ્ત્રમાં જેને માયા કહે છે ને શક્તિ કહે છે તેનુંજ સ્થુલરૂપ તે આ જગતની સ્ત્રીઓ છે; તેથી અમે તો એમ માનીએ છીએ કે પ્રેમના બળથી સ્ત્રીઓ જે ચાહે તે કરી શકે, તે માટે જેમ બને તેમ સ્ત્રીઓમાં ઇશ્વરી સ્નેહ વધારવો જોઇએ.

## સ્ત્રીઓની ખુબી

અમોને તો એમ લાગે છે કે, સ્ત્રીઓ પોતાના અંતઃકરણુની સરલતાથી જગતમાંથી ઘણી જાતનાં પાપો ઓછાં કરી શકશે. સ્ત્રીઓ પોતાના આકર્ષણથી તોફાની સ્વભાવના ઉખડી ગએલા પુરૂષોને કાબુમાં રાખી શકશે. સ્ત્રીઓ પોતાની મધુરી વાણીથી જગતમાં મીઠાશ લાવી શકશે. સ્ત્રીઓ પોતાના પ્રેમથી પુરૂષોમાં પુરૂષાર્થ વધારી શકશે. સ્ત્રીઓ પોતાના સૌન્દર્યના બળથી જગતને નવું સૌન્દર્ય આપી શકશે. સ્ત્રીઓ પોતાની ભલી ઇચ્છાઓથી જગતનું કલ્યાણ કરી શકશે. સ્ત્રીઓ પોતાના સ્નેહથી ભવિષ્યની પ્રજાનું ભવિષ્ય સુધારી શકશે, અને સ્ત્રીઓ પોતાની સેવાના બળથી આ સંસારમાં સ્વર્ગ લાવી શકશે. એટલુંજ નહિ પણ તે પોતાની દીનતા, પોતાની પવિત્રતા અને પોતાના પ્રેમમાંથી પ્રભુને સાક્ષાત ખડો કરી શકશે. કારણકે સમુદ્રના ઉછળતા તોફાની મોજાંઓ કરતાં સ્ત્રીઓની વાણીમાં વધારે બળ છે, ચંદ્ર–સુર્યના આકર્ષણ કરતાં સ્ત્રીઓમાં વધારે આકર્ષણ છે, અગ્નિમાં ગરમી છે તે કરતાં સ્ત્રીઓમાં વધારે ગરમી છે, પવનના જોસ કરતાં સ્ત્રીઓની લાગણીમાં વધારે જોસ છે, જગતને આગળ વધારનારી વીજળીની ઝડપ કરતાં સ્ત્રીઓની ચંચળતાની ઝડપ ઘણી વધારે છે, જડ પૃથ્વીની સહનશીલતા કરતાં નાજુકડી સ્ત્રીઓમાં દુઃખ ખમવાની વધારે શક્તિ છે. જગતનાં બીજાં સો સૌંદર્ય કરતાં સ્ત્રીઓમાં વધારે સૌંદર્ય છે, જગતના બીજા બધા પ્રેમ કરતાં સ્ત્રીઓનો પ્રેમ સૌથી મોટો છે, કારણ કે લગ્નસ્નેહ એ બીજા બધા પ્રેમનું મુળ છે, માટે ટુંકામાં એજ કે સ્ત્રીઓના હાથમાં પારસમણી છે, સ્ત્રીઓની આંખમાં કલ્પવૃક્ષ છે, સ્ત્રીઓની જીભમાં રસાયણ છે, સ્ત્રીઓના હૃદયમાં અમૃત છે, અને સ્ત્રીઓના સ્ત્રીપણામાં પરમાત્મા પોતે છે.

## સ્ત્રીઓના પ્રેમની કિંમત

અમને તો એમ લાગે છે કે, જગતમાંથી સોનાની ખાણો નાબુદ થાય એથી જે નુકશાની થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ ઓછો થાય તેથી વધારે નુકશાની થાય છે. સમુદ્ર સુકાઇ જાય તેથી જેટલી નુકસાની થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ ઓછો થાય તો વધારે નુકસાની થાય છે. ચંદ્ર અને તારાઓ ખરી પડે તેથી જેટલી ખરાબી થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ નીકળી જાય તો

વધારે ખરાબી થાય છે. જગતનાં બધાં ઝાડો બળી જાય એથી જેટલી નુકશાની થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ ઓછો થાય તો વધારે નુકશાની થાય છે. જગતમાં બીલકુલ વરસાદ નહીં વરસવાથી જેટલી ખરાબી થાય છે, અને સુરજનો નાશ થઇ જવાથી જેટલી ખરાબી થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ નાબુદ થાય તો તેથી વધારે ખરાબી થાય છે. આ વાતો બહુ દુરની છે એટલે તે તમને ગળે ઉતરતી ન હોય તો તમારા અનુભવમાં આવી શકે એવી બીજી સહેલી વાતો મને કહેવા દો. જેમકે,

કોલસાની ખાણો આજે અતીશય ઉપયોગની છે પણ તે જ્યારે માણસોને હાથ આવેલી નહિ ત્યારે પણ દુનિયાનો વ્યવહાર ચાલી શકેલો છે, લોખંડનો ઉપયોગ કરવો માણસો જાણતાં નહિ ત્યારે પણ દુનિયા નભેલી છે, સોનું, હીરા, માણેક કે મોતીને લોકો ઓળખતાં નહિ ને તેની કીંમત સમજતાં નહિ ત્યારે પણ દુનિયાનો વ્યવહાર ચાલેલો છે, જ્યારે ખેતીવાડીની કળા લોકો જાણતા નહોતા ત્યારે પણ દુનિયા નભી શકેલી છે, જ્યારે અગ્નીનો ઉપયોગ કરવાની કે રસોઇ કરવાની રીત લોકો જાણતા નહોતા ત્યારે પણ દુનિયા ટકી શકેલી છે, જ્યારે વહાણો બંધાયાં નહોતાં ત્યારે પણ દુનિયાનો વ્યવહાર ચાલેલો છે, જ્યારે કુવા તળાવ કે નહેરો બાંધવાની લોકોને ખબર નહોતી ત્યારે પણ જગત આબાદ રહી શક્યું છે, જ્યારે માણસ જાત પાસે કોઇ પણ જાતનાં હથીઆર કે રાજ્ય નહોતાં ત્યારે પણ તેઓ આબાદી ભોગવી શક્યા છે, જ્યારે ઘર બાંધવાની રીતની ખબર નહોતી ત્યારે પણ જેમ તેમ લોકો પોતાનું ગાડું આગળ ચલાવી શક્યા છે, જ્યારે ખગોળ, ભુગોળ, ઇતિહાસ, વાંચન, ગણિત, પીંગળ, જોતીષ અને વૈદક વીગેરે કોઇ પણ જાતની વિદ્યા જગતમાં નહોતી ત્યારે પણ જગત નભી શક્યું છે, અને જ્યારે માણસોને ઇશ્વર વિષેના બીલકુલ કાંઇ પણ ખ્યાલ નહોતો ત્યારે પણ જગત ટકી શકેલું છે; પણ પ્રેમ વિના એક ઘડી પણ જગત રહ્યું નથી. એ ઉપરથી સાબીત થાય છે કે બહુ જાતની અપુર્ણતા ને ઘણી જાતની અગવડો છતાં પણ જગતનો પ્રવાહ આગળ ચાલી શકે, પણ પ્રેમ વીના એક ઘડી પણ જગત ચાલી શકે નહિ. કારણ કે પ્રેમ એ ઇશ્વરનાં કિરણ છે, માટે જેમ સુર્ય આપણાથી દુર છે છતાં તેનાં કિરણો વડે આપણો વ્યવહાર ચાલી શકે છે, તેમ ઇશ્વરથી આપણે દુર છતાં પણ એટલે કે ઇશ્વરથી

આપણે અજ્ઞાન છતાં પણ તેનાં પ્રેમરૂપી કિરણો વડે આ જગત ટકી રહેલું છે. એવાં ઇશ્વરી સ્નેહનાં કિરણો કે જેને આપણે પ્રેમ કહીએ છીએ તે સ્ત્રીઓમાં છે, તેથી આપણે સ્ત્રીઓને ચાહીએ છીએ.

## આ જગતમાં ભલાં કામો કરવા માટે જ સ્ત્રીઓનો અવતાર છે

યાદ રાખજો કે ગાંડી ગુજરાતના લોકો કહે છે તેમ સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરૂષોના પગનાં ખાસડાં જેવો નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરૂષોની ઘડીકવારની રમુજને માટે નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ સુંથીયાં સાવરણી માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ માત્ર બાળોતીયાં ધોવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ ઘરમાં ગોંધાઇ રહેવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ મોટા મોટા લાજના ધુમટા કાઢવા માટે જ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ કુટણા કુટવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ વેવાણોનાં વાંકાં બોલવા અને દુધમાંથી પોરા કાઢવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ ખુણામાં પડીને રોયા કરવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ ગામની કુથલી કરવા માટે કે પાડોશણોની અદેખાઇ કરવા માટે નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ ગુલામગીરી ભોગવવા માટેજ નથી, અને સ્ત્રીઓનો અવતાર કાંઇ છોકરાં જણવાના સંચા તરીકેનોજ નથી; પણ સુકોમળ સ્ત્રીઓનો અવતાર તો જગતમાં દયાની દેવીઓ તરીકેનો છે. રસીકડી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં નવું જીવન લાવવા માટે છે. સુંદર સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં અલૌકિક સૌન્દર્ય ફેલાવવા માટે છે. મંદમંદ હાસ્યવાળી સ્ત્રીઓનો અવતાર તો પુરૂષોમાં પુરૂપાર્થ વધારવા માટે છે. જેની હરણીના જેવી મનોરંજક અને માછલીના જેવી ચપળતાવાળી છતાં પણ સદૈવ દયાથી ભરેલી આંખો છે તેવી સ્ત્રીઓનો અવતાર તો આ જગતને પરમાર્થ શીખવવા માટે છે. સ્વભાવથીજ અંતરના ઉંડા ધર્મભાવવાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં પ્રભુનો મહિમા ને ભક્તિ ફેલાવવા માટે છે. કુદરતી રીતેજ મીઠડી લાગતી નાજુકડી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં શાંતિ ફેલાવવા માટે છે. અંતરમાંથી દીનતાવાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં મંગળ કાર્ય કરવા માટે છે, અને પ્રકૃતિથીજ આધીનતા વાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં સ્વર્ગના દેવોના પ્રતિનીધી તરીકેનોજ છે, એમાં કાંઇપણ શક નથી.

દેવ અને ઇશ્વરનો સંબંધ કેવો છે એ તમે જાણો છો? દેવો હમેશાં દરપળે પ્રભુની આધીનતાને ચાહે છે. દીનતા એજ તેઓના જીવનનું તત્વ છે અને આધીનતા એજ તેઓનું કર્ત્તવ્ય છે. પ્રભુની હજુરમાં માનપુર્વક હાથ જોડીને તેઓ પ્રભુના હુકમની વાટ જોતાજ બેઠેલા હોય છે. તેઓમાં હુંપણું કે પોતાપણું હોતું નથી, ક્યારે પ્રભુ અમોને હુકમ ફરમાવે, અને ક્યારે હમે તે બરાબર રીતે બજાવીએ, એજ ભાવના તેઓના મનમાં રમતી હોય છે. તેઓને કેઇપણ જાતનાં સુખની કમી હોતી નથી, અને તોપણ તેઓનો આનંદ તો પ્રભુનાં સ્વરૂપનું ધ્યાન ધરવામાં અને પ્રભુનાં દર્શનમાંજ હોય છે. પ્રભુની ઇચ્છા એજ તેઓની ઇચ્છા, પ્રભુનો હુકમ એજ તેઓનું કર્ત્તવ્ય, પ્રભુનાં દર્શન એજ તેઓનું સુખ, અને પ્રભુમાં તન્મય થઇ જવું એજ તેઓની સાર્થકતા છે. પ્રભુના હુકમ પાળવા સિવાય બીજું કાંઇ પણ તેઓ જાણતા–ચાહતા નથી. એટલુંજ નહિ પણ પોતાનું પોતાપણું તેઓ ભુલી ગએલા હોય છે; આવી દીનતા અને આવી આધીનતાને લીધેજ તેઓ દેવ છે, અને તે સારૂજ શાસ્ત્રોમાં પ્રભુએ દેવોને મોટા તથા પુજનીય ગણેલા છે.

દેવો જ્યારે આવો ઉત્તમ સેવક ભાવ રાખે છે ત્યારે પ્રભુ તેઓને માટે શું કરે છે? એ તમને ખબર છે? દેવોના સુખને માટે તે હમેશાં તત્પર રહે છે. દેવોને માટે તેણે સ્વર્ગ બનાવેલું છે, દેવોને માટે તેણે મનવાંચ્છીત ભોગો આપનારાં કામધેનુ, કલ્પવૃક્ષ ને ચીંતામણી બનાવેલાં છે, અને દેવોના સુખને માટે તે અવતાર લેય છે. દેવો જ્યારે ઉંઘે છે ત્યારે તેની આધીનતાથી ખુશી થઇને તેની ચોકી કરવા સારૂ પ્રભુ જાગે છે. દેવો જ્યારે પ્રભુના ગુણ ગાય છે ત્યારે તેને રીઝવવા સારૂ પ્રભુ પોતે તેની પાસે નાચે છે. દેવો જ્યારે બેસે છે ત્યારે પ્રભુ તેની પાસે તેનાં સુખોની સગવડને માટે ઉભા રહે છે. દેવો જ્યારે ચાલવા ઇચ્છે છે ત્યારે પ્રભુ તેને તેડી લેય છે, અને દેવોની જ્યારે ખાવાની પીવાની ઇચ્છા થાય છે ત્યારે અમૃત જેવી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ પ્રભુ તેને પુરી પાડે છે. ટુંકામાં એજ કે દેવોને સુખી જોઇને રાજી થવું અને દેવોનાં સુખને માટે મેહેનત કર્યા કરવી એ પ્રભુનો આનંદ છે. આવો સેવ્ય–સેવકનો ઇશ્વર અને જીવ વચ્ચે સંબંધ છે; અને તેજ સંબંધ આ દુનિયામાં સ્ત્રી પુરૂષ વચ્ચે હોવો જોઇએ. એટલે કે જેમ દેવો પ્રભુને માટે કરે છે તેમ સ્ત્રીઓએ પોતાના પતિ

માટે કરવું જોઇએ, અને જેમ પ્રભુ દેવોને માટે કરે છે તેમ પતિએ પોતાની પત્ની માટે કરવું જોઇએ એ આર્યશાસ્ત્રોની આજ્ઞા છે; અને એ ઇશ્વરની ઇચ્છા છે.

આ ઉપરથી રા. પઢીયારને સ્ત્રીઓ માટે કેટલું માન હતું, તેમને માટે તેમના અંતઃકરણમાં કેટલું દાઝતું હતું, અને તેમના અંતરમાં સ્ત્રીઓની ઉન્નતિ કરવાને માટે કેવા કેવા વિચારો તથા કલ્પનાઓ રમ્યા કરતી હતી તે સમજી શકાય છે. આથી તેઓ સ્ત્રીસમાજમાં બહુ માનને પાત્ર થયા હતા. મુંબઇમાં શેઠ લખમીદાસ ખીમજીને ત્યાં તેઓ રહેતા હતા ત્યારે તેમનાં કુટુંબની સ્ત્રીઓમાં, પોતાનાં કુટુંબ અને મિત્રોની સ્ત્રીઓમાં, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં, તેઓ ઘણા પ્રિય થઇ પડયા હતા; અને જ્યાં કોઈ પણ પુરૂષને આમંત્રણ ન હોય એવી સ્ત્રીઓની મંડળીમાં પણ રા. પઢીયારને તેમના તરફથી આમંત્રણ મળતું. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની બેઠકોમાં તેઓને ઘણી વખત બોલાવવામાં આવતા હતા. તેમની પાસે સારાં સારાં વ્યાખ્યાનો કરાવવામાં આવતાં. આથી એમનું નામ મુંબઇની સુશિક્ષીત સ્ત્રીઓમાં પંકાતું હતું, અને તેથી જ્ઞાને તથા ધને મોટી એવી ઘણી સ્ત્રીઓ સાથે એમને સહવાસ થતો હતો. આ બધામાંથી તેઓ સ્ત્રીઓનો સ્વભાવ, તેમની રહેણી કહેણી, તેમની માનસિક મનોદશા, તેમની શારીરિક વિટંબણાઓ તેમનાં સુખ દુઃખો વગેરે સારી રીતે ઓળખી શકયા હતા; અને તેમાંથી પોતાને જે જે નવી નવી વાતો, વિચારો, અને કલ્પનાઓ સુઝી આવે તે તે તેમણે પોતાનાં પુસ્તકોમાં ઉતારી છે. એમનાં આ પુસ્તકો વિષે અગાઉનાં એક બે પ્રકરણમાં વિવેચન આવી ગયું હોવાથી અત્રે તેનું પિષ્ટપેષણ ફરીથી કરવું વ્યાજબી નથી; તે છતાં એટલું કહેવું જોઇએ કે દરેક બ્હેનોએ આ પુસ્તકો અવકાશ મેળવીને અવશ્ય વાંચવા જોઇએ અને તેમાંની અનુભવી વાતો પોતાના જીવનમાં ઉતારવી જોઇએ.

જ્યારે તેઓ ચોરવાડમાં રહેતા ત્યારે ત્યાંની સ્ત્રી સમાજમાં તથા તથા બહાર મુસાફરીએ જતા તો ત્યાં પોતાના મીત્રોની સ્ત્રીઓમાં પણ તેઓ બહુ માનીતા થઈ પડયા હતા. ઘણી સ્ત્રીઓ તો પોતાના મનની સુખ દુઃખની વાતો તેમની પાસે—પોતાની એક સહીપણી સાથે વાત કરતી હોય તે પ્રમાણે—કરતી, અને તે દરેકને રા. પઢીયાર પોતાથી બનતો દિલાસો અને સંતોષ પણ આપતા. ઘણીઓ

તાના કુટુંબની કે મનની અથવા શરીરની વેદનાઓની વાર્તા પણ ની પાસે કહી તેમની સલાહ લેતી હતી. તેમને તેઓ પોતાથી બની સલાહ તથા દવાઓ આપતા; આથી પણ રા. પઢીયારની ર સ્ત્રીઓની કેટલી મમતા હતી તે સમજી શકાય છે. એમનાં ત્યુના શોકની દિલગીરી દર્શાવવા માટે મુંબઈમાં એક સભા મહાત્મા ધીજીના પ્રમુખપણા નીચે મળી હતી; ત્યારે સૌ. રમીબાઇ કામદારે ને સૌ. ભાનુબ્હેને સજળ નેત્રોથી જે વિવેચનો કરેલ તે આનો બળ પુરાવો છે. મુંબઇની ભગિની સમાજે પણ રા. પઢીયારનો શોક ર્શાવવા સ્ત્રીઓની એક સભા લેડી જગમોહનદાસના પ્રમુખપણા નીચે ઓ ગુજરી ગયા એ અરસામાં બોલાવી હતી; એ પણ આ તની ખાત્રી આપે છે.



## પ્રકરણ ૧૩ મું—રા. પઢીયાર અને ચોરવાડ.

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी ।**

'જનની—માતા અને જન્મગ્રામ—વતન એ સ્વર્ગથી પણ અધિક છે' એ સત્યજ છે. માતાનો પ્રેમ વર્ણવ્યો જતો નથી. જોઇએ તો તેને સુખ આપો કે દુઃખ આપો પણ તે તો પોતાનાં છોકરાં ઉપર વ્હાલજ કરવાની. વતનનો મહિમા પણ વર્ણવ્યો જતો નથી. જેને ક્યાંયથી શાંતિ ન મળે તેને અંતે પોતાના વતન—ઘરમાંજ શાંતિ મળે છે, અને આથી આપણામાં એક કહેવત પણ પ્રચલિત થઇ છે કે "દુઃખનો છેડો ઘર"; આવાં મનુષ્યને બહુજ પ્રિય જનની અને જન્મભમિને માટે રા. પઢીયારને પણ બહુ આદર હતો. તેમની માતા તેમને નાના મૂકી મરી ગયેલ તેથી મોટપણમાં પોતાનાં માતુશ્રીની સેવા કરવાનું ભાગ્ય એમને મળ્યું નહોતું, પણ પોતાની અપરમાતા જીને તેમણે ઠેઠ છેવટની ઘડી સુધી પાળ્યાં—પોષ્યાં હતાં; અને તે દરેક રીતે સુખી થાય એવો પ્રયાસ હરપળે તેમણે કર્યો હતો. જન્મભૂમિ—ચોરવાડ માટે તેમના મનમાં કેટલો આદર હતો તે તો એ ગામમાં તેમણે જે નવચેતન પોતે પોતાની પાછલી જીંદગીમાં સ્થાયી વસાવટ કરી આણેલું છે, તેથી સારી રીતે જોઇ શકાય છે. આ પ્રકરણમાં એજ વાતો વિશેષ પ્રકારે લખવાની મરજી છે; કારણ કે હિંદુસ્થાનના દરેક ગામડામાં કે કસ્બામાં એકેક ચૂનંદો માણસ પેદા થાય અને તે બીજું કાંઇ ન કરતાં પોતાનાજ વતનમાં રહી તેની પોતાથી બનતી સેવા કરે તો જરૂર દેશની હાલ જે દશા છે તેમાં ઘણો સુધારો થાય, એ નિઃસંશય છે.

ચોરવાડને આગળ વધારવું, ત્યાંના નવયુવકોમાં નવચેતન લાવવું, એ વાત રા. પઢીયારે લગભગ બચપણમાંથીજ નક્કી કરી હતી. પોતે નાના હતા, અને નિશાળેથી ઉઠીજઇ અહીં તહીં રખડતા હતા ત્યારે ચોરવાડના તે વખતના નવયુવકોની એક સભા તેમણે સ્થાપી હતી. એનો ખરડો સભાના મેમ્બરોની સહી કરાવવા માટે એમણેજ તૈયાર કરેલ તે થોડો જાણવા જેવો હોવાથી આ નીચે આપવામાં આવે છે.



ચોરવાડનો પૂર્વ તરફનો દેખાવ

“ચોરવાડની ચારૂ વાટિકા કીધી એણે. અણજાતાં ને છતું કીધું ગુજરાતની ગૃહ કુંજોમાં” ન્હા. દ. કવિ

શ્રી ઇષ્ટદેવની કૃપાથી

## જ્ઞાનવર્દ્ધક મંડળી તરફથી

ભાઇઓ, આપણે આ ગામ (ચોરવાડ) માં રહી નિરૂદ્યમે દિવસ ગુમાવીએ છીએ. આપણી અવસ્થા અભ્યાસ કરવાની છે, ગપોડા મારી વખત ગુમાવવાની નથી. આપ જાણો છો કે ગયો વખત ફરી આવતો નથી, માટે જેમ બને તેમ વખતનો ઉપયોગ કરવો જોઇએ. આ ગામ નિરૂદ્યમી ગણાય છે અને તેમાં દરેક જણ ફુરસદનો વખત નાહક ગુમાવે છે. આ ગામમાં વિદ્યા અને જ્ઞાન મેળવવાનાં સાધન ઘણુાંજ થોડાં છે. નાના છોકરાને ભણવા માટે ફક્ત એક નિશાળ છે અને નિશાળ છોડેલા કેટલાએક જુવાનીઆ ફુરસદનો વખત રમુજમાં ગુજારતા જણાય છે; તે ઉપરથી ભાઇઓ આપના ભલાસારૂ અને ગામના હિતસારૂ એક મંડળી નીમવા અમારો વિચાર છે. તેમાં રાતને વખતે અભ્યાસ થશે તો આશા છે કે સુજ્ઞ ભાઇઓ તે લાભ લેશેજ.

### જ્ઞાનવર્દ્ધક મંડળીના ધારો

૧ આ મંડળી તા. ૨૯ ડીસેંબર સને ૧૮૮૭ ને ગુરૂવારે ઉઘડશે.

૨ રાતના આઠ બજેથી દસ બજ્યા સુધી અભ્યાસ ચાલશે.

૩ અભ્યાસમાં મુખ્ય ગણિત, દેશીહિસાબ અને નામું ચાલશે. સિવાય વખતે વખતે ભાષણ અને વાચન ચાલશે. દરેક બાબતના ખુલાસા કરવામાં આવશે અને સારી રીતે ઘણી સમજથી સહેલી રીતે શીખવવામાં આવશે.

૪ આ મંડળીમાં ૧૩ વર્ષ સુધીની ઉમરવાળા અને ત્રીજા ધોરણ-થી ઉપરાંતના અભ્યાસવાળાને દાખલ કરવામાં આવશે.

૫ આ મંડળીનું કામ ચલાવવા હાલ ૨ થી ૫ મેમ્બર નીમવામાં આવશે.

૬ આ મંડળીમાં અભ્યાસ કરવા આવનાર પાસેથી કાંઇ પણ ફી લીધામાં આવશે નહિ.

૭ કોઈ અભ્યાસી લુચ્ચાઈ કરે અથવા શીખે નહિ, તો તેને રજા આપવાની જરૂર પડશે.

૮ કોઈ વિદ્યાર્થીને દાખલ કરવા અથવા કાઢવા એ કામ મેમ્બરનું છે.

૯ તે મંડળીને જેથી નુકશાન થાય એવી તદબીર કરે અથવા કરાવે તેને કાયદેસર સજા કરાવવામાં આવશે.

૧૦ આ મંડળીમાં અભ્યાસ કરવા આવવાની ઇચ્છા રાખનારે સ્લેટ અને પેન તથા ચોપડી લાવવા ચુકવું નહિ.

ઉપર પ્રમાણે જ્ઞાનવર્ધક મંડળીનો કાયદો હાલ તો મુકરર કરેલો છે. પછી જેમ જેમ અનુકુળ લાગશે તેમ તેમ સુધારો વધારો કરવા જ્ઞાનવર્ધક મંડળીના મેમ્બર મુખ્ત્યાર છે.

પ્રિય સુજ્ઞ ભાઇઓ, આપ અમુલ્ય વખત ગુમાવો છો માટે ખાસ રીતે આપના હિત સારૂજ આ મંડળી નીમેલી છે. મિત્રો આપ વિચાર કરો કે આ બાબતમાં અમારો બીલકુલ સ્વાર્થ નથી. માત્ર આપના હિતને સારૂ કેટલોક ખર્ચ વેઠી આ મંડળી ચલાવવા વિચાર છે. ભાઇઓ આવી તક ફરી ફરી આવવી બહુજ મુસ્કેલ છે. વિના ખરચે જરૂરની અને ઉત્તમ કેળવણી મેળવાય એ કાંઇ જેવી તેવી બાબત નથી. પાંચથી વધુ વરસ નિશાળમાં આખો દિવસ રખડતાં છતાં જેટલું જ્ઞાન ન મળે તેથી વધુ જ્ઞાન થોડો વખત અને જુજ મુદતમાં અને વળી મફત મળે છે ત્યારે કોણ અભાગ્યો તે લાભ મેળવવા નહિ ચલાયમાન થાય? બીજું આ અભ્યાસ આપણે ફુરસદનો વખત નકામો ગુમાવતા તેમાં થાય તેમ છે. જ્ઞાનવર્ધક મંડળીના વિદ્યાર્થીઓ ઘણું કરી મોટી ઉમ્મરના હોવાથી કંઈ પણ ઉદ્યમે હોય એટલે દિવસે અનુકુળ ન આવે તેથી રાતનો ફુરસદનો વખત મુકરર કરેલો છે; કે જેથી કોઇના કામમાં હરકત ન આવે, અને અભ્યાસ ચાલવાનો છે તેમાં અને નિશાળના અભ્યાસમાં થોડો ફેર છે તેથી જે નિશાળમાં પુરતું જ્ઞાન ન મેળવી શકયો હોય તેને આ મંડળીથી મળી શકે છે. નિશાળનું જ્ઞાન કાચું હોય છે અને આ મંડળીમાં આપવાનું જ્ઞાન ઘણું પાકું થવા સંભવ છે. બીજું નામાનું કામ નિશાળમાં ઉંચા ધોરણવાળાનેજ મળે છે અને તે આ મંડળીમાં દરેક અભ્યાસીને જેને ખુશી હોય તેને મળી શકશે. વેપારીવર્ગના લોકોને, નોકરી કરવા ઇચ્છાનરાઓને નામાની ઘણીજ જરૂર છે. જુવાનીયા નામાના કામથી તદન અજાણ્યા છે તેથી આ વિષય ખાસ રીતે નાખવામાં આવ્યો છે. નિશાળમાં ગણીત અને દેશીહિસાબ ચાલે છે પણ તેનું થોડાં ધોરણ ભણી ઉઠી ગયા હોય તેમને પુરૂં જ્ઞાન હોતું નથી; તેથી તેઓને આ મંડળી ઘણીજ ઉપયોગી થઇ પડશે. નિશાળમાં પાંચમું છઠ્ઠું ધોરણ પ્રસાર થએલ વિદ્યાર્થીને સાદા દેશી

હિસાબના દાખલા પૂછ્યા હોય તો કેટલાકને બિલકુલ આવડતા નથી; જેથી આ મંડળી ખાસ રીતે હિસાબી કામ ઉપર વધુ ધ્યાન આપશે. આ વિષય પણ સર્વેને ઘણોજ ઉપયોગી છે. સિવાય જ્ઞાનચર્ચા અને ભાષણ વિગેરે થશે તેથી પણ કેટલોક સુધારો થવા સંભવ જાણી જ્ઞાનવર્ધક મંડળી નિમવા દુરસ્ત ધાર્યું છે. હે ભાઇઓ, મફતનાં ટાહેલાં કરવાં અને કોઇના ઓટલા ભાગવા તે કરતાં જ્ઞાનવર્ધક મંડળી ખરેખરી જ્ઞાન વધારનારીજ છે. થયા નામા તથા ગુણા એ કહેતી જ્ઞાનવર્ધક મંડળીને લાગુ પડશેજ. જ્ઞાનવર્ધક મંડળીનાં અમારે મોઢે વખાણ કરવાં તે કરતાં તમારે મોઢેથી તેનાં ખરાં વખાણ સાંભળવા અમે ઇચ્છીએં છીએ. મિત્રો, એક વખત આ મંડળીમાં આવો અને જુઓ અને અનુકુળ ન આવે તો બીજે દિવસે આવવું બંધ કરો. પ્રિય ભાઇઓ, આ તો ઘેર બેઠે ગંગાજી આવવા જેવું થયું છે. જો તમારાં કીસ્મત સારાં હોય તો આ મફતનો લાભ મેળવો; મેળવો. જ્ઞાનવર્ધક સભાનાં અગાઉથી વધુ વખાણ કરી વાંચનારને કંટાળો ઉપજાવવો તે કરતાં પછવાડેથી તમારેજ મોઢે આ મંડળીની તારીફ સાંભળવા અમે ઇચ્છીએ છીએ. હવે જેને જ્ઞાનવર્ધક મંડળીમાં અભ્યાસ કરવા આવવા વિચાર હોય તેણે આ નીચે સહી આપવી. વધુ જાણવા ઇચ્છનારે અમને મળવું એટલે રૂબરૂ ખુલાસો થશે. હાલ એજ. તા. ૨૮ ડીસેંબર ૧૮૮૭ બુધવાર, રાત્રીના ૧૦ બજે.

લી. અમૃતલાલ સુંદરજી પઢીયાર

આ ઉપરથી બચપણથીજ ચોરવાડ માટેની રા. પઢીયારની ભાવનાઓ, વિચારો, અને ઇચ્છાઓ સારી રીતે સમજી શકાય છે. આનો અમલ કરવાનો વખત તેમને બચપણમાં મળ્યો નહિ, પણ એ વખત, પોતાની જીંદગીનાં છેલ્લાં પંદર વર્ષો ( સં. ૧૯૬૦ થી ૧૯૭૫ ) ના ત્યાંના સ્થાયી વસાવટ દરમ્યાન, તેમને મળ્યો હતો. આ પંદર વર્ષોમાં તેમણે ગામને નવચેતન આપી જાગૃત કર્યું છે; ઘણા યુવકોના જીવનમાં ફેરફાર કરી નાંખ્યો છે; ઘણાં કુટુંબોમાં ઘણી સારી રીતભાતો દાખલ કરી છે; મજુર, કારીગર અને ખેડુત કોમ ઉપર સદાચરણની છાપ પાડી છે; ધનિકોને પોતાનું ધન કયે રસ્તે વાપરવું તે બતાવી તેના ધનનો સારો ઉપયોગ કરતાં શીખવાડ્યું છે; અને ગામમાં જુદી જુદી સારી સંસ્થાઓ સ્થાપી તથા તેને લગતા વિચારો

ફેલાવી તેનામાં નવજીવન આણુવાના પોતાથી બનતા દરેક પ્રયત્નો તેમણે કર્યા છે. આ બધાનું પરિણામ એકંદરે ગામના હિતમાં આવ્યું છે.

જ્યારે તેઓ સ્થાયી વસાવટ કરવા માટે મુંબાઇથી પરવારી પ્રથમ ગામમાં આવેલ, ત્યારે શરૂઆતમાં ગામમાં તેમની કિંમત–પોતાના વતનમાં દરેક સારા માણસની થાય છે તે પ્રમાણે–સાધારણ મનુષ્ય તરીકે હતી; અને તેમના વિચારોને મળતાં ઘણાં થોડાં માણસો હતાં. આ વખતે તેઓ પોતાનું લેખનકાર્ય કરતા અને બપોરના કંઈ કંઇ સારૂં ધાર્મિક વાંચન પોતાના ફળીઆની સ્ત્રીઓને ભેગી કરી વાંચતા, અને તેમાંથી ઉત્તમ વાતો તેઓને સમજાવતા; અથવા તો રાત્રિને વખતે પોતાના ઘર પાસે નાની સરખી ભજનમંડળી જમાવતા. આમ બે ત્રણ વર્ષો ચાલ્યા પછી ધીરે ધીરે ગામમાં તેમની ખ્યાતિ અને પ્રતિષ્ઠા વધતી ચાલી, એટલે તેમણે જાહેર રીતે ભજનમંડળી મેળવવા માંડી. આવી ભજનમંડળીઓ એકાદશી, અમાસ, વાર તહેવારના દિવસોએ તથા જયંતિયોના દિવસોએ ભેગી થતી. તેની અંદર સારાં સારાં ભજનો થયા બાદ રા. પઢીયારનાં સ્વર્ગનાં પુસ્તકોમાંથી કંઇ સારૂં વાંચન કોઇ ભાઇ કે બ્હેન પાસે તેઓ વંચાવતા અને પછી એ ઉપર તેઓ છૂટથી સારી રીતે વિવેચન કરતા. આવું વિવેચન, બોલવાની કળા કેળવવા માટે, કોઇ કોઇ ઉત્સાહી ભાઇ બ્હેન પાસે પણ તેઓ કરાવતા; પરંતુ આવી ધાર્મિક ભજનમંડળીઓ બહુ લાંબો વખત નભી નહિ. બે ત્રણ વર્ષમાં તો તે પૃથા બંધ થઇ ગઇ, કારણ કે હાલના જમાનાનું વલણ ધાર્મિક કરતાં સામાજીક વિષયો તરફ વધારે હોય છે. આ વાત રા. પઢીયાર સારી રીતે જાણતા હોવાથી તેમણે સામાજીક મેળાવડાઓ પણ કરવા માંડયા; અને આ બાબતનો ઉત્સાહ પ્રેરવા માટે તેમણે ગામના શેઠીયાઓ તથા સજ્જનોની મદદ લઇ સં. ૧૯૬૬ માં ચોરવાડ મિત્ર મંડળ લાયબ્રેરી સ્થાપી,* અને

* આ લાયબ્રેરીમાં શરૂઆતમાં કાંઈ ફંડ કે પુસ્તક નહોતાં; પણ રા. પઢીયારના તથા તેના સેક્રેટરીઓ ભાઇશ્રી જમનાદાસ દામોદર તથા ભાઇશ્રી નરોત્તમદાસ હરચંદના પ્રયાસથી હાલ તેના હસ્તક પુસ્તકો આશરે બારસો, આશરે રૂ. ૧૧૦૦ ફંડ તરીકે અને શેઠ ધરમશી શંકરજી તરફથી મળેલું મકાન છે આ લાયબ્રેરીની વ્યવસ્થા પણ ઘણી ઉત્તમ છે અને દર વર્ષે તેનો રિપોર્ટ પણ બહાર પડે છે.

તેની ત્રિમાસિક સભાઓ ભરવા માંડી. થોડાંક વર્ષો આ ક્રમ ચાલ્યા પછી તેની વાર્ષિક સભાઓ ભરાતી–હાલ પણ ભરાય છે. આ વખતે, રા. પઢીયાર વાંચનથી શું ફાયદા થાય છે, વાંચવાથી મનનું કેટલું સમાધાન થાય છે, વાંચનને માટે માણસે કેવા પ્રયાસો કરવા જોઇએ વિગેરે વાતો બહુ અસરકારક રીતે લોકોને સમજાવતા હતા. આથી લોકોમાં વાંચવાની જીજ્ઞાસા વધતી. આ સિવાય પોતાને ત્યાં બહારગામથી આવનાર પોતાના મિત્રો પાસે અગર તો ગામમાં કોઈ પ્રતિષ્ઠિત માણસ આવે તો તેમની પાસે, તેઓ જુદા જુદા વિષયનાં ઉપયોગી વ્યાખ્યાનો લોકોને બોધ મળે તેવાં અપાવતા; તેમજ કોઈ શેઠને ત્યાં લગ્ન કે એવો કાંઇ ખુશાલીનો પ્રસંગ હોય ત્યારે પાનસોપારીનો મેળાવડો કરાવી નાની મોટી સભા બોલાવતા, અને ત્યાં પણ કંઇ કંઈ સારી વાતો તેઓ કહેતા અને બીજાઓ પાસેથી કહેવડાવતા. સિવાય ભજન મંડળીઓ બંધ થયા પછી વાર તહેવારે જુદા જુદા ઉત્તમ વિષયોની હરિકથા કરાવી લોકોને ધાર્મિક શિક્ષણ મળે તેવું કરવા–કરાવવાને પણ તેઓ ચૂકતા નહિ.

રા. પઢીયાર ગામમાં નાનાં મોટાં કયાં કયાં કામો કરવાં–કરાવવાનાં છે તેની ખાસ ચીવટ રાખતા. આથી ગામમાં એમના સ્થાયી વસાવટ પછી એમના ખાસ પ્રયત્નોને લઈ લાયબ્રેરી સિવાય ઇંગ્રેજી ાનશાળ, કસરતશાળા, રાત્રિશાળા, સ્ત્રી શિક્ષણ શાળા, (હાલ બંધ પડેલી છે) પોષ્ટ ઑફિસ ઈ. સંસ્થાઓ નીકળી છે અને હજુ પણ તે ચાલે છે. આ સિવાય ગણપતિનું મંદિર, હનુમાનજીનું મંદિર, માતાના ઝુંડની મરામત, સેનેટોરીયમ, કુંડ ઇ. સાર્વજનિક કામો થયાં, તેમાં પણ તેના વિચારોના અંશો જો ન હોત તો તે થઈ શક્યાં હોત કે કેમ એ પણ શંકાવાળી વાત છે! તેમજ તેમના ગયા પછી પણ ગામમાં જે જે નવાં કામો થયાં કે થશે તે દરેકમાં તેમના વિચારો કે ભાવનાઓ હશે એમ અમારૂં માનવું છે.

લાયબ્રેરીને વિશેષ સારા પાયા ઉપર મૂકવાની સૌને ઉમેદ થતી; અને આથી આ લાયબ્રેરીની ઉન્નતિ કોઇ ખાસ વિશેષ પ્રકારની મદદ વગર મેમ્બરોના લવાજમમાંથી, કેટલાક ઉદાર શેઠીઆઓની નાની નાની સખાવતોમાંથી, બીજી પરચૂરણ નાની નાની રકમો લોકોના ખાનગી સારા માઠા અવસરે મળેલ તેમાંથી, અને કેટલીક સજ્જનો તથા

રાજ્ય તરફથી પુસ્તકો ઇ. ની ભેટો મળેલ તેથીજ થઇ છે અને બહુ સારા પાયા ઉપર આવી છે. આ લાયબ્રેરીના સને ૧૯૧૯ ના (દશમા વર્ષના) વાર્ષિક રિપૉર્ટમાં રા. પઢીયાર માટે, તેના સેક્રેટરીએ જે નોંધ લે છે તે તેમની ચોરવાડમાં કેટલી મહત્તા હતી તે જણાવા માટે અત્રે ઉતારી લઇએ તો ખોટું નથી.

"ચોરવાડમાં ઘણાં શુભ કાર્યો થયાં છે; છતાં તેમાં અમોને અત્યંત ખેદ ઉપજાવનારી બીના તો એ બની છે કે આ સંસ્થાના પિતા તેમજ અહીંના સર્વ શુભ કાર્યોના પોષક, પરોપકાર પરાયણ, દયાની મૂર્તિ પૂજ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારનું દેહાવસાન મુંબાઇમાં દુષ્ટ કૉલેરાના રોગથી તા. ૧૮–૭–૧૯ ના દિને થયું છે; જેથી આ સંસ્થાને તેમજ બીજાં ઘણાં પરોપકારી કાર્યોને ઘણોજ ધક્કો પહોંચ્યો છે; અને ચોરવાડને કદી ન પુરાય તેવી જબરી ખોટ પડી છે. એમના પ્રોત્સાહનથી આ સંસ્થા સને ૧૯૧૦ માં જન્મ પામી હતી; તેમજ એમના પ્રોત્સાહનથી આજપર્યંત ખીલતી આવી છે. જો તેઓ વધુ જીવ્યા હોત તો આ સંસ્થાને દિન પ્રતિદિન વધુ વધુ ઉન્નત બનાવત; પરંતુ દુર્ભાગ્યે તેમ ન બન્યું.

"સ્વ. નું જીવન કેવળ પરમાર્થિક કામો માટે અત્યંત સહાનુભૂતિ દર્શાવનારૂં હોવાથી અમોને આશા છે કે તેઓ દિવ્ય ધામમાંથી પણ આ સંસ્થા માટે શુભ સંસ્કારો મોકલતા રહેશે; પરંતુ તેમના સ્થૂલ શરીરદ્વારા મળતા અનેકાનેક લાભ અનેક જનસમૂહના ગૂમાયા છે તે અત્યંત શોકજનક બીના છે. પરમાત્મા એવા નરરત્નના આત્માને શાંતિ આપો, અને કાર્યકર્તાઓના હૃદયમાં તેમના શુભ સંસ્કારોનો વારસો મળો એવી પ્રાર્થના છે."

ગામનો કે આજુબાજુના કોઇ પણ ગામડાનો માણસ તેમની પાસે નાનીસુની મદદ માગવા આવે અથવા દવા અથવા કોઇ પણ જાતની સલાહ લેવા આવે તો તે પણ તેઓ બનતા પ્રકારે દરેકને આપવા ચૂકતા નહિ.

"સ્વ. પઢીયાર અને ચોરવાડ" એ નામનો એક લેખ ચોરવાડ લાયબ્રેરીના દશમા વર્ષના રિપૉર્ટની અંદર આજ લેખક તરફથી લખાયેલ તેમાંથી રા. પઢીયાર અને ચોરવાડને લગતી કેટલીક જાણવા જેવી વાતો અત્રે ઉતારી લઈ આ પ્રકરણ સમાપ્ત કરીશું.

"આ પ્રકારે ગામની દરેક ચિંતા પોતે રાખ્યા કરવી અને તેની દરેક પ્રકારે ચઢતી થાય એવું કરવું; મતલબ કે ચોરવાડ એટલે પોતે અને પોતે એટલે ચોરવાડ એમ માન્યા કરવું એ એમનો ખાસ સ્વભાવજ થઈ ગયો હતો; અને આ એમની સેવાનો લાભ એકલા ચોરવાડને મળ્યો નથી; પરંતુ તેની આજુબાજુનાં દરેક ગામોને મળેલ છે. ચોરવાડની આજુબાજુનાં ગામોમાં સ્વ. પઢીયારની એક સારા સંત તરીકે ખ્યાતિ હતી, ઘણાખરાઓ એમની સલાહ લેવા આવતા, ઘણાઓ એમની દવા કરાવવા આવતા અને ઘણાઓ એમના જ્ઞાન-નો લાભ લેવા આવતા; આવું એમનું માન હતું.

"એમનો અને ચોરવાડના એમના કેટલાક મિત્રોનો એવો વિચાર એક વખતે હતો કે, 'ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરી' ને દશ વર્ષ પુરાં થાય ત્યારે એક ઉત્સવ ગામમાં સારા ઠાઠથી ઉજવવો અને લાયબ્રેરીના એ દશમા વર્ષના રિપોર્ટને ગામની આજુબાજુનાં સારાં દશ્યો, પ્રતિષ્ઠિત માણસો, સંસ્થાઓ ઇ૦ નાં ચિત્રોથી તથા સારા લેખોથી સારી રીતે શણગારવો! પરંતુ ઇશ્વરની જુદીજ ઇચ્છા હશે કે 'ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરી' ના દશમા વર્ષના રિપોર્ટની અંદર તેમના મૃત્યુની નોંધ લેવાય! ખરેખર ભાવિની કોઇને ખબર પડતી નથી. માણસ શું ધારે છે અને ઇશ્વર શું કરે છે!

"એમનું બચપણ ચોરવાડ ભંડુરી અને માળીયા ગામોમાં ગયેલું; યુવાવસ્થા મુંબાઈમાં ગયેલ અને જીંદગીનાં પાછલાં વર્ષો ચોરવાડમાં ગયેલ આમ ત્રણ વિભાગ એમના જીવનમાં પડે છે. જેવી રીતે રહેવામાં તેવી રીતે તેમની માનસિક સ્થીતિના પણ ત્રણ વિ-ભાગ પડે છે. શરૂની જીજ્ઞાસાવસ્થા, એ પછીની સ્થીતિ કર્મમાં તત્પરતા અને એ પછીની સ્થીતિ શાંતિવાળું જીવન એ પ્રમાણે ગણી શકાય. દરેક સ્થીતિમાં એમણે પોતાના આત્માને ઉન્નતજ કરેલ છે. તેઓએ ઘણા રંગો જોયેલા; તેથી વૃત્તિઓ ઉપર પણ સારી રીતે કાબુ મેળ-વ્યો હતો. ઇશ્વરને—કર્મને પણ એમણે સારી રીતે સાધ્ય કરેલ અને એમની એક વખતની ઉન્નત દશા—આજથી વીસેક વર્ષ ઉપરની—શિવ શિવ કહેતી વખતની—જે છાપ સમાજ ઉપર પાડતી હતી તે અત્યારે પણ નજરે તરી આવતાં ઘણું લાગી આવે છે. આ પછી કેટલાંક વર્ષોએ તેઓ ઠંડા પડયા હતા અને પોતાથી જે બને તે બીજાઓનું

ભલું કરવું, બહુ ઝાઝી માથાફોડ ન કરવી અને શાંતિથી જીવન પ્રસાર કરવું એ એમનું લક્ષ્ય બન્યું હતું. આ બધી સ્થીતિઓમાં તેઓ ચોરવાડને ભૂલ્યા નથી. ચોરવાડ એ એમને મન કંઈ હતું. ચોરવાડને જોતા ત્યાં ગાંડાતુર બની જતા અને ઘણી વખત બોલી જતા કે, '**सारे जहांसे अच्छा हिंदोस्तां हमेरा**'

"**हिंदोस्तां** નો અર્થ વતન થાય છે. એકલા પોતાના વતનને માટે નહિ પણ આખા દેશને માટે તેમને અત્યંત માન હતું, અને તે એમનાં દરેક કામોમાં તરી આવે છે. પ્રિન્સ લીઓડર પાર્કે ખરૂંજ કહ્યું છે કે, "જેમને પોતાની જન્મભૂમિ–પોતાનાં વતનને માટે માન નથી તેમનામાં દેશસેવાનો મહાન ગુણ આવતો નથી અને તે દેશની સેવા પણ કરી શકતો નથી."

"ચોરવાડ એમને માટે ખરેખર રૂણી છે. આ ગામમાં તથા મુંબાઇમાં સમસ્ત ગુજરાત તરફથી તેમની નામના કાયમ રાખવા માટે ફંડો ખોલાયાં છે. આશા છે કે તેમાંથી સ્વ. પઢીયારને પસંદ પડતાં કામો થશે. આ પ્રસંગે થોડીક સૂચના કરવાનું મન થાય છે. ચોરવાડની ઇંગ્રેજી નિશાળ સારી રીતે ચાલે તે માટે એક સાર્વજનિક બોર્ડિંગ હાઉસ કાઢવાની એક યોજના થોડાં વર્ષ ઉપર રચાઈ છે; તેનું કંઈ ખાસ પરિણામ ન આવતાં હાલ તે કાગળ ઉપર છે. એ યોજના ગામને માટે લાગણી ધરાવનાર માણસોએ ફરીથી સચેતન કરી 'પઢીયાર સાર્વજનિક બોર્ડિંગહાઉસ' ના નામે એક સસ્તું બોર્ડિંગ હાઉસ ચોરવાડમાં કાઢવું જોઇએ.

"દર મહિને ખોટ ખાતે જેટલા પૈસા જોઇએ તેટલા કોઈ ઉત્સાહી માણસ ધારે તો મેળવી શકે તેમાંથી; અને બોર્ડિંગમાં રહેનાર છોકરાઓ પાસેથી માસિક ફી અમુક જે નક્કી કરેલી હોય તે આવે તેમાંથી; આ બોર્ડિંગ હાઉસ સારી રીતે નભી શકે. શરૂઆતમાં આવકના પ્રમાણમાં છોકરાઓ રાખી શકાય, પણ જો આ યોજના સારી રીતે ચાલે તો આગળ જતાં તે કાઠીઆવાડમાં એક નમુનેદાર સંસ્થા થઈ પડે તેમાં શક નથી. મદદ આપનારા પણ નીકળી આવે અને તેના લાભ લેનારા પણ નીકળી આવે; પરંતુ કોઇએ તે પોતાની માનીને હાથ ઉપર લેવી જોઇએ. આથી ચોરવાડની ઇંગ્રેજી નિશાળની હયાતી મજબૂત થાય, તેનું શિક્ષણ સુધરે, અને ગરીબ

વિદ્યાર્થીઓ કે જેઓ ઉંચા શિક્ષણનો લાભ નથી લઈ શકતા તેઓ લઈ શકે. માટે અમને આશા છે કે આ ઉપર ચોરવાડના હિતચિંતકો જરૂર વિચાર કરી જોશે.

"વિદ્યાર્થીઓ–જીજ્ઞાસુઓને આગળ વધારવા અને તેમને ચેતન આપવું એ બહુ જરૂરની અને મહત્વની વાત સ્વ. પઢીયાર સમજતા અને તે ખાતર તેઓ પોતાથી બનતું કરવા પણ ચૂકતા નહિ. જુનાગઢમાં ચાલતા 'ચોરવાડ ગિરિનારાયણ બોર્ડિંગ હાઉસ' ને માટે એમણે અથાગ મહેનત કરેલી, પ્રયાસો કરેલા અને ફંડ એકઠું કરેલું. તેઓ જો જીવતા રહ્યા હોત તો ઉપલી યોજના વહેલી મોડી બર આણ્યા વગર રહેત નહિ એમ અમારૂં તો માનવું છે. સ્વ. પઢીયારના આત્માના સંતોષને ખાતરે પણ આ કામ હાથ ધરવા જેવું છે.

"આ પછી એક બીજી વાત સ્વ. પઢીયારની ચોરવાડમાં નામના રાખવાને ખાતર એક 'વ્યાખ્યાન હૉલ' બંધાવો જોઈએ. તેની અંદર લાયબ્રેરી પણ રહે અને જ્યારે જ્યારે ગામમાં કોઈ પ્રતિષ્ઠીત માણસો આવે ત્યારે ત્યાં સભા બોલાવી વ્યાખ્યાનો કરાવાય. આ માટે હાલ બહુ અડચણ પડે છે અને જેમ તેમ નભાવવું પડે છે તેને બદલે આવી કોઈ સ્થાયી યોજના થાય તો તે ઇચ્છવા જેવું છે. આ 'વ્યાખ્યાન હૉલ' જો સરસ રીતે થોડા બગીચા અને કંપાઉન્ડ સાથે બાંધવામાં આવે તો ગામનાં માણસોને સવાર સાંજ તે એક વિશ્રાંતિનું સ્થાન પણ થઈ પડે એમાં શક નથી. સ્વ. પઢીયારનું બાવલું પણ એમાં ઉભું કરી શકાય.

"આ સિવાય ગામમાં દરિયાકિનારે એક સેનેટોરીયમ સ્વર્ગસ્થ પઢીયારની નામના જાળવવાને ખાતર બંધાય તો તે પણ ઇચ્છવા જેવું છે. ચોરવાડનાં હવા–પાણી ઘણાં સારાં છે તેથી ઘણાં માણસો ત્યાં દર વર્ષે હવા ખાવા આવે છે; પણ દરિયાનો લાભ તો થોડાંજ ફરવાનાં શોખીન માણસો સિવાય કોઈ લેતું નથી; પરંતુ આવું જો સેનેટોરીયમ હોય તો ઘણાં માણસો તેનો લાભ લેય અને તેથી ઘણાઓને લાભ પહોંચે એમાં શક નથી.

"સ્વ. પઢીયારની એક એવી ઇચ્છા હતી કે ગામમાં ઢેડાની નિશાળ કાઢવી પણ એ બની શક્યું નહિ; આ પણ ગામના હિતચિંતક માણસોએ વિચારવા જેવી વાત છે. જેમ રાત્રિશાળા અને

સ્ત્રીઓની બપોરની શાળા એ જરૂરની વસ્તુ છે; તેમ આ પણ બહુ ઉપયોગી ચીજ છે. આ એક નવી વાત કાઠીઆવાડના આ વિભાગમાં છે, પણ તેથી બીજાં ગામોને અનુકરણ કરવાનું મન થશે એમાં શક નથી. આ માટે જો કોઈ શેઠીઓ ધારે તો નામદાર નવાબ સાહેબ સાથે પણ ગોઠવણ કરી શકે અથવા તો પોતે સ્વતંત્ર પણ કરી શકે.

"આ ઉપરાંત ચોરવાડની આજુબાજુનાં ગામોમાં સારાં પુસ્તકો પુરાં પાડવાં અને તેમ કરીને નાની નાની લાયબ્રેરીઓ ખોલાવી જ્ઞાનનો–વાચનનો વધુ પ્રચાર કરવો એ વાત સ્વ. પઢીયારને બહુ પ્રિય હતી. પોતે વિચારો બહુ કરતા અને તેમાંથી ઘણું થોડું કરી શકતા, તેથી તેમની આ યોજનાનું પરિણામ આવ્યું નથી; પણ પોતાના આ બાબતના વિચારોની નોંધ તેમણે પોતાનાં પુસ્તક 'સંસારમાં સ્વર્ગ' ની અંદર બહુ સારી રીતે લીધેલ છે. જ્ઞાનનો–વાચનનો પ્રચાર કરવાનું આ બહુ ઉપયોગી અંગ છે. પ્રતિષ્ઠિત શેઠીઆઓ પાસેથી, રાજ્ય પાસેથી અને જુદાં જુદાં પુસ્તકો, માસિકો ઈત્યાદિ પ્રસિદ્ધ કરનારાઓ પાસેથી મદદ મેળવી શકાય અને ગામલોકો પણ કંઈ આપે, એવી રીતે આ યોજના બહુ સારી રીતે ખીલી શકે; પણ એ માટે કોઈ ભોગ આપનાર માણસ નીકળવો જોઇએ. આ માણસ જો ધારે તો આખા કાઠીઆવાડમાં લાઇબ્રેરીઓનો સારી રીતે પ્રચાર કરી શકે અને તેમ કરીને દેશની બહુ જબરી સેવા કરી શકે.

"આવીજ બીજી યોજના જુદાં જુદાં ગામો અને શહેરોમાં ભાષણો આપાવવાને લગતી છે; અને તે ભાષણોનો મુખ્ય હેતુ સામાજીક અને ધાર્મિક વાતાવરણ દેશનું સુધરતું જાય તેમ કરવાનો હોવો જોઇએ. જો કોઈ ઉમંગી માણસ ધારે તો આ કામ પણ કરી શકે અને તેમ કરીને દેશની વધુ સેવા કરી શકે. જુદાં જુદાં ગામોમાં જ્યારે મેળાઓ ભરાય છે ત્યારે, કોઇનું આમંત્રણ હોય ત્યારે, કોઇ એવો ખાસ પ્રસંગ હોય ત્યારે, આવી સેવાથી ઘણાઓને લાભ પહોંચે એ માટે શક જેવું તો હોયજ નહિ.

"આ સિવાય સ્વ. પઢીયારનાં પુસ્તકો સસ્તી કિંમતે ફેલાવવાં અને તેમ કરીને તેમના વિચારો વધુ વધુ પ્રચાર પામે તેમ કરવું એ પણ બહુ ઇચ્છવા જેવું છે. એમના મિત્રો આ કામ ઉપાડી લેય તો તે ખુશી થવા જેવું છે. આ બધી વાતો–કલ્પનાઓ છે; તેમ



સમુદ્રકિનારે આવેલ માતા "ચોરવાડી"નું કુંડ (વન)

તે નવિન નથી. ઘણુઓને જુદી જુદી રીતે સમજમાં આવતી હશે; તેમાંથી શું બને અને શું ન બને એ તો કરનાર અને કરાવનાર માણસોના ઉપર છે. કંઇ ન થાય તોપણુ સ્વ. પઢીયારની પુણ્ય તિથિને દિવસે ગામમાં સારી રીતે તેમની જયંતિ ઉજવાય; વિદ્યાર્થીઓને ઉત્તેજન દાખલ સારાં પુસ્તકો અપાય ઈ. તો બની શકે એવું છે. આશા છે કે આ માટે ગામલોકો ઘટતું કરશેજ.

"ચોરવાડ અને તેના મિત્રોમાં જ્ઞાનની અને ધનની, એવી શક્તિ છે કે જો તે ધારે તો પોતાની, પોતાની આજુબાજુનાં ગામોની અને તેથી પણ આગળ વધે તો આખા કાઠીઆવાડની જબરી સેવા કરી શકે. આ શક્તિ નકામી પડી ન રહેતાં તેનો આવી સારી રીતે ઉપયોગ થાય એમ આપણે ઇચ્છીએ તો તે ખોટું નથી.

"જનની અને જન્મભૂમિને માટે રા. પઢીયારને કેટલું માન હતું તે બતાવવા માટે રા. ન્હાનાલાલ કવિના થોડાક શબ્દો તેમના નાના પુસ્તક 'સૌરાષ્ટ્રનો સાધુ' માંથી ઉતારીએ છીએઃ—

એને એકજ મોહ હતો,
એની જન્મભૂમિનો ને 'જી' નો
ચોરવાડની ચારુ વાટિકા કીધી એણે
અણછતાને છતું કીધું
ગુજરાતની ગૃહકુંજોમાં.
વતનને નામે રહતો તે લોકસભાઓમાં.
એ દેહનો તે આત્મા હતો,
એ પ્રાણુની તે પ્રેરણા હતો.
સદ્‌ભાવ ને સત્કર્મના આંબા
વાવી ઉછરેલા હતા ત્હાં
તીર્થોના તીર્થ પરિમલ લાવી લાવી
પમરાવી હતી પરાગવન્તી
સૌરાષ્ટ્રના સાગરતીરની ચારુ વાટિકા.

"એકલા પોતાના ગામ ઉપર રા. પઢીયારને પ્રીતિ હતી એવું નથી, પણ સમસ્ત દેશ ઉપર એમની પ્રીતિ હતી; તે તેમનાં 'સાચું સ્વર્ગ' અને 'સંસારમાં સ્વર્ગ' એ બે પુસ્તકો વાંચવાથી સારી

રીતે સમજી શકાય છે. આ શિવાય જ્યાં જ્યાંથી તેમને આમંત્રણ આવે ત્યાં ત્યાં તેઓ વ્યાખ્યાન આપવા જતા ત્યારે જે જે ગામ કે શહેરના માણસોને તેઓ મળે તે દરેકને તેઓ દેશસેવાના કાર્યમાં ઉત્સાહ આપતા. દેશની જુદી જુદી ધાર્મિક, સામાજીક, રાજકીય દરેક પ્રવૃત્તિને પોતાથી બનતું દરેક પોષણ આપવાને તેઓ ચૂકતા નહિ. આ તેમનું દેશને માટે કેટલું માન હતું તે જણાવી આપે છે."



# પ્રકરણ ૧૪ મું—રા. પઢીયારનાં બીજાં સેવાનાં કામો.



ચોરવાડ અને તેની આજુબાજુનાં ગામોની, સાહિત્યક્ષેત્રની તથા વૈદકની સેવા કરવા ઉપરાંત બીજી પણ ઘણી ઉપયોગી સેવાઓ રા. પઢીયારે જુદા જુદા ક્ષેત્રમાં બજાવેલી છે. તેની પુરેપુરી નોંધ અત્રે લઇ શકાવી દુર્લભ છે, તે છતાં ખાસ ખાસ બાબતો નોંધીએ તો તે અસ્થાને નથી.

પોતાની જ્ઞાતિ—ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમાં કેળવણીના સંસ્કાર વધુ ફેલાય તો સારૂં એ રા. પઢીયારની ઇચ્છા ઘણી જુની હતી. જો કે તેઓ એવા સિદ્ધાંતને માનતા હતા કે, " જ્ઞાતિમાં પટેલાઈ કે શેઠાઈ કરવી અને તેમ કરીને પોતે જ્ઞાતિમાં સર્વોપરી કહેવડાવવું એ એક દંભ છે; તેના કરતાં તો જ્ઞાતિના એક દીન સેવક બની રહેવું તે ઉત્તમ છે " એટલે જ્ઞાતિહિતનું જે કામ એની મેળે તેઓ પાસે આ-વીને પડતું તેજ તેઓ કરતા. આવું એક ઉપયોગી કામ 'ચોરવાડ ગિરનારા વિદ્યાર્થીભુવન'* ને લગતું તેમની પાસે આવ્યું હતું, અને તે તેમણે ખરા જીગરથી પહેલેથી માંડીને જીંદગીની છેલ્લી ઘડી સુધી બજાવેલું છે; એ તે ભુવનના વાર્ષિક રીપોર્ટો વાંચવાથી આપણને ખાત્રી થાય છે. 'ગિરનારા વિદ્યાર્થી ભુવન' ની યોજના ઘડવામાં તથા તેને સંપૂર્ણ રીતે પાર ઉતારવામાં ડૉ. હરિશંકરભાઈ પછી બીજે નંબરે રા. પઢીયારજ આવે છે; આથી આ ભુવને તેમને પોતાના ડાયરેકટર નીમ્યા હતા.

---

* 'ચોરવાડ ગિરનારા વિદ્યાર્થીભુવન' ની સંસ્થા જુનાગઢમાં ઇ. સ. ૧૯૧૨ ની સાલથી સ્થાપન થયેલ છે. ત્યારે થોડા વિદ્યાર્થીઓ અને ભાડાનું મકાન આ સંસ્થા પાસે હતું. હાલ આ સંસ્થાના મુખી ડૉ. હરીશંકર પ્રાગજી ઠાકરની મહેનતથી તેની પાસે પોતાના ઘરનું મકાન, છ હજાર રૂા. નું સ્થાયી ફંડ અને વીશેક વિદ્યાર્થીઓ છે. આ વિદ્યાર્થીઓની પાસેથી ઉત્તેજન દાખલ ખાધાખર્ચના માત્ર માસિક રૂા. ચાર લેવામાં આવેછે; અને બાકીની ખોટ બીજી મદદ બહારથી મળે છે તેમાંથી પુરવામાં આવે છે આ ભુવન હજુ પણ વધારે ખીલી શકે તેમ છે, પણ ભુવનમાં સ્થાયી રહેનાર ચુનંદા માણસ વગર તે બની શકે એમ નથી. ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમાંથી એવો કોઇ વીરલો શું નહિ નીકળે ?

વિદ્યાર્થીભુવનને લગતું ફંડ એકઠું કરવા માટે ઠેઠ કોચીન સુધી પોતાના પદરના ખર્ચથી તેઓ ગયા હતા; અને તેમની અને રા. રામજી કુંવરજી પાઠકની મદદથી ભુવનને સારી રકમ ફંડમાં મળી હતી. મુંબાઇમાં પણ તેમણે વિદ્યાર્થીભુવનને માટે પોતાના મિત્રોને કહી સારી રકમ એકઠી કરાવી આપી હતી. આ ઉપરાંત વિચારો પુરા પાડવામાં, વાર્ષિક સંમેલનો વખતે જુનાગઢમાં હાજરી આપવામાં પણ ભુવનને તેમણે પોતાથી બનતી દરેક મદદ આપી છે. આ તેમની સેવાઓને લઈ ભુવને પોતાના મકાનની અંદર રા. પઢીયારની સારી એન્લાર્જ કરેલી છબી મૂકી છે; અને તેઓ ગુજરી ગયા ત્યારે જાહેર મેળાવડો કરી શોક પ્રદર્શિત કરી તેમના સ્મારક ફંડમાં સારી રકમ ભરાવેલી છે. ભુવનના સાતમા વર્ષના વાર્ષિક રિપોર્ટમાં તેઓ માટે લખ્યું છે કેઃ—

"વર્ષ દરમ્યાન આ સંસ્થાને–ભુવનને ઘણી મોટી ખોટ પડયાનો દિલગીરી ભરેલો બનાવ ભુવનના માનનીય વડીલ અને સહાયક વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારનો સ્વર્ગવાસ સં. ૧૯૭૫ ના અષાડ વદી ૫ ને રોજ થયાનો બન્યો છે. જેને લઇ સઘળા કાર્યવાહકો તથા વિદ્યાર્થીઓ અત્યંત ગમગીન થયા છે. સ્વર્ગસ્થની સંસ્થા પ્રત્યેની સહાય–સેવાનું સ્મરણ થતાં હરેકનું દિલ ભરાઈ આવે છે. સ્વ. ના માનમાં ભુવનમાં શોક પાળવામાં આવવા ઉપરાંત ભુવનના મકાનમાં એક જાહેર સભા મેળવવામાં આવી હતી; જેમાં તેમનું સ્મારક જાળવી રાખવા માટે ફંડ થતાં રૂ. ૨૦૦ ભરાયા છે અને તેનો ઉપયોગ ભુવનના મુખ્ય હૉલમાં સ્વ. ની છબી મૂકવામાં તથા રકમ વધે તો તેમને નામે સ્કોલરશીપ સ્થાપવામાં અથવા વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ કરવામાં કરવાનું ઠર્યું છે."

"સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" ની સંસ્થાથી તો હવે ગુજરાતમાં ગરીબ ગામડીઓ પણ જાણીતો છે. આ સંસ્થાની ઉત્પત્તિ પણ રા. પઢીયારની મુંબાઇની ઓરડીમાંથી થઇ છે. પૂજ્ય સ્વામીશ્રી અખંડાનંદજી રા. પઢીયારનાં પુસ્તકો વાંચી તેમના પ્રત્યે અનુરાગી બન્યા હતા; અને તેઓ સન્યાસી થયા પછી પ્રથમ સં. ૧૯૬૦ ના અરસામાં મુંબાઇ આવેલ ત્યારે તેમને મળ્યા હતા. આ પછી તેમની મૈત્રી દીપે દિવસે વધતી ચાલી હતી અને અંતે તે મૈત્રી-

એ તેમને ગાઢ સમાગમમાં આણી કૌટુમ્બિક લાગણીવાળા સ્નેહીઓ જેવા બનાવ્યા હતા. આ વખતે સ્વામીશ્રી અખંડાનંદજી પુસ્તકોની લાઇનમાં તદ્દન અજાણ્યા હતા અને તેમને સસ્તી કિંમતે 'ભાગવતનો એકાદશ સ્કંધ' કાઢવો હતો, એ કામમાં રા. પઢીયારે તેમને જોઇતી બધી સલાહ–મસલતો વિના સંકોચે આપી હતી; ઉપરાંત તેની વેચાણ વ્યવસ્થાની ગોઠવણ પણ પોતાનાં પુસ્તકોની પેઠે પોતાની ઓરડીમાંજ તેમણે કરાવી આપી હતી.

'સસ્તા સાહિત્ય' ના કામ પ્રત્યે રા. પઢીયારની ઘણી લાગણી હતી, તેથી તેઓ તે માટે પોતાથી બનતું દરેક કરતા. વિચારોમાં ભાગ લેવા ઉપરાંત તેમણે સસ્તા સાહિત્યને 'બાળકોની વાતો–ભાગ ૧ લો,' 'નવા યુગની વાતો–ભાગ ૧ લો અને ૨ જો,' 'ના. શહેનશાહ અને શહેનશાહબાનુ,' આ પુસ્તકો કંઈ લીધા વગર પૂર્ણ નિષ્કામ ભાવે લખી આપ્યાં હતાં. ઉપરાંત 'સાચું સ્વર્ગ' નામનું રા. પઢીયારનું સુનંદું પુસ્તક શ્રીયુત મનુસુબેદારે તેમની પાસેથી રજા મેળવી 'સસ્તા સાહિત્ય' પાસે વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ કરાવ્યું હતું; તેમજ 'સ્વર્ગની જીંદગી' નામનું તેમનું નવીન પુસ્તક પણ એ માળા પેટે હાલ છપાય છે.

આ સિવાય રા. પઢીયાર મુંબાઇમાં રહેતા ત્યારે તેમને ત્યાં તેમના માશીના દીકરા ભાઇશ્રી વેણીશંકર વહાલજી પઢીયાર લખવા–વાંચવાનું કામ કરતા, તેને તેમણે સ્વામીજીના સત્સંગમાં મૂકયા અને ત્યારથી લઇ આજપર્યંત તે ભાઇ સસ્તા સાહિત્યની સંસ્થામાં કામ કરતા રહ્યા છે. આ ચરિત્રનો લેખક ૧૯૬૬ માં જ્યારે બિમાર હતો ત્યારે કાપડ માર્કીટનો મોહ દૂર કરાવીને 'સસ્તા સાહિત્ય' માં તેને જોડાઈ જવાની ખાસ સલાહ આપનાર પણ રા. પઢીયારજ હતા. લેખક જો ભૂલતો ન હોય તો લેખકની પોતાની અને ભાઇશ્રી વેણીશંકરની સસ્તા સાહિત્યની એકનિષ્ઠ સેવા રા. પઢીયારની શુભ લાગણી, શુભ સમજાવટ અને તેમની પોતાની તથા તેમનાં પુસ્તકોની શુભ છાપ, જો આ બેઉ ઉપર ન પડી હોત તો તે બનવી અશક્ય હતી.

ઈ. સ. ૧૯૧૮ ના અંતમાં જ્યારે આખા દેશમાં દુષ્કાળ પડવાની સ્થીતિ હતી ત્યારે રા. પઢીયાર ચોરવાડ હતા. આ પછી આ

સ્થીતિએ ગંભીર રૂપ પકડ્યું અને એક વર્ષ ભયંકર મોંઘવારી રહી, તેથી ઘણાં ગરીબ અને સાધારણ કુટુંબો તારાજ થયાં; આ વખતે સૌરાષ્ટ્રમાં તેમણે ગામડે ગામડે ફરીને મુંબાઇની જાણીતી 'ભાટીઆ વોલંટીઅર કોર' જુનાગઢની શાખાની મદદથી ગરીબ માણસોને જોઇતાં કપડાં પુરાં પાડયાં હતાં. ભાટીઆ વોલંટીઅર કોરની જુનાગઢની શાખાની ઉત્પતિ પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ અને રા. પઢીયારનેજ આભારી છે. રા. પઢીયારને માટે તેના રિપોર્ટ (ડિસેંબર ૧૯૧૮ થી જુન ૧૯૨૦ સુધીના) માં મંત્રીઓ જણાવે છે કેઃ—

"જુનાગઢ અને તેની આસપાસના મુલક માટે તેમણે (ભાટીઆ વોલંટીઅર કોરે) પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ તથા રા. રા. અમૃતલાલ સુંદરજી પઢીયારને આમંત્રણ કર્યું. આ આમંત્રણ તેઓ બન્નેએ ખુશીથી સ્વીકાર્યું અને મુંબાઈથી કપડાં આવતાં ગયાં તેમ તેમ તે વહેંચવાનું કામ હાથ ધરવામાં આવ્યું; પણ વખત જતો ગયો તેમ તેમ કામનો વિસ્તાર વધતો ગયો એટલે પ્રથમ જુદાં જુદાં સ્થળોના કાર્યની પ્રદેશની સીમા નક્કી કરવાનું પ્રાપ્ત થયું; તેમાં જેતલસરથી વેરાવળ સુધીની રેલ્વે લાઇન તથા કોડીનારથી માંગરોળ સુધીનો કંઠાર પ્રદેશ અને તેને લગતો બધો ભાગ 'જુનાગઢ સેન્ટર' નીચે મુકાયો.

"ચોરવાડમાં તો સ્વર્ગસ્થ પઢીયારે તથા ત્યાંના પોસ્ટ માસ્તર મી. પોપટલાલે આ કામ બજાવ્યું છે. શ્રીયુત પઢીઆરની નિસ્વાર્થપરાયણતા એટલી બધી મશહુર હતી કે બીજા ધનાઢયોએ પણ પોતાના તરફથી સ્વતંત્ર રકમો તેમનાપર મોકલી આપેલી; અને તે વડે આ સંસ્થાના કામ ઉપરાંત તેઓ ગરીબોને દાણા પણ મફત વહેંચવાનું કામ કરતા. આ આખો સમય તેમણે આ લોકસેવાના કામમાંજ ગાળ્યો હતો; અને વરસાદ થયે લોકોના મનને શાન્તિ અને ધીરજ આવી ત્યારેજ તેઓ આ કામથી ફારેગ થઈ મુંબઇ ગયા; પણ થોડાજ સમયમાં દુષ્ટ કોલેરાના હુમલાથી પટકાઇ પડયા અને ત્રણ દીવસના ટુંક મંદવાડ પછી તેમનો પુણ્યશાળી અમર આત્મા આ મિથ્યા જગત છોડી પોતાના કિર્ત્તાર સન્મુખ પહોંચી ગયો. એમના અવસાનથી ગુજરાતમાંથી એક સરળ, નિરાભિમાની, પરગજુ, "આત્મવત્ સર્વભૂતેષુ" નો મંત્ર પોતાના જીવનમાં તાદશ્ય કરી બતાવનાર—

ટુંકામાં એક આદર્શરૂપ સ્વયંસેવક—ની ખોટ પડી છે. આ સંસ્થાના કાર્યમાં તેઓ પ્રથમથીજ જોડાયેલા હોવાથી તેમના અવસાનની નોંધ લેવી એ અમારી દીલગીરી ભરેલી ફરજ છે.''

મુંબાઇના 'ગુજરાતી હિંદુ સ્રીમંડળ' ને આગળ વધારવામાં પણ રા. પઢીયારે ઘણો શ્રમ સ્વ. સૌ. જમનાંબાઈ સક્કઇ સાથે મળી કરેલ છે કે જેની ખાત્રી પણ તેના અહેવાલો વાંચવાથી આપણને મળે છે.



# પ્રકરણ ૧૫ મું–રા. પઢીયારની મુસાફરીઓ.



રા. પઢીયાર જ્યારથી સમજણા થયા ત્યારથી તેમને મુસાફરી કરવામાં બહુ આનંદ પડતો. નાનપણમાં તેઓ જંગલમાં એકલા ફરવા ચાલ્યા જતા અને ત્યાં કુદરતી લીલાનું નિરિક્ષણ કરતા એ વાત આગળ આવી ગયેલી છે; મોટપણમાં તેમની આ ટેવ સગવડ મળતાં વધુ વિકાસ પામી હતી. પછી તેમને ચોરવાડનાં ખેતરો વાડીઓ તથા દરિયાકિનારો લુખો લાગતો; આથી તેઓ વધારે આનંદ ને શાંતિ શોધવા માટે દેશાટન કરતા. ૨૦–૨૧ વર્ષની વયે તેઓ મુંબાઇ ગયેલ: આ પછી થોડા મહિનાઓમાં માંદા પડી ચોરવાડ આવેલ અને વળી પાછા સાજા થઈ થોડો વખત ભંડુરી અને માળીયામાં કાઢી મુંબાઇ ગયેલ. આ પછી જ તેમની ખરેખરી મુસાફરી–જીવન મુસાફરી શરૂ થઇ હતી.

મુંબાઇમાં શેઠ લખમીદાસને ત્યાં તેઓ રહેતા ત્યારે મુંબાઈની જુદી જુદી મોજો તેઓ માણતા અને મુંબાઇનો અનુભવ રસપૂર્વક લેતા; પણ થોડાં વર્ષોના અનુભવ પછી તેમને સમજાણું કે શહેરના જીવન કરતાં અને શહેરી બનવા કરતાં પણ વધુ આનંદ અને શાંતિ તો ગામડાંમાં રહેવામાં અને ગ્રામ્યજીવન માણવામાં છે; આથી માણસને તંદુરસ્તી અને શાંતિ બેઉ મળે છે માટે જેટલું ગ્રામ્યજીવન ગુજારાય તેટલું ગુજારવું અને શહેરીજીવનથી જેટલું અલગ રહેવાય તેટલું અલગ રહેવું. આ માન્યતાને આધારે દિવસે દિવસે મુંબઇ ઉપરનો–મનુષ્યકૃત સૃષ્ટિ તરફનો તેમનો મોહ ઓછો થતો જઈ કુદરતી સૃષ્ટિ તરફ વધુ વધુ ગાઢપણે વળવા લાગ્યો હતો.

'સંસારમાં સ્વર્ગ' તેઓ લખતા ત્યારે ( ઈ. સ. ૧૯૦૦ ) તેમણે ચાણોદકરનાળી પાસે આવેલ 'ગંગનાથતીર્થ' ની અને બંગાલામાં આવેલ 'ઝાડખંડી વૈજનાથ' ની મુસાફરીઓ કરી હતી. આ તેમની પ્રથમ મુસાફરી હતી, પણ તેથી તેમને ઘણો આનંદ અને મનની શાંતિ મળી હતી અને તેની ખાત્રી સંસારમાં સ્વર્ગનો પાછળનો ભાગ વાંચવાથી આપણને માલૂમ પડે છે.

આ પછી તેમની મુસાફરીઓ વધતી ચાલી હતી. આખું વર્ષ

સ્થિર થઇને કોઈ ઠેકાણે તેઓ રહેતા નહિ. જોઇએ તો મુંબાઈ હોય કે ચોરવાડ હોય પણ એક સાથે આખું વર્ષ તો કોઈ ઠેકાણે સ્થિર તેઓ રહ્યા હોય એવું અમને યાદ નથી. એમની મુસાફરીઓની પુરી વિગત અમારી પાસે નથી તેમ તેને લગતી માહિતિ પણ ઘણી શોધવા છતાં અમને મળી નથી તેથી તેનું સવિસ્તર વર્ણન તો અમે આપી શકીએ તેમ નથી; પણ ટુંકામાં કહીએ તો લગભગ આખા હિંદુસ્થાનની મુસાફરી કટકે કટકે તેમણે કરી હતી. ઉત્તરમાં કાશ્મીરથી દક્ષિણમાં રામેશ્વર સુધી અને પૂર્વમાં દ્વારકાંથી પશ્ચિમમાં રંગુન સુધી તેમણે પર્યટન કર્યું હતું. વિલાયત પણ જવા તેમનો વિચાર હતો પણ તે ફળીભુત થાય એ પહેલાં તો તેમનું મૃત્યુ થયું.

આ દરેક મુસાફરી વખતે તેમને કોઈ ને કોઈ જુના કે નવા દોસ્તમિત્રોનો સંગાથ મળી જતો તેથી તેમને પોતાને અને દોસ્ત મિત્રોને બહુ આનંદ પડતો. વળી મુસાફરીમાં નવા વિચારો ઘણા સુઝતા અને તેથી તેમના લેખો અને પુસ્તકો ભરાતાં; ઉપરાંત જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં તેમની વક્તૃત્વશક્તિને લીધે તેમને માન ચાંદ પણ બહુ મળતાં અને લોકો તેઓની ને શક્તિનો લાભ પણ બહુ લેતા.

મુસાફરી કરવી ઘણાને પસંદ પડતી નથી અને ઘણાને પસંદ હોય છતાં તેને જેવી જોઇએ તેવી સગવડ હોતી નથી. રા. પઢીયાર ને આ બેઉ વાતની નિરાંત હતી. એમનો સ્વભાવ એવો તો રમુજી, આનંદી અને મળતાવડો હતો કે તેઓ જ્યાં જાય ત્યાંથી કંઇ ને કંઈ નવું તત્ત્વ ને આનંદ મેળવતા અને બીજાઓને આપતા. વળી જેઓની સંગાથે હોય તેઓને આવા એક 'કુદરતના બાલક'નો ખર્ચ માથે ઉપાડી લેવો ભારે ન પડતો. ઉલટાના એમના ઘણા મિત્રો તો પોતે મુસાફરી કરવાના હોય ત્યારે એમને ખાસ આમંત્રણ આપતા. કેટલીક વખતની મુસાફરીઓ એમણે પોતાના પદરના ખર્ચે પણ કરી છે, પણ આવી મુસાફરીમાં તેઓ પોતાના મનને અને આત્માને રૂચે તેવી વાત ઉપરજ ખાસ ભાર મૂકતા અને લખવા-વાંચવાનું કામ ધમધોકાર ચલાવતા. સંગાથની મુસાફરીમાં થોડુંક પોતાને ન ગમતું જતું કરતા અને લખવા-વાંચવાના કામની ઝાઝી દરકાર કરતા નહિ આથી એમનો એ સંગાથ છેવટ સુધી નભી રહેતો.

દરેક મુસાફરી વખતે તેની ટુંકી ટુંકી ખાસ જાણવા જેવી વિગતો, જે જે ગામ કે શહેરમાં સારાં સારાં માણસોનો પરિચય થયો હોય તેઓનાં નામ, દવાઓ, ભસ્મો, મૂળીયાંઓ, ઝાડો વિગેરેની માહિતિ વિગેરે તેઓ પોતાની ડાયરીમાં નોંધી લેતા અને તેનો ઉપયોગ જરૂર પડયે તેઓ કરતા. વૈદકને લગતા એમના ઘણા લેખો તેમની મુસાફરીને આભારી છે. સિવાય તેમના બીજા નાના નાના લેખો તથા ભાષણો કે જે અવાર નવાર વર્તમાનપત્રો તથા માસિકોમાં આવ્યાં કરતાં તે પણ તેમની મુસાફરીને આભારી છે. જો તેઓએ લાંબી મુસાફરીઓ ન કરી હોત તો દરેકમાં જે ઓજસ આવેલ તે આવ્યું હત કે કેમ એ કહી શકાય નહિ. પુસ્તકોના વિચારો પણ તેઓ મુસાફરીમાંજ ઘણે ભાગે ગોઠવતા પણ તેને લખાવવાનું કામ તો નિરાંતના વખતેજ જ્યારે તેઓ સ્થીર થઇને થોડાક મહિના ક્યાંઈ બેઠા હોય ત્યારેજ કરતા; પણ નાના લેખો તો તેઓ મુસાફરીમાંજ લખી નાખતા.

ઘણાઓને મુસાફરી વખતે પુષ્કળ સામાન સાથે રાખવો પડે છે. રા. પઢીયાર તો પોતાની પાસે મુસાફરીમાં ફક્ત એક પાકીટ અને બિઝાનુંજ રાખતા. પાકીટ પણ લગભગ અરધી પરધી ખાલીજ હોય! થોડાંક જરૂર જોગાં કપડાં, લખવા–વાંચવાનાં જરૂર જોગાં ઉપયોગી સાધનો અને થોડીક દવાઓનાં પડીકાંઓ સિવાય બીજું કંઈ એ પાકીટમાંથી નીકળતું નહિ! એમની રહેણી કરણી સાદી પહેલેથી જ હતી એટલે ખાવાપીવાની કે એવી બીજી પંચાતીઓ પણ તેમને બહુ નડતી નહિ અને નવું જોવા જાણવામાં તેઓ તત્પર રહેતા; આથી એમનો સહવાસ બીજાઓને બહુ ગમતો અને તેઓ તેમાં પોતાને લાભ ને આનંદ માનતા.

એમની મુસાફરીઓનું પુરૂં વર્ણન જો કોઈ એમના લેખો, ડાયરીઓ વિગેરે એકઠું કરીને લખે તો એક સારૂં પુસ્તક ગુજરાતી સાહિત્યમાં ઉત્પન કરી શકે. એ આપણી આશા ફળીભુત થાય એમ આપણે ઇચ્છી આ પ્રકરણ પુરૂં કરીશું.



# પ્રકરણ ૧૬ મું–કુટુંબ અને મિત્રો.

રા. પઢીયારના કુટુંબને લગતી થોડીક હકીકત પહેલા પ્રકરણમાં આવી ગઇ છે. તેમના બચપણમાં તેમનું કુટુંબ બહોળું હતું. માતા, પિતા, ફઇઓ, ભાઇ–બ્હેનો અને બીજાં ઘણાં સ્વજનો તેમને બચપણમાં હતાં; પણ જેમ જેમ તેમની ઉમ્મર વધતી ગઇ તેમ તેમ તેમનાં એ સ્વજનોમાં ઘટાડો થવા માંડયો. એમનાં માતુશ્રી કસ્તુર બાઇ કે જેઓ બહુ ભલાં, ભોળાં ને સ્નેહાળ તથા ઇશ્વિર પરાયણ હતાં તેમનું મૃત્યુ એમની આઠ વર્ષની ઉમ્મરે એટલે સં. ૧૯૩૪ માં સુવાવડના રોગથી થયું; આથી માતાની કેળવણીનો લાભ એમને પુરેપુરો મળ્યો નહોતો. એમના પિતાશ્રી સુંદરજીભાઇ જુનાગઢ સ્ટેટમાં સરકારી ખાતામાં અમલદાર હતા અને ઘણે ભાગે બહાર ગામજ રહેતા; તેથી પિતાની કેળવણીનો લાભ પણ એમને પુરો મળ્યો હોય એવું અમારૂં માનવું નથી. ઘણે ભાગે તેઓ ફઇઓના હાથમાંજ ઉછરીને મોટા થયા હતા. આ ફઇઓ ખરેખર 'ફઇબાઓ' જ હતી! છોકરાંઓને વરાવવાં અને પરણાવવામાંજ તેમની ઇતિકર્તવ્યતા પુરી થતી હોવાથી તેઓના ખાસ આગ્રહથી રા. પઢીયારનું સગપણ ચોરવાડથી દશ અગીયાર ગાઉ દૂર આવેલ શીલ ગામમાં સ. ૧૯૪૪ માં થયું હતું. ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમાં સામસામાનો રિવાજ ઘણાં વર્ષોથી ચાલ્યો આવે છે તે મુજબ તેમનું આ વેશવાળ પણ સામસામું થયું હતું. સામસામું–'બ્હેન આપીને બાઇડી લેવાના'–કરવાના રિવાજ વિરૂદ્ધ રા. પઢીયાર પ્રથમથીજ હતા; વળી બચપણથીજ તેમનું મન કુદરતી રીતેજ સંસાર કરતાં જુદીજ દિશાએ વળ્યું હતું તેથી જે દિવસે તેમનું વેશવાળ થયેલ ત્યારે તેમને શા શા વિચારો આવેલ તેની નોંધ તેમણે એક કાગળીયાં ઉપર ટપકાવેલ તે હાથ લાગવાથી અમે અહીં ઉતારી લઇએ છીએઃ—

### "મારૂં વેશવાળ થયું તે વિષે

આ સાચી વાત છે. જો કે આજ મારૂં વેશવાળ થયું છે એ શબ્દજ ઘણો ખુશકારક છે અને તે થવાથી સૌ કોઈ સ્ત્રી યા પુરૂષ ખુશી થાય છે પણ મને તેથી ઉલટી રીતે થયું છે. વેશવાળ થયા

પછી મારૂં મન આજે ચિંતાતુર થઇ ગયું છે. શામાટે તે હું કહી શકતો નથી, પણ હમેશ કરતાં આજ મારૂં દીલ દુઃખી દેખાય છે. ખુશમિજાજને બદલે ચીડીયો સ્વભાવ થયો છે. ખુશી થવાને બદલે નાખુશ થયો છું. હવે આ ઘરમાં રહેવું મને ગમતું નથી. દીલ બેચેનીમાં રહે છે. મન ચિંતાતુર રહે છે. કાંઇ કામ પણ કરવું ગમતું નથી. આળસે પોતાની સત્તા મારા ઉપર ઘણીજ ચલાવી છે. કમર નમી પડી છે. ચહેરો કરમાઈ ગયા જેવો જણાય છે. મોઢું ઉદાસી જેવું થઇ ગયું છે. કોઇની સાથે વધુ વાત કરવી ગમતી નથી. મારી બુદ્ધિમાં જરા ફેર પડયો હોય એવું જણાય છે. મારૂં મન આ વખતે વૈરાગ્ય ઉપર વધુ દોડે છે. સંસાર અસાર લાગે છે. બ્રહ્મભક્તિ કરવા મન થાય છે. ઘરનાં માણસોનું બોલવું મને તદ્દન વિરૂદ્ધ લાગે છે. પરણવા ખુશી નથી. મનમાં સંકલ્પ વિકલ્પ થયા કરે છે. હવે આ ગામમાં વધુ વખત રહેવું મને અનુકુળ લાગતું નથી. વેશવાળ થયા પછી અરધું સ્વતંત્રપણું ખોવાયું હોય તેમ જણાય છે. વિગેરે વિગેરે શીવ! શીવ! શીવ! ઉપર લખ્યું બધું ખરૂં છે અને તે અનુભવથી સિદ્ધ થએલ છે.

ઉપર પ્રમાણે શામાટે થાય છે તે હું કહી શકતો નથી કારણ કે તેમ થવાનો સબબ મારા સમજવામાં આવી શકતો નથી. હું મનમાંથી ચિંતા કાઢવા ઘણી મહેનત કરૂં છું પણ તે પુરી ચિંતા મારાં કમનશીબ મગજમાંથી ખસતી નથી. સં. ૧૯૪૪ ના પોષ સુદી ૭–તા. ૨૧–૧૨–૧૮૮૭. લખનાર હું વાંચનાર તું.”

આ ઉપરથી રા. પઢીયારનું વેશવાળ થયેલ ત્યારે એમના મનની શા સ્થીતિ હતી તે ચોખ્ખી રીતે સમજી શકાય છે. આ વખતે એમની ઉમ્મર સત્તર અઢાર વર્ષની હતી, વાંચવા–લખવા તરફ તેમનું વલણ ક્યારનું વળી ચૂક્યું હતું, સારા નરસાની પારખ કરતાં પણ તેમને કયારની આવડી ગઇ હતી, પરાધીનતા એ શું ચીજ છે એ વાતની પીછાણ તેમને પુરેપુરી થઇ ગઇ હતી; તેથીજ તેઓએ આ વખતથી કુટુંબની જંજાળમાંથી અલગ થવા પ્રયત્ન કરવા માંડયો હતો અને વિશેષ પ્રકારે મુંબાઇ નિવાસ કર્યો હતો.

‘વેશવાળ તો થયું અને તે માન્ય પણ કર્યું’; પણ ‘લગ્ન કરવાં કે નહિ’ તે વાત તેમના મનની અંદર વેશવાળ થયું ત્યારથીજ ખુંચવા

લાગી હતી અને અંતે તેમણે નિર્ણય કર્યો હતો કે, 'ગમે તેમ થાય પણ લગ્ન તો નજ કરવું.' કોઇ કોઇને વાતચીતમાં પણ તેઓ પોતાનો આ નિર્ણય જણાવતા; ત્યારે સાંભળનાર તેમને હસી કાઢતા અને કહેતા કે, 'એવું તે કંઈ બને!' આખરે એ દિવસ પણ આવ્યો. સં. ૧૯૫૪ ના માગશર શુદી ૫ ને દિવસે રા. પઢીયારનાં અને તેમની બ્હેનનાં લગ્ન નક્કી થયાં અને લુગડાં ઘરેણાં પણ બેઉ પક્ષ તરફથી લેવાઇ ગયાં. સુમૂહુર્તો પણ થયાં, ગીતો પણ ગવાવા લાગ્યાં અને વર આવવાની વાટ જોવાવા લાગી! આ વખતે રા. પઢીયાર મુંબઈ હતા. તે વખતે તેમના મનની શી સ્થિતિ હશે તે વાંચનાર શી રીતે સમજી શકે? જેને એવો અનુભવ થયો હોય તેજ સમજી શકે. એક તરફ સંસારની મોહજાળ અને બીજી તરફ સંસારની અસારતાના વિચારો; એક તરફ આખા કુટુંબનો પોતા તરફ કોપ વહોરી લેવો અને બીજી તરફ ઇશ્વરની દયા પોતા તરફ આકર્ષી લેવી; એક તરફ પિતાની વૃદ્ધાવસ્થા અને તે માટેની ચિંતા ત્યારે બીજી તરફ પિતાના પિતાની રાહમાં જવાનો ખરેખરો અણીનો વખત; એક તરફ દુનિયામાં મૂરખ ખપવું અને બીજી તરફ ઇશ્વરના વ્હાલા થવું આવી દ્વિધા સ્થિતિ આ વખતે રા. પઢીયારની થઇ હતી. સારે નશીબે તેમને બીજી તરફની વાત રૂચી અને તેમણે પિતાને વિગતવાર પત્ર લખી દીધો કે, "મ્હારે લગ્ન કરવું નથી. તમે મ્હારી વાટ ન જોતા, તેમ મ્હારી શોધ પણ ન કરતા. કરશો તો હું મળીશ નહિ. તમારી મને બહુ દયા આવે છે, પણ હું લાચાર છું." આ પત્ર મળતાંજ રા. પઢીયારના પિતાશ્રીને ઘણું લાગી આવ્યું. નાતકુટુંબમાં મોભો શી રીતે જાળવવો? કન્યાઓ મોટી થઈ છે તેનું શું કરવું? છોકરાને ક્યાં ગોતવો? તેનું શું થશે? વિગેરે વિગેરે પ્રશ્નોથી તેમનું મન ગુંચવાઈ ગયું અને તેઓ બિમાર પડયા. આજુબાજુનાં કુટુંબીજનોની સલાહથી તેઓએ રા. પઢીયારથી નાના પોતાના દીકરા ભાઇ ભગવાનલાલનાં લગ્ન રા. પઢીયારે છોડેલી કન્યા સાથે કરવાનું નક્કી કર્યું અને જે દિવસે લગ્ન નિરધાર્યાં હતાં તેજ દિવસે તેમનાં લગ્ન કર્યાં; પણ તેઓની તબીયત સારી થઇજ નહિ. 'હા દીકરા, આ તે શું કર્યું? તું ક્યાં ગયો?' એ વિચાર દરરોજ તેમના મનમાં રમી રહેતો. તેમની તબીયત દિવસે દિવસે લથડવા માંડી અને જળંદરનો રોગ પુરબહારથી તેમના શરીરમાં વ્યાપી નીકળ્યો; અંતે માહ શુદી ૪ ને દિવસે રા. પઢીયારના

નામની ઝંખના કરતાં કરતાં તેમનું મૃત્યુ થયું. રા. પઢીયારને પણ આ સમાચાર મળતાં તેઓ મુસાફરીમાંથી રોતા રોતા પિતાના બારમા ઉપર કે તે અરસામાં ચોરવાડ આવી પહોંચ્યા. સૌ કુટુંબીજનો મળીને પુષ્કળ રોયાં અને થવાનું હતું તે થઇ ગયું એમ માની સંતોષ પકડ્યો.

પિતાના મરણ પછી ચોરવાડ આવ્યા ત્યારે રા. પઢીયારને લાગ્યું કે કુટુંબને એમને એમ તરછોડી નાખવું તે વ્યાજબી નથી. નાનો ભાઈ કમાતો કજાતો છે; પણ 'અપર માતા અને તેની છોકરીઓનું શું થશે ?' આ વિચારે તેઓને ગુંચવી દીધા. આખરે 'અપર માતાનું પાલણપોષણ કરવું એ મ્હારી ફરજ છે' એમ સમજી પોતાની એ ફરજ છેવટની ઘડી સુધી તેમણે બજાવી. ઉપરાંત ક્યારેક ક્યારેક પોતાના ભાઇ અને તેમના કુટુંબને માટે પણ તેઓ પોતાથી બનતું કર્યા કરતા અને બ્હેનોને માટે પણ પોતાથી બનતું કરવાને તેઓ ચૂકતા નહિ. ફઇઓનાં કુટુંબને તથા બીજા સગાંવહાલાંઓને પણ તેઓ ભૂલ્યા નહતા; ટુંકામાં આખા કુટુંબ તરફ તેમને અત્યંત લાગણી અને સ્નેહ હતો અને તેમનું કુટુંબ પણ તેમને ભાઇ ભાઈ કહીને વધાવી લેતું. પોતાની જ્ઞાતિમાં પણ તેમની પતિષ્ઠા સારી હતી. જ્ઞાતિની ખટપટ પોતાને ગમતી નહિ તેથી તેઓ જ્ઞાતિહિતની વાતોમાં ખાસ ચાહીને ન પડતા. ફક્ત નવા જમાનાની નવી વાત હોય તે તટસ્થ રીતે જ્ઞાતિભાઇઓના મગજમાં તેઓ ઠસાવતા તેથી તેમના દોસ્ત-મિત્રો પોતાની જ્ઞાતિમાંથી પણ તેમને ઘણા મળ્યા હતા. કવિ મહારાણીશંકર શર્મા, રા. દિવાના, પોરબંદર નિવાસી રા. જયકૃષ્ણ ઇંદ્રજી અને ચોરવાડવાળા ડા. હરિશંકર પ્રાગજી ઠાકર, રા. પુરૂષોત્તમ ઝીણારામ પાઠક, ભાઇશ્રી વેણીશંકર વહાલજી પઢીયાર, કવિ ભગવાનલાલ ડુંગરશી, ડૉ. પ્રેમશંકર પ્રાગજી ઠાકર, રા. પ્રભુલાલ પ્રીતમલાલ પઢીયાર વિગેરે ઘણા ભાઇઓ તેમના પરમ મિત્રો બન્યા હતા.

ચોરવાડમાંથી બીજા પરમ મિત્રો અને શિષ્યો તો રા. પઢીયારને અનેક મળ્યા છે. ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરી કે જે હાલ કાઠીઆવાડના ઘણી સારી લાયબ્રેરી ગણાય છે તેની સ્થાપનામાં મુખ્ય પણે કામ કરનાર ભાઇશ્રી જમનાદાસ દામોદર અને ભાઇશ્રી નરોત્તમદાસ હરચંદનાં જીવનનાં ધ્યેય બદલાવનાર રા. પઢીયારજ હતા એમ કહીએ તો ખોટું નથી. શેઠ ગોવર્દ્ધનદાસ મોહનજી અને શેઠ શામળ-

દાસ હરચંદની સાથેનો તેમનો ગાઢ મિત્રદાવો તો નાનપણુથીજ હતો. શેઠ કપુરચંદ મોહનજી અને શેઠ હરજીવન મોહનજી અને ભાઇ મોહનદાસ તારાચંદ તેમણે જ્યારથી ચોરવાડમાં સ્થાયી રહેણાક કરી ત્યારથી તેમના અનુરાગી બન્યા હતા. કલકત્તાવાળા શેઠ જીવનલાલ મોતીચંદ પણ તેમના મૃત્યુ અગાઉ પાંચ સાત વર્ષથી તેમના પરમ મિત્ર બન્યા હતા. પૂજ્ય બાવાજી ખુશાલદાસજીના સત્સંગનો લાભ તેઓ હમેશ લેતા. આ ઉપરાંત પણ રા. પઢીયારને ચાહનારા અને તેમને ખાતર મરી ફીટનારા અનેક સજ્જનો અને ભાઇઓ ચોરવાડ માં અને તેની આજુબાજુનાં ગામો માંગરોળ, વેરાવળ અને જુનાગઢમાં હતા. તે દરેકનાં નામો અત્રે ઉતારી લંબાણુ કરવા અમે ઇચ્છતા નથી; પરંતુ એટલું તો ચોકસ છે કે જુનાગઢ સેન્ટરની અંદર રા. પઢીયારનું ઘણું માન હતું. એકલા આમવર્ગમાં નહિ પણ ઉંચા દરજ્જાવાળા સરકારી અમલદારો અને નામદાર નવાબ સાહેબ સુધી પણ તેમનું માન હતું.

જુનાગઢ સેન્ટર ઉપરાંત કાઠીઆવાડમાં બીજે પણ રા. પઢીયારનો મોભો સારો હતો. રાજકોટના ઠાકોર સાહેબ અને તેમના મિત્ર પ્રિન્સ ગુમાનસિંહજી રા. પઢીયારના પરમ મિત્ર હતા. રાજકોટમાં કવિશ્રી ન્હાનાલાલભાઇના ઘરને તેઓ પોતાનું ઘર જ માનતા, વર્ષમાં લગભગ ત્રણ ચાર મહિના તેઓ ત્યાં રહેતા. કવિ શ્રી ન્હાનાલાલભાઇનું રાજકોટનું ઘર એ 'કવિના અખાડા'ને નામે પ્રસિદ્ધ હતું. ત્યાં સાહિત્યરસિક અને કળાપ્રિય વિદ્વાનોનો અનેક વખતે જમાવ થતો અને ઘણી રસભરી વાતો ચર્ચાતી. એ વખતે રા. પઢીયાર હાજર ન હોય એવું ભાગ્યે જ બન્યું હશે. કવિ શ્રી રા.પઢીયારને 'બાવાજી' કહીને બોલાવતા. તેમનું એ નામ 'કવિના અખાડા'માં ઘરગતુ થઇ પડયું હતું; અને પાછળથી તો તેમનું આ નામ ગુજરાત કાઠીઆવાડના તેમના સાહિત્યપ્રિય મિત્રોમાં પણ તેટલું જ ઘરગતુ થઈ પડયું હતું.

ભાવનગરમાં સર પ્રભાશંકર પટ્ટણી અને રા. કાન્ત ઉર્ફે મણિશંકર રત્નજી ભટ્ટ તથા શ્રીયુત પ્રાણજીવન ઓધવજી તેમના પરમ મિત્રો હતા. શ્રીમાન પટ્ટણી સાહેબે સાચા સ્વર્ગની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં રા. પઢીયારને સારી મદદ આપી હતી. રા. કાન્તની

સાથેની તેમની મિત્રાચારી ઘણી જુની હતી; અને જ્ઞાનચર્ચા અર્થે તેમની સાથે ઘણો રસભર્યો પત્રવ્યવહાર ઘણાં વર્ષો સુધી નભ્યો હતો.

જામનગરમાં સ્વ. વૈદ્ય મણિશંકર ગોવિંદજીની સાથે અને પોરબંદરમાં ત્યાંના માજી ફોરેસ્ટર રા. જયકૃષ્ણ ઇંદ્રજીની સાથે પઢીયારને ગાઢ મૈત્રી હતી. જુનાગઢ નિવાસી મહાત્મા મૂળશંકર વ્યાસબાપા સાથે પણ તેમને ભારે મેળ ખાતો હતો; એવી રીતે કાઠીઆવાડનાં દરેક મોટાં શહેરોમાં તેમનાં કોઇને કોઈ મિત્રો, સ્નેહીઓ, સંબંધીઓ હતા, એટલે તેઓ જ્યાં જતા ત્યાં ઘણું માન પામતા.

અમદાવાદમાં 'સુન્દરી સુબોધ' માસિકના તંત્રી રા. રામમોહનરાય જશવંતરાય તેમના ખાસ મિત્ર હતા. તેમની સાથે તેઓ સાહિત્ય, સ્ત્રીઓ તથા બાળકોને લગતો ઘણો રસભર્યો પત્રવ્યવહાર ચલાવતા. અમદાવાદના તેમના મિત્રોમાં કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ અને રા. રામમોહનરાય જશવંતરાય એ બેઉ મુખ્ય હતા. બીજા મિત્રોમાં સ્વામીશ્રી અખંડાનંદજી, ડૉ. હરિપ્રસાદ વૃજરાય, રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, રા. હરિપ્રસાદ પીતાંબરદાસ, રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ વિગેરે હતા. અમદાવાદમાં જ્યારે જ્યારે તેઓ આવતા ત્યારે ત્યારે 'ગુજરાત સાહિત્ય સભા' તરફથી તેમનું વ્યાખ્યાન અચૂક થતું અને તે સાંભળવા પણ ઘણા આવતા.

વડોદરામાં મિત્રમંડળ લાયબ્રેરીઓ અને ચરોતર એજ્યુકેશનલ સોસાઇટીવાળા રા મોતીભાઇ નૃસિંહભાઈ અમીન તેમના ખાસ મિત્ર હતા. તેમની સાથે પણ રા. પઢીયાર સેવાના કામો વિષેનો લાંબો પત્ર વ્યવહાર ચલાવતા; વડોદરામાં જ્યારે તેઓ જતા ત્યારે તેઓ મોતીભાઇ સાહેબના જ મહેમાન થતા.

મુંબઇના તેમના જુના અને નવા મિત્રોનું પૂછવું જ શું? આ તેમના પ્રિય સ્થાનમાં તેમને અનેક મિત્રો–સ્નેહીઓ–સંબંધીઓ હતા, નરનારાયણની ભજનમંડળીવાળા ભક્તરાજ જાદવજી મહારાજ, ભગવદ્ગીતા પાઠશાળાવાળા શાસ્ત્રીજી નરહરિ વિષ્ણુ ગોડસે, પરદુઃખભંજન જાનકીમૈયા, બેરખાવાળા મોહનદાસજી મહારાજ, માસ્તર ભાનુશંકર વિગેરે તેમના ધર્મને લગતી વાતોના સંગી હતા. આમાંના દરેકને તેઓ પૂજ્ય માનતા અને તેમને બહુ માન આપતા.

આ ઉપરાંત મુંબઇમાં શેઠ કરશનદાસ હરગોવિંદ, શેઠ માવજી

ગોવિન્દજી, શેઠ રણછોડ ભવાન લોટવાળા, શેઠ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા જેવા ઘણા ધનિક સજ્જનો તેમના અનહદ મિત્રો હતા. 'હિંદુસ્તાન'ના સ્વ. તંત્રી રા. રતનલાલ આત્મારામ શાહ, 'વીસમીસદી'ના તંત્રી સ્વ. હાજીમહમદ અલારખીઆ શીવજી, શ્રીયુત મનુ સુબેદાર, રા. નૃસિંહદાસ ભ. વિભાકર, શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, રા. રા. મોતીલાલ ત્રીભોવનદાસ દલાલ, રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી વિગેરે ઘણા સાહિત્યપ્રિય ભક્તો પણ તેમના મિત્રો હતા. આ સિવાય સેવાની ભાવનાવાળા શ્રીયુત અમૃતલાલ વિ. ઠક્કર, રા. કરશનદાસ જ. ચીતલીઆ તથા ડૉક્તર કલ્યાણદાસભાઈની સાથે પણ તેમને ગાઢ મૈત્રી હતી. ટુંકામાં રા. પઢીયારને આખું જગત પોતાનું મિત્ર લાગતું અને જગત માત્રને તેઓ **वसुधैव कुटुम्बकम्** ગણતા. એમને કોઇ દાનો દુશ્મન હોય એવી માહિતિ હજુ સુધી અમને મળી નથી.

## પ્રકરણ ૧૭ મું—છેવટની સ્થિતિ અને મૃત્યુ.

રા. પઢીયારના જીવન ઉપર વિચાર કરતા કરતા આપણે હવે છેવટના ભાગ ઉપર આવી પહોંચ્યા છીએ. જગતમાં જન્મે તેનું મૃત્યુ નક્કી છે, કોઇ વહેલું કે કોઈ મોડું પણ જ્યાંથી આવ્યા ત્યાં પાછા ગયા વગર પ્રાણી માત્રને ચાલતું નથી. એ એક ઘટમાળ પરાપૂર્વથી ચાલતી આવેલી છે; તેમાંથી રા. પઢીયાર પણ છૂટી તો નજ શકે; પરંતુ તેમનું મૃત્યુ જો થોડા વર્ષ લંબાયું હોત તો તેમનાં અધુરાં રહેલાં કામો પૂર્ણ થયાં હોત એમાં શંકા નથી. તેમની પોતાની ગણત્રી પણ આટલું જલદીથી પોતાનું મૃત્યુ આવશે તેમ નહોતી.

'ચોરવાડ ગિરનારા વિદ્યાર્થી ભુવન'ને માટે ફંડ એકઠું કરવા તેઓ સં. ૧૯૭૨ માં કોચીન તરફ ગયેલ ત્યારે ત્યાંના કોઇ પ્રસિદ્ધ જ્યોતિષિને તેમણે પોતાનો હાથ બતાવેલ; ત્યારે તેઓએ તેમને કહેલ કે, "તમારી જીંદગીના પચાશમા વર્ષની અંદર બહુ જબરો ફેરફાર થશે. કાંતો તમે કોઈ મઠના મહંત બનશો અથવા તો તમે બહુ મોટે દેશાવર જશો." આ સિવાય બીજી પણ ઘણી વાતો તે જ્યોતિષિએ રા. પઢીયારને કહેલ. આ વાતો જ્યારે તેઓ પોતાના દોસ્ત મિત્રોને કહેતા ત્યારે તેઓ ખૂબ હસતા અને કહેતા કે, "મને કોચીનના જ્યોતિષિએ આમ કહ્યું છે; પણ એમ તે કંઈ બને ? મહંત થવાની વાત તો સ્વપ્નમાં પણ મને આવતી નથી, વળી મેં તો ક્યારનું એ નક્કી કર્યું છે કે ભગવાં કપડાં પહેરીને મ્હારે બાવા ન બનવું, પણ બનવું પડે તો ધોળાં કપડાં પહેરીને બનવું અને તે તો કદાચ હું બની પણ ચૂકયો છું. મોટે દેશાવર જવાનું કહે છે તેથી કદાચ તે બને ખરૂં; કારણ કે મ્હારે વિલાયત જવા મરજી છે. પણ હું જ્યોતિષને માનતો નથી એટલે મને તેમાં પુરી શ્રદ્ધા નથી." આમ વાત કરી તે વાતને મજાકમાં તેઓ ઉડાવી દેતા.

મુંબઇ સ્થાયીને માટે છોડયા પછી ચોરવાડમાં સ્થિર થઇને રા. પઢીયાર રહેતા અને ત્યાં બેસી તે ગામની તથા તેની આજુબાજુનાં ગામોની પોતાથી જે સેવા બની શકે તે દવા, પુસ્તકો, લુગડાં, સલાહ, ભાષણો ઇ૦ થી તેઓ કરતા. ઉપરાંત સ્વર્ગનાં પુસ્તકો લખતા અને જુદા જુદા નાના નાના લેખો તૈયાર કરતા. આમાંથી પણ ફુરસદ



**સ્વ. પઢીયારની છેવટની સ્થિતિ**

" મેં જે ભોગવ્યું તે હું કમાયો, જે બચાવ્યું તે મેં ખોયું અને જે દાન કર્યું તે મ્હારી પાંસે છે."

**સ્વ. પઢીયારનો મહામંત્ર**

A2610 Lakshmi Art, Bombay, 8

મળે અને કોઈ જોગ હોય તો અથવા ચોરવાડમાં એક સાથે ઘણો વખત રહેવાથી કંટાળો આવ્યો હોય તો તેઓ એકલા કે દોસ્ત મિત્રોની સાથે મુસાફરીએ નીકળતા અને જે બને તે ઇશ્વરસ્મરણ કરતા. આ એમની હમેશની મુખ્ય કામગીરી એમનાં છેવટનાં વર્ષોમાં હતી.

સં. ૧૯૬૪–૬૫ થી ચોરવાડમાં સ્થાયી વસવાટ કર્યા પછી તેઓએ પોતાની જીંદગીને નિયમીત ગોઠવી હતી; અને તે પ્રમાણે તેમણે પોતાના કુટુંબ તથા ઘરને પણ ગોઠવ્યું હતું. ચોરવાડમાં તેમના દોસ્ત મિત્રો અવાર નવાર આવ્યા કરતા અને કેટલાકને તો તેઓ આમંત્રણ આપી ખાસ બોલાવતા તેથી પણ તેમને પોતાનું ઘર રીતસર રાખવું પડ્યું. તેમના નાના ભાઇ ભગવાનલાલ અને તેમનું કુટુંબ નોકરીને અંગે બહારગામ રહેતું હોવાથી પોતાના રહેણુ ઘરમાં જ તેઓ રહેતા, પણ તેઓ પણ સં. ૧૯૭૨–૭૩ ના અરસામાં ચોરવાડમાં સ્થાયી વસવાટ કરીને રહેવા લાગવાથી એક ઘરમાં બેઉને રહેવું મુશ્કેલ જણાવા લાગ્યું. રા. પઢીયારને લાગ્યું કે ભાઇ કુટુંબ-વાળો છે એટલે પિતાના રહેણુ ઘર ઉપર તેમનો હક્ક થાય તેથી પોતાનાં અપર માતા જીને સમજાવી તેઓએ પોતાનું રહેણુ ઘર નાનાભાઇને સ્વાધીન કરી દીધું અને પોતે ભાડાના ઘરમાં રહેવા ગયા. આમ થોડાં વર્ષ ચાલ્યું હશે ત્યાં કલકત્તાવાળા શેઠ હરખચંદ મોતીચંદને ગામની બહાર પોતાનો બંગલો બંધાવવાનું ઠરવાથી રા. પઢીયાર ઉપરની અથાગ ભક્તિને લઈ તેમણે તેમને માટે પોતાના બંગલાના કંપાઉન્ડમાં બંગલાથી અલગ ત્રણ ચાર ઓરડાઓ અગાસી સમેત બંધાવી આપ્યા; અને વાસ્તુ થયા પછી એમાં રહેવા જવાનું નક્કી પણ થઈ ગયેલ પણ તે નવા ઘરમાં રહેવાનો રા. પઢીયારને વખત જ ન આવ્યો! તેમનો અમર આત્મા દેહ પલટી નવિન દિશા તરફ પ્રયાણ કરી ગયો!

ઇન્ફ્લ્યુએન્ઝા આ અરસામાં ચાલતો હતો તેમાં રા. પઢીયારે પોતાથી બનતી સેવા ચોરવાડ અને તેનાં આજુબાજુનાં ગામોની કરી ઇન્ફ્લ્યુએન્ઝા નરમ પડતાં તેઓ મુંબઈ ગયેલ અને ત્યાં થોડા દિવસ રહ્યા હશે ત્યાં તો તેમનું દુષ્ટ કોલેરાના ઉપદ્રવથી મરણ નીપજ્યું. મુંબઈ જતી વખતે કેમ જાણે પોતે હમેશની વિદાય ન

લેતા હોય તે પ્રમાણે તેમણે ચોરવાડમાંથી વિદાય લીધી હતી. કેટલાંક વર્ષોથી તેમના કુટુંબમાં કજીઆએ દેખાવ દીધો હતો. છેલ્લી વખતે પણ તેવો કંઇ પ્રસંગ બનેલો તેથી તેઓ ઘરથી કંટાળીને શાંતિઅર્થે તથા પુસ્તકોનું પણ કેટલુંક કામ હતું તેનો નીકાલ કરવાને માટે મુંબઈ ગયા. રસ્તામાં જુનાગઢ, અમરેલી વિગેરેમાં પોતાના દોસ્ત મિત્રોને મળી તેઓ અમદાવાદમાં પોતાના મિત્રોને મળવા ઉતર્યા. કવિશ્રી ન્હાનાલાલભાઇ, સ્વામીશ્રી અખંડાનંદજી, સુંદરી–સુબોધના તંત્રી રા. રાયમોહનરાય, રા. ઇંદુલાલભાઈ વિગેરે મિત્રોને મળી તેઓ મુંબઇ ગયા અને ત્યાં પોતાના પરમમિત્ર શ્રીયુત્ મનુ-સુબેદારને ત્યાં તેઓ રહેતા. થોડા દિવસ થયા હશે એટલામાં તેમના એક પરમમિત્ર ભાઇશ્રી પુરૂષોત્તમ પાઠકનો નાનો બાળક અને તેમનાં પત્ની સાંતાક્રુઝમાં બિમાર પડયાં; તેઓની સારવાર કરવાના ઇરાદાથી તેઓ મુંબઇથી સાંતાક્રુઝ ગયા અને ત્યાં એક બે દિવસ રોકાયા હશે ત્યાં ભાઇશ્રી પાઠકનો નાનો બાળક કોલેરાના ઉપદ્રવથી ગુજરી ગયો અને તેઓ પોતે પણ બિમાર પડી ગયા; એટલે તેમનાં કુટુંબીઓએ તેમને મુંબઈ આણ્યા, તે સાથે રા. પઢીયાર પણ મુંબઇ આવ્યા. તેઓ ભાઇ પાઠકની સારવારમાં દિવસનો ઘણો ભાગ કાઢવા લાગ્યા; અને સુવા બેસવાનું તથા ખાવાપીવાનું શ્રીયુત મનુ સુબેદારને બંગલે રાખતા. આ વખતે આવજા કરવામાં અને ખાવા પીવામાં બરાબર કાળજી પોતાથી નહિ રહેવાથી તેમને પણ કોલેરા લાગુ પડયો.

ભાઇશ્રી મનુ સુબેદારને આ વાતની ખબર પડતાં તેમણે પોતાથી બનતી અથાગ મહેનત કરીને તથા મુંબઇના બહુ જ જાણીતા ડૉ. દલાલ, ડૉ. રાવ, તથા ડૉ. હાંસોટીને બોલાવીને તેમની ઘણી જ સારવાર કરવા માંડી. ડૉક્તરોએ તેમને ઈંજેકશન મૂકયું પણ તેમનું મૃત્યુ આવી લાગેલું એટલે ઘણા પ્રયત્નો છતાં કોઇ પણ દવા લાગુ ન પડી. બે ત્રણ દિવસ તેઓ બિમાર રહ્યા. તેમની બિમારીની વાત સગાં–જ્ઞાતિ–મિત્રોમાં ફેલાતાં ઘણા ભાઇઓ દરરોજ તેમની ખબર કાઢવા અને તેમની સેવાનો લાભ ઉઠાવવા આવતા અને પોતાથી બનતી તેમની સેવા કરતા. શુદ્ધિ તેમને છેવટ સુધી હતી. તેમને પાણીની ધગશ બહુ લાગતી પણ ડૉક્તરોએ પાણી આપવા ના પાડેલ તેથી તેમનું મન બહુ દુઃભાયેલું, " મને બીજી કંઇપણ જરૂર નથી. ફક્ત પાણી આપો, પાણી આપો " એમ તેઓ દરેકને કહેતા. આંખો

દિવસ પાણી વગર તરફડીયાં તેમણે મારેલ, આખરે તેમને થોડું પાણી તેમના એક શિષ્યે રાત્રે આપેલ, તે પછી થોડા કલાકે એટલે સં. ૧૯૭૫ ના અષાડ વદી ૫ ને શુક્રવારે સવારના ૪–૫૫ એ તેમનો અમર આત્મા તેમના નાશવંત દેહમાંથી જે સ્વર્ગની કલ્પના તેમણે બાંધેલ તે તરફ વિદાય થયો! આ ખબર તુર્તજ સગાં-જ્ઞાતિ–મિત્રોમાં ફેલાતાં બધાંઓ આવી પહોંચ્યા અને તેમના શબને સ્મશાનભૂમિએ લઇ ગયા.

મરવાની પાંચ કલાક ઉપર રા. પઢીયારે શ્રીયુત્ મનુ સુબેદારને કહ્યું હતું કે, "કદાચ હું મરી જઇશ." ત્યારે મનુ સુબેદારે તેમને કહ્યું કે, "એમ તમે શું બોલો છો! તમને સારૂં થઈ જશે, તો પણ તમારે કંઇ મને વાત કહેવી હોય તો કહો." તેના ઉત્તરમાં તેઓએ કહ્યું હતું કેઃ—"મ્હારે કંઈ કહેવાનું નથી. મેં ખૂબ ખાધું છે, પીધું છે, ભોગવ્યું છે અને મ્હારાથી બનતું કર્યું છે. હવે મને કંઇ ખાસ ઇચ્છા કે અતૃપ્તિ નથી. બાકી તો સૌનો પ્રભુ છે." આ પછી એમની વાચા બંધ થઇ ગઇ હતી.

ભાઇશ્રી પુરૂષોત્તમ પાઠકના પુત્રનો સાંતાક્રુઝમાં કોલેરાથી દેહાંત થતાં તેનો વૈદિક વિધિથી અન્ત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવ્યો હતો. તે જોતાં જ રા. પઢીયારે હાજર રહેલા પોતાના મિત્રોને એવી જ રીતે અન્ત્યેષ્ટિ સંસ્કાર થવો જોઇએ એમ જણાવ્યું હતું. દુર્ભાગ્યે તે પછી તેઓ બે ત્રણ દિવસમાં જ મૃત્યુ પામ્યા. વૈદિક વિધિથી અન્ત્યેષ્ટિ સંસ્કાર થવો જોઇએ એ તેમના તાજા વિચારો તેમના મિત્રોના ખ્યાલમાં રહી ગયેલ તેથી તેઓએ પણ તેમનો અન્ત્યેષ્ટિ સંસ્કાર પણ વૈદિક વિધિથી કરાવવાનો નિશ્ચય કર્યો. તેમણે તેમનું મૃત્યુ થતાં તરતજ આર્યસમાજમાં ખબર આપી અને પોતાની ઇચ્છા જણાવી. એ ઉપરથી સમાજના પંડિતશ્રી યોગેન્દ્રદેવ તથા શ્રીયુત પરશુભાઇ સંસ્કાર માટેના સાહિત્ય સાથે ત્યાં ગયા અને તેમણે વૈદિક વિધિથી ઘૃત, ચંદન, કપુર તથા હવનની બીજી સામગ્રી મળી એક મણ સામગ્રી અને હવન સાથે તેમનો અન્ત્યેષ્ટિ સંસ્કાર કરાવ્યો. રા. પઢીયારની આ તેમની છેવટની ક્રિયા વખતે તેમના મુંબઇમાં રહેતા સર્વ ઇષ્ટમિત્રો, સગાંઓ તથા જ્ઞાતિ-બંધુઓ હાજર રહ્યા હતા; અને દરેકના મુખ ઉપર ગ્લાનિ છવાઇ રહી

હતી. સૌ કોઇ બોલતા હતા કે, "હે ઇશ્વર મરનારના આત્માને શાંતિ આપો." પ્રિય વાચક! આપણે પણ એવુંજ ઇચ્છીશું કે, "હે પ્રભુ! પઢીયારના અમર આત્માને અખંડ શાંતિ આપો."

રા. પઢીયારના સ્વર્ગવાસથી તેમનાં અપર માતા જી, તેમના નાના ભાઇ ભગવાનલાલ, તેમનાં બ્હેન અમૃતબ્હેન તથા ભાઇ છોટુ વિગેરે કુટુંબીજનોને તથા તેમના કેટલાક ઇષ્ટ મિત્રો તથા બ્હેનો વિગેરે સ્વજનોને બહુજ લાગી આવ્યું હતું; પણ ઇશ્વરના ઘર પાસે માણસનો ઉપાય નથી, એમ સમજી તેઓએ મન વાળ્યું હતું. રા. પઢીયારની પાછળ તેમનું પોતાનું કંઇ કુટુંબ નથી. તેમનાં અપર માતા જી અને તેમનાં બ્હેન ગુલાબબ્હેનનો પુત્ર ભાઇ છોટુ કે જેઓ એમની સાથે રહેતાં તેમની એમને ચિંતા હતી, તે તેમના ગુણી મિત્ર શ્રીયુત મનસુખદારે પોતે ઉઠાવી લીધી છે.

રા. પઢીયારના સ્વર્ગવાસથી ચોરવાડ, મુંબઇ, જુનાગઢ, અમદાવાદ, કલકત્તા વિગેરે સ્થળોએ જુદી જુદી સભાઓ દિલગીરી દર્શાવવા માટે મળી હતી તથા જુદાં જુદાં વર્તમાનપત્રોમાં તેમના મરણની નોંધ લેવામાં આવી હતી; જેમાંથી કેટલીક ટુંક નોંધ આ પુસ્તકના પાછલા ભાગમાં આપવામાં આવેલ છે, એટલે તે અહીં નહિ લેતાં સ્વ. પઢીયારના અમર આત્માની શાંતિ ઇચ્છી આ પ્રકરણ પુરૂં કરીશું.

# પ્રકરણ ૧૮ મું–ગુણ દોષ.

પ્રિય વાચક! સ્વ. પઢીયારની જીવનકથા હવે પૂર્ણ થવા આવી છે. એમના જીવન ઉપરથી આપણે એમની ઉન્નત ભાવના, સદ્ વિચારો તથા એમણે કરેલું સદ્ કાર્ય જોઇ શક્યા, પણ એમના ગુણ દોષની વિશેષ માહિતિ મેળવી શક્યા નથી. સ્વ. પઢીયાર જેવા સાધુ પુરૂષના ગુણ દોષનું યથાસ્થિત વર્ણન કરવું એ લેખકની શક્તિ બહારની વાત છે, તે છતાં જીવનકથાની અંદર આ વસ્તુ લખાવી રહી જાય તો તે અપૂર્ણ ગણાય એમ ધારી આ પ્રકરણ લખાય છે.

સામાન્ય મનુષ્યોનું જીવન વ્યક્તિ તરીકે અને કુટુંબી તરીકે એવી બેજ રીતે પ્રસાર થાય છે. અસામાન્ય મનુષ્યોનું જીવન તેથી આગળ વધેલું હોય છે. વ્યક્તિ અને કુટુંબી તરીકેની તેમની ફરજો પુરેપુરી બજાવવા છતાં પણ ધર્મને ખાતર, દેશને ખાતર કે પોતે જે સિદ્ધાંતો માનતા હોય તેને ખાતર અથવા તો પોતાના પ્રિય કામને ખાતર પ્રાણ પાથરવા તેઓ તૈયાર હોય છે; અને આ યોગ્યતા તેમનામાં જેમ વિશેષ તેમ તે વિશેષ પૂજ્ય છે. સ્વ. પઢીયાર પણ આવી ઉંચી કોટીના જીવ હતા. તેમણે પોતાનું ક્ષેત્ર પોતાના અને પોતાના કુટુંબ ઉપરાંત સારી રીતે વિસ્તાર્યું હતું અને તેને તેઓ મરણ પર્યંત વળગી રહ્યા હતા.

હવે આપણે એમનું વ્યક્તિગત જીવન તપાસીએ. એમનો સ્વભાવ બચપણમાંથીજ હિંમતી, ટેકીલો, માયાળુ, ઉદાર, સત્યનિષ્ટ અને આગ્રહી હતો; અને તે જેમ જેમ તેમની ઉમર વધતી ગઈ તેમ તેમ ખીલતો જઈ એક સ્વરૂપ બની ગયો હતો. આ એમનો મિશ્ર સ્વભાવ બીજા ઉપર સારી પ્રભા પાડી તેમનાં મન જીતી લેતો. બચપણમાં સ્વ. પઢીયાર બહુ તોફાની અને રમતીઆળ હતા, પણ મોટપણમાં તેમના આ ગુણો બદલાઇને નમ્રતા અને ઉત્સાહમાં ફેરવાઈ ગયા હતા.

જેવો એમનો સ્વભાવ ભલમનસાઇવાળો હતો તેજ પ્રમાણે તેમની રહેણી કરણી પણ સાદી હતી. જીંદગીનાં સાધનો જેમ ઓછાં તેમ શાંતિ ને સુખ વધારે એમ તેઓ માનતા અને તેથીજ તેઓ ગામડાંનું જીવન પસંદ કરતા. મનુષ્યને જીંદગીને માટે બેજ વસ્તુની

ખાસ જરૂર રહે છે; તે એ કે અન્ન અને વસ્ત્ર. આમાં તે જેટલા મોજશોખ મેળવે તેટલું તેને વધારે સહન કરવું પડે છે; આ કેટલાકને સમજાયું હોય છે અને ઘણાને સમજાયું નથી હોતું. સ્વ. પઢીયાર આ વાત સારી રીતે સમજી ગયા હોવાથી આ બે વસ્તુનો ઉપયોગ જરૂરજોગોજ તેઓ કરતા એમ કહીએ તો ખોટું નથી. આ એમના સ્વભાવને લીધેજ તેઓ પોતાની પાછલી જીંદગીમાં બંધમુક્ત રહી પોતાના મનધાર્યું કામ કરી શક્યા હતા. પોતાની જે વખતે જે સ્થિતિ હોય તેમાં આનંદ અને સંતોષ માનવો એ એમનો સ્વભાવજ ઘડાઇ ગયો હતો; અને આથીજ એમણે સંસારના રગડાની, હાયવોયની અને પૈસા કમાવાના ધાંધલની જીંદગી પસંદ ન કરતાં સાદી અને બીન ખરચાળ જીંદગી પસંદ કરી હતી.

સ્વ. પઢીયારે જ્યારથી વૈદકના વિષયમાં મન પરોવ્યું ત્યારથીજ તેમણે ખોરાક સાત્વિક અને પોષ્ટિક લેવા માંડયો હતો; અને તે પણ પોતાની જરૂરીઆત પુરતોજ. આથી તેઓ પોતાની જીંદગીનાં છેલ્લાં પચીશ વર્ષમાં કોઇ વખત ખાસ માંદા પડયા ન હતા. મરચાં મસાલાવાળું ખાણું, ચાહ, પાન, સોપારી એમણે હમેશને માટે તજ્યું હતું. ઘી, દુધ, ઘઉં, મગ, ચોખા, ગળપણ, ફ્રુટ, લીલો મેવો એ એમની પ્રિય વસ્તુ હતી. ખીચડીને તેઓ 'સોનેરી માલ' કહેતા. ખીચડી અને ઘી હોય એટલે એમને બીજી કોઇ પણ ચીજની જરૂર પડતી નહિ. બાજરીનો રોટલો અને દૂધ મળ્યું એટલે સર્વસ્વ મળ્યું એમ તેઓ માનતા. પકવાન તો એમને બહુજ ભાવતું, તેથી તેનો ઉપયોગ તો તેઓ જ્યારે ને ત્યારે કર્યા કરતા; આથી એમને માટે એમના ઘરમાં મગજ અને મોનથારનાં કટોદાન ભર્યાં રહેતાં. એઓ દિવસમાં ઘણે ભાગે એકજ વખત જમતા અને સવાર સાંજ નાસ્તો કરી લેતા; આથી એમને કોઇ કોઇ વખત મુસાફરીમાં અથવા તો બીજાને ત્યાં અડચણ નડતી, તેથી પોતાનો સ્વભાવ જેઓ સારી રીતે સમજતા હોય તેમની સાથેજ તેઓ મુસાફરી કરતા કે તેમને ત્યાંજ મહેમાન થતા.

વસ્ત્રની બાબતમાં તેઓ ઘણાજ સાદા હતા. ધોતીયું, પહેરણ, અને ફેંટો એ એમનો મુખ્ય પોષાક હતો. કોટનો ઉપયોગ તો તેઓ બહારગામ જાય ત્યારેજ કરતા. આ વસ્તુઓ તેઓ સ્વદેશી બનાવટની વાપરતા. વસ્ત્ર સિવાય પણ પોતાને ઉપયોગી જરૂરી ચીજો જ્યાં સુધી સ્વદેશી મળે ત્યાં સુધી તેઓ તેજ લેતા. પરદેશી વસ્તુ-

ખાદી તેમને બહુ પ્રિય હતી, તેથી નાછૂટકે જ તેઓ તેનો ઉપયોગ કરતા. સ્વદેશી ચીજોનો ઉપયોગ કરવા માટે તેમણે ઘણી સારી રીતે પોતાના પુસ્તક 'સાચું સ્વર્ગ' માં લખેલ છે; તેમાં જણાવ્યું છે કે માણસે પોતાના હરકોઇ ભોગે 'સ્વદેશી ધર્મ' પાળવો જોઇએ અને દેશનું ધન પરદેશ જતું બચાવવું જોઇએ.

સ્વ. પઢીયાર જેવી રીતે અન્ન અને વસ્ત્રની બાબતમાં સાદા હતા તે પ્રમાણે બીજી પણ દરેક બાબતમાં સાદા હતા. એમની વૃત્તિ મોજશોખ તરફ મુદ્દલે ઢળેલી નહોતી. જો કે કેટલાકોને પઢીયારના સ્વતંત્ર વિચારો અને કાર્યોથી એમ લાગતું કે, 'પઢીયાર મોજશોખી છે', પણ એવું નહોતું. એમના જીવનનો જેમણે અભ્યાસ કર્યો હોય અને જેઓ એમની સાથે ઘણાં વર્ષો રહ્યા હોય તેઓ જ તેમની વૃત્તિ પારખી શકે. સંજોગોને ખાતર કે કોઇને ખાતર તેઓ પોતાની વાત જરૂર જતી કરતા અને બીજામાં ઢળી જતા; તેથી કેટલાકોને એમ થતું કે, 'પઢીયાર પણ બીજાના જેવા જ છે', પણ એમ માનનારાઓની તે ભૂલ હતી. એમના જીવનનું ધ્યેય જેમ તેઓ ભાષા અને પુસ્તકોમાં સાદા અને સરલ હતા તેમ સાદું અને સરલ હતું.

સં. ૧૯૬૦ થી ચોરવાડમાં સ્થાયી વસવાટ કર્યા પછીની સ્વ. પઢીયારની દિનચર્યા પણ જાણવા જેવી છે. તેઓને સ્હવારમાં વહેલા ઉઠવાની ટેવ હતી, તેથી અંધારૂં હોય ત્યાં તેઓ ઉઠી જતા. ઉઠીને તુર્તજ મોઢું સાફ કરી, દીવો સળગાવી, પોતાને જે નવા વિચારો રાતમાં સુઝયા હોય તેની નોંધ કરી લેતા અને લખનાર માણસ આવ્યો હોય તેની પાસે પુસ્તકો કે લેખો લખાવતા. આ પ્રમાણે સવારના ૭–૭ાા વાગ્યા સુધી ચાલતું. આ પછી તેઓ દાતણ–પાણી કરી, ઝાડે જંગલ જઇ, બજારમાંથી શાકભાજી કે ફલફલાદિ લઇ આવવું હોય તે લઇ આવી નાહી લેતા. આ પછી તેઓ કોઇ મળવા આવનાર કે દવા લેવા આવનાર સાથે વાતો કરતા કે દવા આપતા; અથવા તો પોતાને ક્યાંઇ કોઇને મળવા જવું હોય કે દર્દીને જોવા જવું હોય તો જતા. આ બધું કામ પણ સાડાનવ દશ વાગ્યાની અંદર આટોપાઇ જતું, વળી પાછું સ્વાધ્યાયનું કામ ચાલતું. પોતાને કંઇ માસિક કે પુસ્તક વાચવું હોય તો તે તેઓ વાચતા, જરૂરી કાગળો લખવાના હોય તો તે તેઓ લખાવતા અને આવી રીતે બધું કામ બપોરના બાર વાગ્યાની અંદર આટોપી લઇ તેઓ નિરાંતે જમતા.

આ પછી થોડો વખત સગાં–મિત્રો સાથે વાતચીતમાં કાઢી તેઓ આરામ લેતા. એમને બપોરના સુવાની ટેવ હતી, તેથી બપોરના થોડો વખત પણુ સુતા વગર એમને ચેન પડતું નહિ. ત્રણેક વાગે વળી પાછું સ્વાધ્યાયનું–લેખો કે પુસ્તકો લખાવવાનું કામ શરૂ થતું અને પાંચ વાગે તે આટોપી લઇ કોઇ સારૂં ધાર્મિક પુસ્તક ફળીઆનાં માણુસોને એકઠાં કરી તેઓ કલાક દોઢ કલાક વાચતા. કોઇ ન આવે તો પોતે અને તેમનાં જી હોય તોપણુ તેમનું કામ ચાલતું. તેઓ કહેતા કે આ પારાયણો હું કોઇને ખાતર કરતો નથી; પણ મારા પોતાના ખાતર અને ધર્મની ઉંડી વાતો મને તાજી ને તાજી રહે તે ખાતર કરૂં છું. આવી રીતે તેમણે ભાગવત, યોગવાસિષ, જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા, દાસબોધ, પંચદશી, પંચીકરણ, સ્વામીનારાયણનાં વચનામૃત, બસોબાવન વૈષ્ણવોની વાર્તા, મોહસીનીનાં નીતિ વચનો, સ્વામી રામતીર્થ અને વિવેકાનંદના ઉપદેશો વિગેરે ધાર્મિક અને વેદાંતિક ઘણાં પુસ્તકોની પારાયણો કરી હતી. આ કામ આટોપી લઇ તેઓ પોતાના મિત્રો સાથે ગામબહાર કે દરિયાકિનારે ફરવા નીકળી પડતા. ફરવામાં કોઇ સમે મિત્રોનું ટોળું મોટું હોય અને કોઇ સમે બે ચાર જણા હોય કે પોતે એકલા જ હોય; પણ એકલા હોય એવું તો જવલ્લેજ બનતું, કોઇને કોઇ મિત્ર તેમની સાથે હોય જ. આ વખતે નવી નવી વાતો ખૂબ થતી અને ઉચ્ચ વિચારો પણ ખૂબ વિચારાતા. આ વાતો અને વિચારોની અસર તેમના મિત્રો ઉપર ખૂબ થતી અને તેનું પરિણામ પણ ઘણું સારૂં આવતું.

ફરી આવીને ભૂતનાથ, નાગનાથમાં દર્શન કરી આવી તેઓ રામભક્ત બાવાજી ખુશાલદાસજીના મંદિરમાં કલાક બે કલાક બેસી બાવાજીની સાથે સારી સારી ને ઉંચી ઉંચી વાતો કરતા અથવા તો ૐ ૐ ના જાપની માળા જપતા. આ પછી ઘેર આવી નાસ્તો કરી વળી પાછી તેઓ માળા જપતા કે કોઇ મિત્ર આવેલ હોય તો તેમની સાથે વાતો કરતા અથવા તો બહુ જરૂરી હોય તો કંઇ લખાવતા. આ પછી દશ સાડાદશ વાગે તેઓ સુઇ જતા. આમ તેમનો આખો દિવસ કંઇ ને કંઇ કામમાં પરોવાયેલો રહેતો. એમની આ દિનચર્યા તેઓ ચોરવાડમાં રહેતા તે વખતની છે. બહારગામ હોય ત્યારે પોતાને અને સાથેનાને જેમ અનુકુળતા હોય તેમ તેઓ કરતા, પણુ પોતાનું નિત્યકર્મ–લખવું, લખાવવું–તેઓ ચુક્યે ચુકતા

નહિ. હા, એટલું ખરૂં કે આ નિત્યકર્મ ચોરવાડ કરતાં બહારગામમાં ઘણું ઓછું બનતું, પણ તે અટકતું તો નહિ જ.

આવી રીતે એમની દિનચર્યા પુરી થતી પણ એમનું માનસિક અને આત્મિક મન્થન શું ચાલતું તે તો તેઓ જ સમજી શકે. એમના હૃદયમાં ઉચ્ચ ભાવનાઓ, ઉર્મિઓ ઉઠેલીજ રહેતી; અને તેનું પ્રતિબિંબ એમણે એકાંતમાં પોતાને હાથે લખેલી ડાયરીબુકો, નોટબુકો વિગેરેમાં છે. એ ડાયરીબુકો અને નોટબુકોમાંથી જો કોઇ તારવી કાઢીને આ વસ્તુ નોખી પાડે તો તે એમની 'વિચારસૃષ્ટિ'ની આપણને ઘણી સારી ઓળખ આપે એમાં શક જેવું નથી. વાચકને એમની વિચારસૃષ્ટિની થોડીખ ઓળખ થાય તે ખાતર આ નીચે તેમના પોતાના હાથની લખેલી તેમને આવેલાં સ્વપ્નાંની થોડીક નોંધ આપીએ છીએ:—

"પ્રથમ પાપ સાથેની લડાઇનાં સ્વપ્નાં શરૂ થયાં. સં. ૧૯૫૯ ના માહ માસમાં પાપને બહુજ ભયંકર કાળા રૂપમાં ઘોડેસ્વાર થઇને ઘણા સારા સરદારોની વચ્ચે રાજા થઇને આવતું જોયું. તેણે મારા ફળીઆમાં આવી મારી સાથે મારામારી કરી મને બહુ ત્રાસ આપ્યો; પણ અંતે અમારા બન્નેમાંથી કોઈ હાર્યું નહિ, થાકીને લડાઇ બંધ કરી. એ પાપનું સૈન્ય પશ્ચિમ દિશામાંથી ઝપાટાબંધ આવતું હતું તેની સાથે ધર્મનું સૈન્ય તેના સુંદર રાજા સાથે ધીમે ધીમે પૂર્વ દિશામાંથી આવતું હતું. ધર્મનો દબદબો બહુ ભારે હતો; પણ પાપ પાંચ ગાઉ ચાલ્યું હતું ને ધર્મ એક ગાઉ ચાલેલો હતો.

"સ્થિતિ દેખાડનારાં સ્વપ્નાં સં. ૧૯૫૯ ની આખરમાં શરૂ થયાં. મેં એક બેલની ગાડીમાં મુસાફરી શરૂ કરી. મને પાંચ ગાઉ જવાનું હતું. રસ્તામાં જુદે જુદે ઠેકાણેથી મારી ઓળખાણ વાળા ત્રણ જણ મારી સાથે ગાડીમાં બેઠા, પણ તે પાછા થોડે થોડે દૂર જઇને ઉતરી ગયા. એ પછી ગામમાં આવ્યા. ત્યાં રામનું મંદિર આવ્યું. તે ઠેકાણે બેલે બહુ મસ્તી કરી. એ મંદિરના બાવાની મદદથી હું ગાડીમાંથી પડતો બચી ગયો, પણ જે બગીચામાં મને પહોંચવાનું હતું ત્યાં ન પહોંચાયું. તે થોડે દૂર રહી ગયો અને મને અધુરે રસ્તે મંદિરમાં ઉતરી જવું પડ્યું.

"સં. ૧૯૬૦ ના માહ માસમાં પચાશ ત્રીશ કુંવારી છોકરીઓ (વૃત્તિઓ) મહાદેવના મંદિર ઉપરની અગાસીમાં ચ્હડી ગઇ. હું

મંદિરની બાજુના અંધારા સાંકડા દાદર ઉપરથી ત્યાં ગયો. મને જોઇને છોકરીઓ શરમાઇને આગળ ચાલવા લાગી; તેમાં મારી કુંવારી બ્હેન પણ હતી, તેને હું નીચે લઈ આવ્યો. તેની નીચે આવવા મરજી નહોતી, પણ તેણે મને હા કે ના ન પાડી. તે મારી સાથે ચાલી આવી. બીજી છોકરીઓને મેં કહ્યું કે, તમે નીચે ચાલો, ઉપર રહેવાને હજુ લાયક નથી; પણ તેઓએ તે ન માન્યું. પછી નીચે દેવળમાં મારી બ્હેન (વહાલી વૃત્તિ) નું લગ્ન થયું. એ વખતે છ સાત છોકરીઓ વૃત્તિઓ) ઉપરથી નીચે ઉતરી હતી, પણ તે પાછી ઉપર ચ્હડી ગઇ. મારી બ્હેન પણ લગ્ન થયા છતાં મને ખબર ન પડે તેમ ઉપર ચ્હડી ગઇ. મન બ્લકે વૃત્તિઓ ઉપર રહેવા માગેછે, પણ હું તેને થોડુંક જોર વાપરીને નીચે ઉતારી નાખું છું.

"તા. ૪-૨-૧૯૦૪ સવારે ચાર વાગે મેં એક શેરડીનો ચીચોડો ફરતો જોયો. તેની માચી ઉપર મને બેસવાનું મન થયું. હું બેઠો, ત્રણ ચાર આંટા ફર્યો; એટલામાં તેનો હાંકનાર આવ્યો તેથી હું ઉતરી ગયો. વળી પાછો બેઠો ને બે ત્રણ આંટા ફેરવી ઉતરી ગયો. તે હાંકનારનો ભાવ જાણે એવો હતો કે હજુ એ ચીચોડો ચલાવવાની ને રસ પાવાની તમને વાર છે. દુનિયાને રસ પાવા માટે મારે શાંતિથી તેની માચી ઉપર બેસવું હતું, પણ હું ઘણીવાર ત્યાં બેસી શક્યો નહિ.

"તા. ૪-૨-૧૯૦૪ સવારે છ વાગે હું એક ઢોળાવદાર રસ્તા ઉપરથી નીચે ઉતર્યો. મારી સાથે મારાં સગાંઓ પણ હતાં. નીચે ઉતરતાં મેં મારી સાથેનાઓ પાસેથી કાંઇ પૈસા ઉછીના માગ્યા, પણ કોઈની પાસે દોકડો બે દોકડાથી વધારે હતું નહિ. એક જણ પાસે રૂપીઓ હતો, તેના ૧૩૨ દોકડા આવ્યા; તેમાંથી મને ત્રણ દોકડા આપ્યા. એ ત્રણ દોકડામાંથી એક દોકડાનાં બોર લઈ મેં એક ગરીબ છોકરીને આપ્યાં. એ બોર મારે મન સાધારણ હતાં, પણ તે ગરીબ છોકરીને મન ઘણાંજ સારાં હતાં. દોકડાનાં વીસ બોર આવ્યાં. તે બોર સાધારણ કદનાં, દેખાવમાં સુંદર ને ખાવામાં કેટલાંક બહુમીઠાં તથા થોડાંક ખટમીઠાં હતાં. એ બોર અપાવીને હું પાછો ઉપર ચ્હડયો. એ બોરથી છોકરી બહુ રાજી થઇ પણ મારા મનને તૃપ્તિ ન થઇ. ત્યાં કેટલાં

મળતાં હતાં. તે કેળાં એ છોકરીને અપાવવા મારી મરજી થઇ, પણ તે હું ન અપાવી શક્યો. અરે પ્રભુ! મને આખી જીંદગીમાં માત્ર ત્રણજ દોકડા મળ્યા અને તેમાંથી પણ હું માત્ર એકજ દોકડો ખરચી શક્યો. આવી મારી હાલની સ્થિતિ છે. પ્રભુ! દયા કરો તોજ આગળ વધી શકાય. મારી પાસે વધેલા બે દોકડા મેં જેના હતા તેને પાછા આપ્યા ને હું તો ખાલીજ રહ્યો.

"ઉંઅનાથ–સં. ૧૯૬૦ જેઠ બીજા વદી ૫ ને શની. સમુદ્ર જોયો; તેના કિનારા ઉપર એક બહુજ નાનો ખાડો હતો. એ ખાડો ઘણો સાંકડો હતો પણ ઉંડો બહુ હતો ને તેમાં પણ મોટા સમુદ્રમાંથી પાણી આવતું હતું. મોટા સમુદ્રથી તે કાંઇ જુદો ન હતો. એ ખાડામાં મારા સૌ મિત્રો ધુપકા મારતા હતા ને આનંદ પામતા હતા. તેમાં કુદી પડવા મને વિચાર થયો પણ હું કુદી શક્યો નહિ; કારણકે મને એમ લાગ્યું કે આટલા સાંકડા ખાડામાં હું સરખી રીતે પડી શકીશ નહિ ને તરી શકીશ નહિ. જો પડીશ તો બાજુના મોટા પથ્થરો મને વાગી જશે તેથી હું તેમાં પડ્યો નહિ; કારણકે મેં જોયું કે તેમાં પડવાથી મારા એક મિત્રને બહુ વાગી ગયું હતું. ઘણા લોકો તેમાંજ નહાતા હતા ને થોડાક જણા મોટા દરિયામાં નહાતા હતા. એ મોટા દરિયામાં કુદી પડવાની મને બહુજ ઇચ્છા થઈ, પણ તેના મોટા મોટા ધોધ ને ઉછાળા જોઇને હું બીહી ગયો. મને લાગ્યું કે જો આમાં પડીશ તો પાછો કિનારે નીકળી શકીશ નહિ એવી બીકથી હું તેમાં પડી શક્યો નહિ અને બીજાઓ જેઓ ખાડામાં તથા સમુદ્રમાં પડેલા હતા તેઓની રમત જોતો જોતો હું કિનારે બેઠો રહ્યો. એટલે સમુદ્રમાં પડેલાઓ તેમાં ડુબકી મારીને રત્ન કહાડીને મને આપવા લાગ્યા. એ રત્નોમાં નાના નાના દાગીનાઓ જુદી જુદી જાતના હતા. તે મેં એક વાસણમાં ભેળા કર્યા અને તે હું મારા મિત્રોને આપવા લાગ્યો. હું મારા એક મિત્રને એ રત્નો આપવા માંડ્યો. મેં બહુ તાણ કરી પણ તેણે એકજ રત્ન મારી પાસેથી લીધું. એ પછી હું જાગૃત થઈ ગયો.

"આ સ્વપ્નાંનો સાર મત મતાંતરોથી મને તૃપ્તિ થઇ શકે તેમ નથી ને અભેદ માર્ગમાં પણ એકદમ પહોંચી શકાય તેમ નથી.

હમણાં તો તટસ્થ રહીનેજ તત્ત્વ ગ્રહણુ કરી શકાય તેવી સ્થિતિ છે; અને તત્વ હું જેટલું લોકોને આપવા માગું છું તેટલું લોકો લઇ શકશે નહિ.

"સંવત્ ૧૯૬૧, કારતક શુદી ૧, રાત્રે ૧૧ વાગે. સમુદ્ર આનંદ ભેર ઉછળતો હતો. ભરતીનો વખત હતો. એ વખતે કિનારે કેટલાક વાંદરાંઓ પાસે પાસે ને દૂર દૂર બેઠેલાં હતાં. તેઓને સમુદ્રમાંથી છાંટા ઉડે તેથી તે બહુ ખુશી થતાં હતાં એથી તેને ઠંડક વળી જતી હતી અને તે પોતાના શરીર ઉપર ઉડેલા છાંટાઓને મુખથી ચાટવા મંડી જતાં હતાં. એ જોઇને મેં ભોમીયાને પૂછયું કે, આ વાંદરાંઓને પાણી ગમે છે ત્યારે અંદર કુદી કાં નથી પડતાં ? અહિં કિનારે કંઇ ઉંડું પાણી નથી. ત્યારે તેણે કહ્યું કે, તેમાં પડતાં એ બીહેછે. પછી હું તે ભોમીયા સાથે એ વાંદરાંઓ પાસે થઇને ઉપલે રસ્તે ચાલ્યો. જતી વખત વાંદરાંઓની મને બ્હીક લાગી કે તેઓ મને હેરાન કરશે તો ? પણ ભોમીયાએ કહ્યું કે, બીહોમાં; તેથી હું તેની સાથે ચાલ્યો. વાંદરાંઓ મને જતો જોઈ મારી સામે અજાયબીથી જોઇ રહ્યાં. એ પછી સમુદ્ર કિનારાના ખડબચડા છીપરાંઓ ઉપર થઈ અમે નાની ટેકરી ઉપર ને પછી નીચાણમાં અને વળી પાછા ઉંચાણમાં ચ્હડવા લાગ્યા. એ પહેલી ટેકરી ઉપર ચ્હડતાં ભોમીયાએ કહ્યું કે, તમારા પગમાંથી જોડા કાઢી નાખો. જોડા પહેરી ને ઉપર ચાલી નહિ શકો; તોપણ મેં જોડા કાઢયા નહિ. થોડે દૂર સુધી એમને એમ પગરખાં સહિત ચાલ્યો; પણ પછી મેં જોયું કે ટેકરીની બાજુમાં થઇને બહુજ સાંકરો રસ્તો ચાલતો હતો ને રસ્તામાં આડા વેલાઓ તથા અડચણો આવતી હતી કે જેમાં દર પળે પગરખાંથી અડચણો થતી હતી. કોઇ કોઇ વખત એવો લીસો રસ્તો આવતો હતો કે જાણે હમણાં પગરખાં તેની ઉપરથી સરી પડશે ને તેથી હું નીચે ખાઇમાં પડી જઇશ. એમ અનુભવતાં છતાં પણ ઘણે દૂર સુધી મેં પગરખાં કહાડયાં નહિ. અંતે ત્રણ ચાર ટેકરી પસાર કર્યા પછી તે કાઢી નાખ્યાં એટલે સહેલાઇથી હું ચાલી શકયો; પણ એટલા વખતમાં મારા બે ઓળખાણ વાળા બ્રાહ્મણ મારી આગળ નીકળી ગયા. તે એક સ્ટેશન પાસે બેઠા હતા ને રસોઈ તૈયાર કરી મૂકી હતી. મેં જઇને શાક વધારવામાં તેઓને મદદ

કરી. ટ્રેનને આવવાને જરાએ વાર નહોતી. સ્ટેશન જંગલ વચ્ચે પણ સાદું હતું અને અમારી રસોઇ અમારેજ તૈયાર કરવાની હતી. એ પછી હું જાગી ઉઠયો.

"એનો સાર હું એ સમજું છું કે, સમુદ્ર એ ઇશ્વરી સ્નેહ–પ્રેમ–ભક્તિ છે. વાંદરાંઓ તે માણસો છે. આગળ વધનારા તે ભગતો છે. દોરનારા તે મહાત્મા ગુરૂ છે. પગરખાં તે આપણી ઉતરતા પ્રકારની માનસિક વૃત્તિઓ છે. શરૂઆતનો રસ્તો કઠિન છે, પછી ટ્રેન છે. આપણું ભોજન આપણે હાથેજ બનાવવું પડેછે, એનો અર્થ બહુ વિશાળ છે.

"તુરત સિદ્ધિ આપનારો ગુપ્ત મંત્ર, તા. ૨૯–૧૨–૧૯૦૮. મદ્રાસ નારાયણ મુડલી સ્ટ્રીટ, તુલસીદાસ ત્રીકમદાસના નં. ૧૪ વાળા મકાનમાં મને એક સ્વપ્નું આવ્યું; તેમાં મેં જોયું કે એક સાધુ એક તરફ બેઠા હતા અને તેજ લાઇનમાં તેથી થોડે દૂર આશરે આઠ દશ હાથ ઉપર હું બેઠો હતો. ત્યાં સામે એક વાઘ દેખાણો. તે વાઘ નાનો ટીચુકડો હતો. તે અમારી તરફ આવવા લાગ્યો. એ પછી મારી પાસે એક કુતરાને મેં જોયું. તે કુતરૂં સાધારણ રીતે મને ગમતું હતું. તે મારી પાસે મારા પડખામાં ભરાવા લાગ્યું. વાઘ સામે આગળ આગળ આવવા લાગ્યો. જો એ વખતે હું મારા પાસેના કુતરાને વાઘ પાસે ફેંકી દઉં તો વાઘ મને મારે નહિ, પણ એ કુતરાને હું ફેંકી શક્યો નહિ. મને દયા આવી, સ્નેહ મારી આડે આવ્યો. જે બને તે ખરૂં એમ મેં ભવિષ્ય ઉપર વાત છોડી; પણ એટલામાં વાઘે આવી મારૂં માથું પકડયું અને મને જખમી કર્યો. હું તેના સાથે લડયો પણ તેને પહોંચી શક્યો નહિ. તેણે મને જખમી કર્યો પણ મારી નાખ્યો નહિ. એ પછી હું જાગી ઉઠયો. ઍની બિસાન્ટનું ભાષણ સાંભળ્યા પછી મહાત્મા બનવાની મને ઇચ્છા થઇ ને કેટલાક વિકારો છોડવાનો હું સંકલ્પ કરવા લાગ્યો હતો; ત્યારે મને આ સ્વપ્નું આવ્યું હતું. એનો અર્થ હું એવો સમજું છું કે વાઘ એટલે માયા પણ તે મારી પાસે ઘરડી થએલી છે અને કુતરો તે વિકારો એ પણ મને કાંઇ ખાસ વ્હાલા નથી; તોપણ હું તેને છોડી શક્યો નહિ ને માયા મારી ઉપર ફાવી ગઇ તોપણ મારો તેણે નાશ કર્યો નથી. પ્રભુ! દયા કરો! દયા કરો!"

હિંદુ ધર્મ અને ઇશ્વર ઉપર સ્વ. પઢીયારને ભારે શ્રદ્ધા હતી. મહાત્મા ગાંધીજી જેમ પોતાને 'વૈષ્ણવ' માનેછે તેમ તેઓ પોતે બ્રાહ્મણ હોવાથી પોતાને 'શૈવ' માનતા. શિવ—મહાદેવ એ એમના આરાધ્ય દેવ હતા. ઇશ્વર અને ધર્મ ઉપર પ્રબળ આસ્થા એમને શિવ પૂજન —શિવ નામોચ્ચારથી થઇ હતી. એક વખત એવો હતો કે શિવ શિવની માળા કલાકોના કલાકો બેસીને તેઓ જપ્યા કરતા. આ માળાઓ એ વખતે તેઓ નિષ્કામથી ભાવથી ન જપતા પણુ કોઇ કાર્યસિદ્ધિને અર્થે જપતા, પણુ શિવના મંગળમય નામોચ્ચારથી અને ગીતાના અભ્યાસથી એમની એ સકામ ભાવનાઓ મરી ગઈ હતી. જ્યારથી એમણે પોતાની ભાવનાઓ બદલી ત્યારથી એમનો જાપ પણુ બદલાઇ શિવ શિવને બદલે ॐ ॐ થયો હતો; પરંતુ આથી એમનો શિવ ઉપરનો ભાવ ઓછો થયો ન હતો. ચોરવાડમાં હોય ત્યારે તેઓ હમેશ એક વખત અચૂક શિવનાં દર્શન કરતા અને શિવ મંદિરમાં અરધો કલાક કલાક ખોટી થયા વગર એમને ચેન પડતું નહિ. શિવ ઉપરની મમતાને લઇ બીજા દેવો તરફ એમને કદીપણુ તિરસ્કાર થયો નથી. વૈષ્ણવોનાં, રામનાં, માતાનાં મંદિરમાં પણુ તેઓ વખતો વખત જતા પણુ શિવ ઉપર એમને અજબ મમતા હતી. એઓ કહેતા કે, "ઇશ્વર તો નિરંજન નિરાકાર છે, પણુ મૂર્તિઓ ને મંદિરો તેમને સમજવાના—મેળવવાનાં સાધનો છે; એમાં શિવમૂર્તિ અને શિવમંદિર એ આજના જમાનામાં સર્વોત્તમ છે કારણકે તેમાં ઓછા ઢોંગ ઢાંગ છે."

સ્વ. પઢીયારને જે પ્રમાણે ઇશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા હતી તે પ્રમાણે હિંદુ ધર્મ ઉપર પણુ તેઓને ભારે આસ્થા હતી. હિંદુ ધર્મની બધી શાખાઓનાં ધર્મ પુસ્તકોનો તેમણે બારીકીથી અભ્યાસ કર્યો હતો. આ સિવાય જૈન ધર્મનાં, મુસલમાન ધર્મનાં તથા ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકો પણુ તેમણે સારી રીતે જોયાં હતાં અને અન્તે ધર્મનું રહસ્ય તેમણે ગોતી કાઢયું હતું કે દરેક ધર્મ એકજ આદર્શ જુદી જુદી રીતે પ્રતિપાદન કરેછે. કોઈ ધર્મ રામ કે કૃષ્ણને માનતો હશે તો કોઈ મહમદ અથવા ઇસુને માનતો હશે, કોઈ ગીતા કે મનુસ્મૃતિને માનતો હશે તો કોઇ કુરાને શરીફ અથવા બાઇબલને માનતો હશે, પણુ અંતે બધાનું કહેવું એવું છે કે, "ઇશ્વર એક છે,

આપણે તેમનાં તનુજો છીએ તેથી તેમની આજ્ઞા પ્રમાણે તેમને વફાદાર રહી જગતમા રહેવું જોઈએ અને આપણી ફરજો બજાવવી જોઈએ." આ વાત તેમણે પોતાનાં સ્વર્ગનાં પુસ્તકોમાં જુદી જુદી રીતે ભાર મુકીને જણાવેલી છે.

આ સિવાય સૃષ્ટિ સૌન્દર્ય અને કુદરતી નાટક જોવામાં તેમને ભારે મોજ પડતી. પોતે સવાર સાંજ કોઇ કોઇ વખત એકલા ફરવા નીકળી પડતા અને ગામની બહાર વગડામાં તથા સમુદ્ર કિનારે ભેખડોમાં ફરી કુદરતી લીલાનું નિરીક્ષણ કરતા. સમુદ્રનાં ઉછળતાં અને ભેખડો ઉપર પછડાતાં મોજાં જોવાં એમને બહુ ગમતાં અને તે એટલે સુધી કે એ જોવાની લહેરમાં મોજાનાં છાંટાઓ આવીને તેમને પલાળતાં હોય તોપણ તેનું તેઓને ભાન રહેતું નહિ; અને એ ખ્યાલ આવે તોપણ જોવાના આનંદમાં બેઠા હોય ત્યાંથી ઉઠવાનું તેમને મન થતું નહિ. જ્યારે સમુદ્ર વિશેષ હેરાન કરે ત્યારેજ તેઓ બીજી જગ્યા લેતા અથવા રસ્તે પડતા. એઓ કહેતા કે સમુદ્ર જોવાથી મને બહુજ આનંદ થાયછે અને ઘણાજ નવા નવા વિચારો જડેછે. આ બધા વિચારો તેમણે પોતાની ડાયરી-બુકો ને નોટબુકોમાં નોંધી રાખ્યા છે. 'સ્વર્ગના સંદેશા' વાળું તેમનું પુસ્તક સમુદ્રની લહેરો ને ઉછળતાં મોજાં ઉપરથી તેમણે લખેલ છે. તેમાં તેમણે લખેલું છે કે, "મને પહેલી લહેર આ વાત કરી ગઈ કે તું કર્મ કર પણ ફળનો અધિકાર રાખ નહિ, ફળ ઇશ્વરને સોંપ; તો બીજી લહેર એમ કહી ગઈ કે તું સમુદ્રની પેઠે ઉદાર મન ને પેટ વાળો થા. ત્રીજી લહેરે આવીને મને એમ કહ્યું કે મનુષ્યોમાં તો ઘણી શક્તિ રહેલી છે, પણ તેનો સદુપયોગ તો કોઇકજ કરેછે; બાકી બધા દુરૂપયોગ કરેછે. જે ડૉક્ટર થઈ શકે તેવી શક્તિ વાળો હોય તે વકીલ બનેછે અને વકીલ થઇ શકે તેવી શક્તિ વાળો હોય તે હજામ બનેછે." આવી આવી ઘણી સુંદર વાતો તેમણે આ પુસ્તકમાં વિસ્તારથી ગુંથેલી છે કે જે વાચવાથી આપણને ઘણો બોધ મળે અને જીવનમાં ઉત્સાહ પ્રેરે.

સ્વ. પઢીયારને જે પ્રમાણે ઇશ્વર, ધર્મ તથા કુદરત ઉપર મમતા હતી તે પ્રમાણે પ્રાણી માત્ર ઉપર પણ તેઓને મમતા હતી; તેમાં પણ

દીન દુઃખી, રોગી, સ્ત્રીઓ, બાળકો તથા અત્યંજ ઉપર તેમની મમતા વિશેષ હતી. રસ્તામાં કોઈ ખરેખરો દીન, દુઃખી માણસ તેમના દીઠામાં આવે તો તેમને પોતાથી બનતું આપ્યા વગર તેઓ રહેતા નહિ. પોતાને ઘેરે કોઈ એવો માણસ આવી ચડે તો તેને પણ ખાવાનું ને લુગડાં આપી સંતુષ્ટ કરતા. રોગીને પોતાથી બનતી સલાહ ને દવા એક પાઇની આશા વગર તેઓ આપતા. સ્ત્રીઓ માટે તેઓ કહેતા કે, "આ જગતમાં સ્ત્રીઓ ન હોત તો તે નભી શકત નહિ; કારણકે તેમની મમતા અને સ્નેહથી પુરૂષો નિરૂત્સાહ થઇ જતા બચેછે. વળી આપણા ભવિષ્યની આશા-બાળકો એ તો સ્ત્રીઓ વગર ઉછરીજ ન શકે માટે પુરૂષોએ તેમને દરેક પ્રકારે સંતુષ્ટ રાખવીજ જોઈએ" બાળકોને માટે તેઓ કહેતા કે, "એ આપણી આશાઓલાદ છે. તેમનામાં આપણે જેવા સંસ્કાર પાડશું તેવા પડશે. આપણે જો તેમને ઉત્સાહી, શક્તિસંપન્ન અને બળવાળાં કરશું તો તેઓ તેવાં થશે અને જો તેમને નિરૂત્સાહી અને શક્તિ હિન બનાવશું તો તેઓ તેવાં બનશે; માટે જેમ તેઓ વિશેષ સાધનસંપન્ન બને તેમ આપણે કરવું જોઇએ." અત્યંજોની બાબતમાં મહાત્મા ગાંધીજીના મત જેવોજ એમનો મત હતો. એઓ માનતા કે, "હિંદુ જાતિ જ્યાં સુધી અત્યંજોને પોતાના સમાન નહિ ગણે ત્યાં સુધી તેનો ફરીથી ઉદ્ધાર થવાનો નથી." પોતે આમ માનતા એટલુંજ તેમને માટે બસ નથી. 'અત્યંજ સ્તોત્ર' કરીને એક બહુ ઉપયોગી પુસ્તક તેમણે આ બાબતને માટે લખ્યું છે. ઉપરાંત ચોરવાડમાં અથવા બીજે જ્યારે જ્યારે તેમને તક મળતી ત્યારે ત્યારે તેઓ અત્યંજોના પ્રસંગોમાં આવતા, તેમને સદ્બોધ આપતા અને તેમનામાં કેળવણી વધે ને જડ સંસ્કારોમાંથી તેઓ છૂટે તે માટે પ્રયત્ન કરતા. આનો પ્રત્યક્ષ પુરાવો ચોરવાડ અને મુંબઇમાં તેઓએ અત્યંજોને લગતું કામ બજાવેલ તે છે. તેઓ સ્વર્ગવાસ પામ્યા ત્યારે મુંબઇના મેઘવાળોએ તેમને માટે સભા ભરી દિલગીરીનો ઠરાવ પ્રસાર કર્યો હતો, તે પણ આ વાતની સાબીતી આપેછે. આ સિવાય કોળી, રબારી, ખેડુતો વિગેરે બીન કેળવાયેલ પ્રજામાં ભળવાની અને તેની રહેણી કરણી જાણવાની તથા તેમનામાં ઉચ્ચતા ભરવાની તેમને ટેવ હતી, તેથી પણ તેઓ એ કોમોમાં માનીતા થઈ પડયા હતા. ટુંકામાં એ કે તેમને સર્વ તરફ સમાન ભાવ હતો.

સ્વ. પઢીયારનો સ્વભાવ મળતાવડો બહુ હતો. ક્રોધ કે દ્વેષ તો કોઇ દિવસ તેમનાં જીવનમાં ન આવતો; આથી એમને કોઈની સાથે કંઇ કંકાસ થતો નહિ; અને કોઇ એમની સાથે ગમે તે કારણસર કંકાસ કરવા માગે તો એ વાતને તેઓ વાળી ટોળી નાખતા—પોતે ખમી ખાતા. આથી એમને એમના કુટુંબ અને મિત્રો-સંબંધીઓમાં બધાની સાથે બહુ મેળ ખાંતો. એમના જાણીતાઓમાં નાનાં બચ્ચાં અને સ્ત્રીઓથી લઇને વૃદ્ધપર્યંત સો કોઇ એમને પોતાના સ્વજન માની આદર આપતું.

વળી સ્વ. પઢીયારનો મહેનતુ સ્વભાવ બહુ હતો. નવરા બેઠા રહેવું એમને મુદ્દલે ગમતું નહિ. કંઇને કંઇ કામ તેઓ કર્યા કરતા. શરૂમાં તેઓ પોતાનાં પુસ્તકો હાથે લખતા અને તેની બે ચાર કોપીઓ કરવી હોય તો તે પણ તેઓ કંટાળ્યા વગર કરતા; આથી એમના અક્ષરો બગડી ગયા હતા તે એટલે સુધી કે જાણીતા માણસ વગર બીજા કોઇ એમના અક્ષરો ઉકેલી શકતા નહિ. દવાઓ બનાવવા માટે ભઠ્ઠીઓ ચડાવી હોય તે ઉપર તપશ્ચર્યા કરવામાં તેમને બહુ આનંદ આવતો અને ધુમાડા કે મહેનતથી કંટાળતા નહિ. આવી રીતે જે વાત લીધી હોય તે પુરી કર્યા વગર એમને ચેન પડતું નહિ આ ઉપરાંત ગમે તે મુશ્કેલી સામે ઝઝુમવાનું તેમનામાં ભારે બળ હતું. નોકરી છોડી દીધા પછી પોતાનું શું થશે તેની વાટાઘાટમાં તેમણે વખત ન ગુમાવતાં પાઇ પણ ન મળે તેવું પોતાનું મન માન્યું-પુસ્તકો, લેખો લખવાનું કામ તેઓએ હાથમાં લીધું હતું અને તેમાં પૈસાની, વ્યવસ્થાની, વેચાણની એવી ઘણી મુશ્કેલીઓ તેમને નડી હતી; તે છતાં તે દરેક ઉપર તેમણે વિજય મેળવ્યો હતો. આ સિવાય આર્થિક, સંસારિક મુશ્કેલીઓ પણ તેમને ઘણી નડી હતી; તેની સામે પણ તેએ એ ટક્કર ઝીલી હતી. ઉપરાંત પોતાના મનમાં તેમણે જે આદર્શ નક્કી કરેલ તેને તેઓ આખર સુધી પોતાના હરકોઈ ભોગે વળગી રહ્યા હતા અને એ આદર્શને પહોંચવા માટે જે જે યાતનાઓ સહેવી પડે, મુશીબતો વેઠવી પડે, મહેનત કરવી પડે તે તે તેમણે કરી હતી.

આવી રીતે સ્વ. પઢીયારે પોતાનું જીવવું સાર્થક કર્યું છે. સંસ્કૃતમાં એક બહુમુલો શ્લોક છેઃ—

आत्मार्थं जीवलोकेऽस्मिन् को न जीवति मानवः ।
परं परोपकारार्थं यो जीवति स जीवति ॥

" આ લોકમાં પોતાને માટે કયો માણસ જીવતો નથી ? બધા જીવે છે; પરંતુ બીજાને માટે–પરોપકારને અર્થે જે જીવે છે તે જ ખરેખરો જીવે છે."

જેણે પોતાનું જીવન બીજાને અર્થે વાપર્યું છે તેણે પોતાનું જીવવું સાર્થક કર્યુ છે. તેની કીર્તિ તેનું મૃત્યુ થવા છતાં પણ તેને જીવાડી રાખે છે. સ્વ. પઢીયાર પણ આવી ઉત્તમ કોટીના જીવ હતા. પોતાનું આખું જીવન પરોપકારને અર્થે તેમણે વાપર્યું હતું. પોતાની બધી શક્તિ તેમણે દેશસેવા અને આત્મસેવામાં ખરચી હતી. તેમનાં પુસ્તકો અને લેખો દ્વારા લોકોને ઘણું જ્ઞાન તથા બોધ મળેલ છે. વૈદ્ય તરીકેના તેમના જીવનથી ઘણાઓએ સારૂં આરોગ્ય પ્રાપ્ત કર્યું છે. એમના સાદા અને સરલ જીવનથી તથા અમૃત સમાન તેમની મધુર વાણી અને મિલનસાર સ્વભાવથી તેઓએ પોતાના મિત્રો, સગાં વહાલાં અને બીજે દરેક ઠેકાણે ઉત્સાહ, જીવન અને પ્રેમ પ્રેર્યાં છે. આવા ઉત્તમ પુરૂષના જીવન ઉપરથી આપણે આપણા જીવનના તાણા વાણા વણીએ તો ઘણું કરી શકીએ, ઇશ્વર તે શક્તિ આપણને આપો.

---

# પરિશિષ્ટ—૧

## સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીઆર*

લખનાર—

રા. માવજી ગોવિંદજી શેઠ

---

પાનાં પ્રારબ્ધનાં ફેરવું
મહીં આવે વિયોગની વાત રે
સ્નેહ ધામ સુનાં સુનાં રે !

ન્હાનાલાલ દલપતરામ કવિ

ગુજરાત જેને **અમૃતલાલ સુંદરજી** પઢીઆર તરીકે ઓળખે છે તેને અમારૂં સ્નેહી મંડળ **બાવાજી** કહીને સંબોધતું. એ બાવા ને બીજા બે બાવા છે. એકને ગુજરાત સસ્તા સાહિત્યના ભિખ્ખુ અખંડાનંદ તરીકે જાણે છે. બીજો બાવો **મોહનદાસ** કોઈ કોઇ દહાડે ક્યાંક ક્યાંક નજરે ચઢે છે, પણ ઘણું ખરૂં ભજન ગાતાં ગાતાં ગુમ થઇ જાય છે. આ ત્રણ બાવાઓ એકજ તીર્થના યાત્રાળુ છતાં જુદે જુદે માર્ગે મુસાફરી કરતા. ગણપતિ ગજાનન જેવા અમારા ભિખ્ખુ અખંડાનંદ જ્ઞાનમાર્ગના પ્રવાસી; નરસિંહ મ્હેતાની ભજન મંડળીમાંથી ચાલુ સમયમાં જાણે ભજનની ધુન જગાવવા આવ્યા હોય તેવા બાવા **મોહનદાસને** ભક્તિમાર્ગ સિવાય બીજો માર્ગજ નથી; અને મહાત્મા ગાંધીની નાનકડી આવૃતીરૂપ બાવા **પઢીઆરજી** કર્મમાર્ગના યાત્રાળુ હતા. **પઢીઆર** સંસારી છતાં સાધુ, **મોહનદાસ** અર્ધ સંસારી છતાં સાધુ, અખંડાનંદ સાધુ છતાં સાધુ—ગુજરાતમાં આ વિરલબાવાઓની, બાલમિત્રોની ત્રિપુટી પણ વિરલજ હતી. આજે એ ત્રિપુટી ખંડીત થઇ છે. "સ્વર્ગનો ઇજારદાર" સ્વર્ગે ગયો છે—આજે ગુર્જર સંસારમાં સ્વર્ગનાં ઠામ ખાલી છે.

સાહિત્યના ક્ષેત્રમાં પઢીઆરે શું શું કર્યું તે તો સૌ કોઈ જાણે છે. સંસારમાં સ્વર્ગ ઉતારવાના પ્રયત્નો કરે એ પુરૂષ સંસારના આદરને

---

* પ્રખ્યાત માસિક 'વીસમી સદી' ના આગષ્ટ—૧૯૧૯ ના અંકમાં આવેલો લેખ.

પાત્ર બને એમાં નવાઇ નથી. સ્વર્ગની સડકો બાંધે, સ્વર્ગની સીડીઓ બનાવે, ભૂલા પડેલા વટેમાર્ગુઓને સ્વર્ગની કુંચી શોધી આપે, સ્વર્ગની જીંદગી જીવવાના આદેશ આપે, સ્વર્ગનાં ભજનો ગાઇ સંભળાવે, સ્વર્ગનાં ભોજન જમાડે, જ્યાં વિચરે ત્યાં સ્વર્ગનાં પરિમળ પસરાવે, જ્યાં બીરાજે ત્યાં સ્વર્ગનો આનંદ છાઇ દે, સ્વર્ગનાં રત્નો તેમજ ખજાના લૂંટવા માટે સૌની સામે ખુલ્લાં મૂકે એ પઢીઆર કોને પ્રિય ન હોય? સંસારમાં જન્મીને કોઇને દુઃખ ન દીધું હોય, કડવાં વ્હેણ કોઇને પણ ન કહ્યાં હોય, કુદષ્ટિ પણ કંદિ કરી ન હોય—બહુ ભાગે આવું જીવન વહનાર પઢીઆર સંસારને સ્વર્ગના પાઠ ઘૂંટી ઘૂંટીને પઢાવે તેમાં કોઇ ધનગર્વિષ્ટ કે જ્ઞાનગર્વિષ્ટ કંટાળો ખાય અથવા બગાસાં ખાવા મંડે તેમાં પઢીઆરનો શો દોષ? પઢીઆરની નિંદા થઇ છે, પણ એણે કોઇની નિંદા કરી નથી; પઢીઆરે અપમાનો ઘણાંનાં સહન કર્યાં હશે, પણ એણે કોઇને કડવો શબ્દ પણ કહ્યો નહિ હોય; પઢીઆરે યાતનાઓ ઘણી સહન કરી હતી, દુઃખ ઘણું જીરવ્યું હતું, પણ પઢીઆરે કોઇને મને કે કમને દુઃખ દીધું હોય એ કોઇના પણ ધ્યાનમાં નથી. આવા પઢીઆર માટે સાહિત્યક્ષેત્રમાં કે બીજે ક્યાં કોઇને પણ વિરોધ હોઈ શકે?

કોઈ મહાકવિ કે તત્વચિંતક, ઇતિહાસકાર કે નાટયકારની પ્રભાવશાળી બુદ્ધિના ચમત્કાર પઢીઆરમાં ન હતા; તેમ કોઇ કળાધર પોતાની કળાના વિકાસથી જગતને મુગ્ધ બનાવે તેવી કળા પણ પઢીઆરમાં ન હતી; સાહિત્ય મંડળની શોભામાં વૃદ્ધિ કરે એવા શૃંગાર પણ પઢીઆરમાં ન હતા; મનુષ્ય પ્રકૃતિની દૈવી તથા આસુરી વાસનાઓ વચ્ચે ભયાનક સરહદનાં ગઝલોની મસ્તીનો ત્રાસ એમણે કોઇને આપ્યો ન હતો; એમાંનું પઢીઆરમાં થોડું હતું; છતાં પઢીઆરમાં એવું શું હતું કે જેથી સામાન્ય ગુર્જર સમાજમાં સૌથી વધારે પ્રીતિને પાત્ર એ બન્યા હતા? આપણા આધુનિક કાલીદાસ, ભવભૂતિ, બાણભટ તથા શ્રીહર્ષની સભામાં પઢીઆર સામાન્ય સ્થાન ભોગવે; પણ પઢીઆર એ સભામાં જાય પણ નહિ એ વાત પણ યાદ રાખવા જેવી છે. ખરૂં કારણ એ છે કે કાલીદાસ, ભવભૂતિ ઇત્યાદિ સાહિત્યમંદિરના દિવાનેખાસમાં બીરાજનારા હોઇ, દિવાનેખાસના અધિકારીઓ—(intellectual aristocracy)માંજ રસ લૂંટી લૂંટાવી શકે છે. પઢીઆર સાહિત્યમંદિરમાં દિવાને આમ (Commoner)ના બેસનાર હોઈ તમામ આલમને—

રસબોળ કરી શક્યા છે. "પઢીઆર હવે તો કંટાળો આપે છે," "ફરી ફરીને એની એજ વાતો કહે છે" આવું બોલનારાનાં પોતાનાંજ ઘરમાં ભૈરાંઓ, વૃદ્ધો તેમજ બાળકો હોંસે હોંસે સ્વર્ગની વાતો વાંચે —એ તાલ પણ જોવા જેવો છે? પઢીઆરની કળા પઢીઆરમાંજ હતી. કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત અને સંસારમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં પઢીઆર છે. ગુજરાતમાં સ્કૂલ કે લાયબ્રેરી વાળું એકે ગામ કે શહેર નથી કે જ્યાં પઢીઆર નથી. મનુષ્યજાતિના ઉપરના દસ ટકાની વસ્તી માટે તો ઢગલાબંધ વિદ્વાનો, સાક્ષરો, અને કવિઓ મોજુદ છે; પણ બાકીની નેવું ટકાની વસ્તીના અભિલાષાનું પોષણ કરનાર, જે થોડા ઘણા દીનબંધુઓ મથન કરે છે તેમની કક્ષામાં પઢીઆર છે.

પણ ગુર્જર સાહિત્યમાં પઢીઆરનું સ્થાન ગોઠવનારા ગોઠવશે, નક્કી કરનારા નક્કી કરશે, મારે તેની સાથે બહુ નિસ્બત નથી. મને તેમનું જીવન વિશેષ પ્રિય છે. જીવન સાફલ્યના હથીઆર તરીકે કલમનો તેમણે જબરદસ્ત ઉપયોગ કર્યો છે અને તે જગત પાસે પ્રકટ છે; પણ પઢીઆર પાસે બીજાં સાધનો ઘણાં હતાં અને તે બધાં સાધનોનો તેમણે અચ્છો ઉપયોગ કર્યો હતો. ચોરવાડના એક સાધારણ સ્થિતિના બ્રાહ્મણ કુળમાં જન્મ લઇ, સામાન્ય ગુજરાતી કેળવણી પામી, મુંબઈ આવી તેમણે સત્સંગથી પોતાનું જીવન વિકસાવ્યું; આ એમના જીવનવિકાસનો આરંભ. માત્ર ગુજરાતી જાણનારા—નહિ સંસ્કૃત ફારસીના વિદ્વાન કે નહિ ઇંગ્રેજી "ગીલીટ" ચઢાવેલા—એવા અનેક ગુજરાતી બંધુઓને પઢીઆરનું જીવન માર્ગદર્શક છે, પ્રોત્સાહક છે. રંકમાં રંક મનુષ્ય પણ "ધારે તો" બુદ્ધિવિકાસને પામે, દેશસેવા, સમાજસેવા અનેક રીતે કરી શકે. પઢીઆરે એ પ્રમાણે "ધાર્યું" અને એ ધારણાનાં મીઠાં ફળ ગુજરાતને ખોળે છે—ઉઠો લ્યો જીસકા જી ચાહે !

પણ જરા પઢીઆરનું ચારિત્ર બળ જોતા જજો. શીલ, સંતોષ, અડગધૈર્ય, ક્ષમા, દયા, દીનતા, નિરાભિમાન, નિડરતા, ત્યાગ, સહિષ્ણુતા, સ્નેહ અને શાંતિ, આ ગુણોમાંથી કટકી કટકી લઇ પોતાના જીવનમાં ગોઠવી દઇ એવી રૂડી રીતે તેમણે પોતાનું જીવન વિકસાવ્યું કે જ્યાં બીજો કોઇ સામાન્ય મનુષ્ય, આ ચારિત્ર્ય વિકાસ વિના, કાપડ માર્કીટના મ્હેતાજી તરીકે પોતાનું જીવન પૂરૂં કરત; ત્યાં પઢીઆર

લખમીદાસ ખીમજીના મ્હેતાજીથી આરંભ કરી અનેક દિશામાં વિજયવંત બન્યા. જે જીવનકળા મહાત્મા ગાંધીની છે તેજ કળા "ચોક્કસ દરજ્જે" પઢીઆરની હતી. અને શું રસમય જીવન-એ રસનોસ્વાદ ગુજરાતનાં હજારો કુળગૃહોએ ચાખ્યો છે, અને જેણે ચાખ્યો છે તે સદાને માટે રસભીનાં રહેવાનાં.

પઢીઆર બાળબ્રહ્મચારી હતા. "ચોરીમાં દાંત બતાવી," નાસી આવેલા છતાં સંસારીઓનો સંસાર અમૃતમય બનાવવાની અનેક જડીબુટ્ટીઓ પોતાની પાસે રાખતા, અને ગૃહવૈદું જાણતાં અજાણતાં સારી રીતે ચલાવી સંસારમાં સ્વર્ગ રચતા. પણ ખાસ જોવાની વાત એ છે કે શારીરિક, માનસિક, નૈતિક વ્યાધીઓના અચ્છા વૈદ્ય હોઈ તેમણે ધનસંચયની તો જરાએ પરવા કરી નહિ અને એમાંજ એમનું મહત્વ હતું. આખા ભારતવર્ષની અનેક વાર યાત્રા કરી હતી, પણ ઘણી વાર બે પૈસાનાં કેળાં પર કે ચાર પૈસાના ચણા પર ગુજારો ચાલતો. સૂરતની કોંગ્રેસમાં, અલ્લાહાબાદના મહાન પ્રદર્શનમાં, હરદ્વારના મેળાઓમાં, ગોધરાની પરિષદમાં છેલ્લે છેલ્લે તેમનાં દર્શન કરેલાં. કામ પડે ત્યારે પોતાના બે ચાર યુવકમિત્રો સાથે વોલન્ટીયરીંગમાં પણ તૈયાર! "બોલે તેવું ચાલે તેની વંદું પાદુકા."

ન્હાનાલાલ કવિએ "ઇન્દુ કુમાર" નાટકમાં એકને નેપાળી જોગણ ચીતરી છે. તે કહે છે કે:

મ્હારે તો સૌ શું સ્નેહ છે, સન્તજી!
પુણ્ય પ્રભુની પ્રતિષ્ઠાએ પ્રતિષ્ઠાએ
અધ્વર્યુ કે વરુણી થાઉં છું,
સદ્દશાસ્ત્રની કથાએ કથાએ
શ્રોતા કે પુરાણી હોઉં છું:
સકળ મંગળ પૂજા વિધાનમાં
પૂજારી થઈ પૂજ્યભાવ પોષું છું,
પ્રભુ અને પુણ્યની ઉપાસક,
શયતાન અને પાપ ઉધ્ધારક છું
ક્ય્હાંક સંપ સ્થાપું છું
ક્ય્હાંક પ્રેરણા પાઉં છું

કયહાંક મલમપટા બાંધું છું,
કયહાંક જીવન ને શુદ્ધિ જગાડું છું
અને એમ દેહની અને દેહીની
સેવા સાધું છું, પ્રભુ પ્રેમીઓ!

—જાણે પઢીઆરનુંજ જીવન.

પઢીઆરની પ્રભુભક્તિ જેવી અચળ હતી તેવી તેમની દેશ-ભક્તિ પણ દૃઢ હતી. એમની શોધકબુદ્ધિ એમના ઇંગ્રેજી જાણનાર મિત્રો પાસેથી પ્રજાના મહા પ્રશ્નોની ચર્ચા કરાવી, જોઇએ એટલું મેળવી લેતી; અને એ જ્ઞાનનો સંપૂર્ણ ઉપયોગ થતો આપણે જોયો છે. હજી તો એમના મનોરથ મોટા હતા. દહેરાદુનમાં આસન જમાવી, સ્વરાજ્યની આરાધનામાં ફલં પુષ્પં તોયં સમર્પવાનો અભિલાષ હતો—પણ મનકી મનમે રહ ગઇ! હરિ ઇચ્છા!!

બાવાજી પઢીઆર અને એમના બીજા બે બાવાઓએ ગુજરાતમાં ઠેર ઠેર અખાડાઓ જમાવેલા—તેમાંનો સૌથી મોટો અખાડો રાજકોટમાં ન્હાનાલાલ કવિને ઘેર જામતો, અને એ અખાડામાં તાલિમ લેવા આવનાર એ અખાડાની મોજ કદી ભૂલી શકશે નહિ. પઢીઆરના જવાથી આજે એ અખાડો પણ ખંડીત છે! એ અખાડામાં પણ પઢીઆરનું સ્થાન ખાલી છે.

સ્નેહીઓનું રુદન સ્વાર્થમય હોય તો તે સ્વાભાવિક છે—ક્ષમ્ય છે. પઢીઆર સ્વર્ગે સિધાવ્યા—મૃત્યુદ્વાર સૌને માટે સદાનાં ખુલ્લાં છે—સૌને વ્હેલું મોડું જવાનું છે—આજ આંસુ ટપકે તો માફ કરજો. ગીતા ગમે એટલી ઘૂંટી ઘૂંટીને વાંચી હોય, વેદાન્ત હૃદયના ઉંડાણમાં વિચાર્યો હોય તો પણ આજે "ઉન્હે આંસુ નયનો ભીંજે" તો માફ કરજો. અમને તો વિશ્વાસજ છે કે:—

" When the mild and just die,
sweet airs breathe
" The world grows richer,
as if desert stream
" Should sink away to sparkle
up again
" Purer, with broader gleam;"

" Light of Asia."

## પરિશિષ્ટ–૨

### સ્વર્ગનાં પુસ્તકોના લેખક

# વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર*

### લેખક:–રા. વેણીશંકર વહાલજી પઢીયાર

---

ગુજરાત અને કાઠીઆવાડના વાંચકવર્ગમાં **સ્વર્ગનાં પુસ્તકોનું** નામ ભાગ્યેજ અજાણ્યું હશે. સ્વર્ગનાં સંખ્યાબંધ પુસ્તકો પૈકી સ્વર્ગનું **વિમાન, કુંચી, ખજાનો, રત્નો, સડક, આનંદ,** એમાંનું એકાદ પુસ્તક પણ જેણે નહિ જોયું હોય એવાં બહુ જ થોડાં જ માણસો હશે. એવાં બહુજ થોડાં ગામો હશે કે જ્યાં **સ્વર્ગનાં** એકાદ બે પુસ્તકો પણ ન હોય.

ગરીબ ગામડીયાઓ અને સ્ત્રીઓ માટે ખાસ લાગણી ભરેલી રીતે ધાર્મિક અને સામાજિક વિચારોનું સાહિત્ય ગદ્યમાં લખનાર ભાઇશ્રી અમૃતલાલ પઢીયારનો અમર આત્મા સ્થૂલ શરીર છોડીને, તેમણે પોતાના જીવન દરમ્યાન કથેલાં સ્વર્ગધામ પ્રત્યે ચાલ્યો ગયો છે. એ બંધુનું જીવન અહીં જેવું આકર્ષક અને આનંદી હતું તેથી વિશેષ ત્યાં રહેશે, એમ ગણી તેમને માટે શોક કરનારાઓએ શાન્તિ રાખવાની છે. એવાઓને માટે તો કબીર સાહેબ કહે છે તેમ,

હમ ન મરી હૈ, મરી હે સંસારા;
હમ કો મિલા, જિયાવન હારા.

એટલે કે મનુષ્ય યાને જીવાત્મા પોતે તો મરતોજ નથી. માત્ર સંસારમાં પ્રતિત થતું તેનું શરીરજ મરે છે–છુટે છે. માણસ જુના વસ્ત્ર ઉતારી નવાં પહેરવાને પરદામાં જાય છે, તે જેમ તેને માટે લાભ અને આનંદ આપનારૂં કામ છે, તેવુંજ માણસનું એ કહેવાતું મરણ છે. સાચી સમજણના અભાવેજ મરણ મરણ કરીને માણસો બીધા કરે છે, પરન્તુ પ્રત્યક્ષ રીતે તેમનો સંબંધ નહિ રહેવાથી તેમના મિત્રોને અને કુટુંબીઓને શોક થાય એ સ્વાભાવિકજ છે.

---

* 'દૈનિક હિંદુસ્થાન'ના બુધવાર તારીખ ૨૩મી જુલાઈ સને ૧૯૧૫ના અંકમાં આવેલો લેખ.

ઉત્તરાવસ્થા ગાળવા માટે ભગવાન શ્રીકૃષ્ણે પસંદ કરેલા ગૌરવાન્વિત સૌરાષ્ટ્રની દક્ષિણે, મહાસાગરની છોળોથી શોભતો અને ગાજતો જે નાઘેર નામનો સુંદર પ્રદેશ આવેલો છે, તેમાંના ચોરવાડ નામે ગામમાં એક ઉચ્ચ બ્રાહ્મણ કુટુંબમાં ભાઈ અમૃતલાલનો જન્મ થયો હતો. તેમના પિતા રાજ્યની નોકરી કરતા; જે એ સમયે એમના આખા કુટુંબનો સામાન્ય રવૈયો હતો. તેમનાં માતાનું નામ કસ્તુરબાઈ હતું. એ ભલાં, ભોળાં અને સ્નેહાળ માતાના વાત્સલ્યનો લાભ ભાઇ અમૃતલાલને ઝાઝો સમય મળી શક્યો નહોતો. એ ન્હાના ગામમાં એ સમયે ચાર પાંચ ચોપડી ગુજરાતી કરતાં વધુ ભણવાની સગવડ પણ નહોતી. નિશાળમાં ભણતા ચકોર અમૃતલાલની બુદ્ધિ અભ્યાસક્રમ ઉપરાંત કાંઇક નવુંજ શોધ્યા કરતી. એકાદ ચોપાનીયું કે એકાદ પુસ્તક, માસ્તરની ગેરહાજરીમાં ગમે ત્યાંથી તેઓ શોધી લેતા અને વાંચી લેતા. ધીમે ધીમે તેમના આ શોખને માર્ગ મળવા માંડયો. ત્યાંની નિશાળનું ન્હાનું જેવું પુસ્તકાલય એ વખતે ભાઈ અમૃતલાલને મન લંડનના બ્રિટિશ મ્યુઝિયમના પુસ્તકાલય જેવું મહાન હતું. એ પુસ્તકાલયમાંથી તેમને પુસ્તકો મળવા લાગ્યાં અને આગળ જતાં માસ્તર સાહેબ તેમને હસ્તક એ કામની સંભાળ સોંપવા લાગ્યા.

આ રીતે ગામડાના સામાન્ય ક્રમ પ્રમાણે તેમનો કાળ વ્યતીત થતો. પાંચ–છ ચોપડીનો અભ્યાસ પુરો થતાં આગળ અભ્યાસ કરવાનું સાધન રહ્યું નહિ, તેમજ પિતાની આર્થિક સ્થિતિ પણ જોરાવર નહતી, એટલે મુંબઇ જઈ "ત્યાં મ્હોટા મ્હોટા શેઠીયાઓ છે તેમની મદદથી અભ્યાસ કરી શકીશ" એવી આશામાં ચૌદ પંદર વરસની વયે તેઓ મુંબાઈ આવ્યા; તે વખતે માત્ર છ રૂપિયા તેમની પાસે હતા, જે માંડ માંડ એક મહિનો ચાલ્યા. એટલો સમય ભાઈ અમૃતલાલને પોતાનો અભ્યાસ આગળ વધારવા માટે શ્રીમંતોની સહાયની ખોળમાં ખોવો પડયો; છતાંએ કંઇ યોગ મળી આવ્યો નહિ. ખાવા માટે મુશ્કેલી, રહેવા માટે મુશ્કેલી, એવી સ્થિતિમાં નોકરીએ લાગ્યા વગર બીજો ઉપાય રહ્યો નહિ. ઘણી મહેનતે જુજ પગારની નોકરી મેળવી, પણ ત્યાંથી માંદા પડી પાછા ઘેરે આવ્યા.

ઘેરે આવ્યા ત્યારે તેમને વાંચનના શોખ ઉપરાંત લેખન વ્યવસાયનું વ્યસન પણ લાગી ચૂકયું હતું. અનેક અડચણો અને ગ્રામ્ય સંયોગો

વચ્ચે તેઓ ઉત્સાહભેર લીટીઓ લખ્યા કરતા. કાગળ શાહીનું ઠેકાણું નહિ, તેમજ બેસવાનું પણ ઠેકાણું નહિ; તેવા સંયોગોમાં કોઇ ઝાડ તળે જઇને એકાન્તમાં તેઓ પોતાના ઉભરા ખાલી કરતા—લખતા. શરીર સુધરતાં તેમણે સંસાર સુધારાના ભાવવાળું એક પુસ્તક લખ્યું જે આગળ જતાં 'આર્ય વિધવા—ભાગ ૧ લો'ના નામથી છપાયું. એ પુસ્તક લખ્યું ત્યારે તેમનું વય વીસ વર્ષની અંદર હતું.

એ પુસ્તક છપાવવા વિગેરે આશાથી તેઓ મુંબાઇ ગયા. ત્યાં ઘણા અનુભવો મળ્યા પછી એ પુસ્તક છપાયું. એ પુસ્તકના આલોચનની ઘણાખરા અધિપતિઓએ તો તસ્તી લીધી નહિ; એક અધિપતિને ખાસ અરજ કરતાં તેમણે પોતાના અભિપ્રાયને અંતે લખ્યું હતું કે, "અમૃતલાલ નામનો અજાણ્યો છોકરમત માણુસ આવું વિદ્વત્તા ભરેલું કિંમતી પુસ્તક લખે એ વાત અમો માની શકતા નથી." ઉછળતા હૃદયના ઉત્સાહી લેખકની એ સમયે આવી કદર થઈ! આવા ઘણા અનુભવો તેમને લેખક—જીવનમાં મળતા ચાલ્યા; છતાં તેમણે પ્રયત્ન જારી રાખ્યો. મુંબઇ સમાચાર તથા બીજા પત્રોમાં અવાર નવાર તેઓ લખવા લાગ્યા. ભીમસેન નામના અઠવાડિકમાં તેમની "કાઠીઆવાડી તોપ" નામની વિલક્ષણ વાર્તા આવવા લાગી. શેઠ લક્ષ્મીદાસ ખીમજીને ત્યાં રહેવાનો યોગ ભાઈ અમૃતલાલને આ સમય દરમ્યાન મળી ગયો હતો અને તેમના કુટુંબમાં ભાઇ અમૃતલાલને માટે સારો ચાહ બંધાયો હતો. શેઠજી તેમની પાસેથી ન્યુસ વંચાવવા વગેરેનું કાર્ય લેતા કે જે ભાઇ અમૃતલાલને પ્રિય જ હતું. એ સમયે શેઠ લક્ષ્મીદાસ ખીમજી મુંબઇની જાહેર પ્રવૃત્તિના પોષક હોઇ ઘણા આગળ પડતા નામીચા ગૃહસ્થ ગણાતા. તેઓ શ્રીમંત હતા અને સ્વભાવે મુંબઇના શેઠીયાજ હતા, છતાં ભાઇ અમૃતલાલ ઉપર સારી મમતા રાખતા. આગળ જતાં પુસ્તકો છપાવવામાં તેમણે તથા તેમના પુત્રોએ તેમને પ્રસંગોપાત સહાય આપ્યા કરી હતી. ત્યાર પછી ક્રમે ક્રમે સ્વર્ગનાં પુસ્તકો બ્હાર પડવા લાગ્યાં. ઉછીના પૈસા લઇને તેઓ તે છપાવતા તથા વેચાણ થાય તેમ ભરી દેતા હતા.

ભાઇ અમૃતલાલના કુટુંબની આર્થિક સ્થિતિ વિષે ઉપર કહેવાયું છે જ; છતાં તેના ભરણ—પોષણના લોભને ખાતર જ તેમણે કોઇ

ાકરી સ્વીકારી ન હતી. શેઠ લક્ષ્મીદાસને ત્યાં રહેતા તો પણ પોતાના
સ્ટને મળતું કામ અને નિભાવ એ બન્ને સાથે સધાતું તેથી જ
કેલું રહ્યું. બાકી મુંબઇમાં એવા દિવસો પણ તેમણે ગાળ્યા હતા કે
ત્યારે ગજવામાં એક પૈસો ઘેરે કાઈ લખવા માટેનો પણ ન હોય.
ું ખાવું છે કે ક્યાં ખાવું છે અને ક્યાં સૂવાનું મળશે, તેની ગણના
ા હોય; તેવે વખતે પણ મરીયનલાઇન્સ પાસેના ચોપાટીના શાન્ત-
ાાગવાળા સમુદ્ર કિનારે પત્થરપર કલાકોના કલાકો વિચાર—લેખન-
યવસાયમાં તેઓ બેસી રહેતા.

મુંબઇમાં કોઈ પણ નવા આવનાર વિદ્વાનને કે સાધુ—સંતને મળ્યા
ગર તેઓ રહેતા નહિ. તેમનો એ શોખ અજબ જેવો છેવટ સુધી
ક્યો હતો. નવી નવી વાતો સાંભળવી એ તેમની ખાસ ટેવ હતી.
ંગ્રેજીથી અનભિજ્ઞ છતાં તે ભાષા જાણનાર ઘણા મિત્રો તેમણે મેળવી
ીધા હતા. દરેક નવી વાતો જાણવા—સાંભળવા તેઓ આતુર રહેતા.

ભાઇ અમૃતલાલનો વિવાહ—સંબંધ ચોરવાડની નજીકના એક
ાામડામાં બાળપણથીજ થયેલો હતો; પરંતુ વિવાહને લગતી એવી
ાાવનાઓ તેમના મનમાં બંધાઈ ગઇ હતી કે જેથી કરીને લગ્નનો
ામય નક્કી થવા લાગતાં જ તેઓ ઘેરથી નીકળી કાશી તરફ ચાલ્યા
ાયા અને છેવટે વિવાહ ફોક થયો. પાછળથી પણ તેમનાં કુટુંબીઓએ
ાગ્ન કરાવવા ઘણી પેરવી કરી, પણ તેમણે એ વાત સ્વીકારી નહિ,
ાને છેવટ સુધી તેઓ કુંવારાજ રહ્યા હતા. આમ છતાં તેઓ સ્ત્રીઓને
ાગતાં પુસ્તકો સ્વર્ગની સુંદરીઓ અને સ્ત્રીઓનું સ્વર્ગ લખી શક્યા
ે તેમને સ્ત્રીઓના અભ્યાસનો જે ખાસ શોખ હતો તેને લીધે જ
ાની શક્યું હતું.

વૈદ્યક વિષયનો તેમનો શોખ, મુંબઈમાં બિમાર પડ્યા પછી
ાધ્યો હતો અને નવું જાણવાની જિજ્ઞાસા તથા ઘણા વિદ્વાનો અને
ાાધુ—સંતોના સહવાસને લઇને એ વિષયમાં તેમણે સારૂં જ્ઞાન મેળવ્યું
ાતું. તેઓ સાદા, રહેલા અને સચોટ એવા અનેક ઉપાયો જાણતા હતા.
જે કોઈ પુછે તેને કાંઈ પણ રાખ રખાવટ વિના આ ઉપાયો બતાવી
ેતા હતા અને પાઇ પણ લેવાની આશા રાખતા નહિ. એ સંબંધે
ાંઇ આવક થતી તે પણ દવાઓ બનાવી ગરીબોને મફત આપવામાં
જ ખર્ચી નાખતા. આવી નિઃસ્વાર્થપરાયણતા અને આવડતને લીધે
ાેમને યશ પણ ઠીક મળતો.

ચાંદોદ પાસેના ગંગનાથતીર્થમાં મહાત્મા બ્રહ્માનંદજી કે જેઓ ૧૫૦ વર્ષ ઉપરાંતની ઉમ્મરે હતા તેમની પાસે, અને ઉતરાખંડ નિવાસી પરમહંસ પરમાનંદદાસજી પાસે તેમણે વૈદક વિષેનો અભ્યાસ કર્યો હતો. તેઓ વર્તમાન અંગ્રેજી પદ્ધતિ વિષે પણ જાણીતા રહેતા; છતાં તેમનો વિશ્વાસ આર્યવૈદકપર વધારે હતો. વનસ્પતિઓનો તેમને ભારે શોખ હતો.

ભાઇ અમૃતલાલને પ્રવાસનો પણ ઘણો શોખ હતો. પ્રસંગોપાત ગુજરાત–કાઠીઆવાડનાં દરેક મુખ્ય શહેરોમાં તેમજ હિંદુસ્તાનના અન્ય ભાગોમાં તેમણે પ્રવાસ કર્યો હતો. ભારતવર્ષનાં પ્રત્યેક તીર્થો અને અનેક પહાડોની મુસાફરી તેમણે કરી હતી. ગયે વર્ષે કાશ્મીર અને રંગુન તરફ પણ તેઓ ફરી આવ્યા હતા; નજીકના સમયમાં કેટલાક અંગ્રેજી ભણેલા ગૃહસ્થ મિત્રો સાથે કદાચ વિલાયત પણ જનાર હતા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં ધાર્મિક તથા સામાજિક વિષયોપર તેમનાં વ્યાખ્યાન થતાં અને લોકોને તે બહુ જ ગમતાં.

મુંબઇમાં પંદરેક વર્ષ તેઓ રહ્યા તે દરમીઆન સ્વર્ગનાં દશ–બાર પુસ્તકો બ્હાર પડયાં, અને ઘણા લેખો તથા વ્યાખ્યાનો પણ થયાં. ત્યાર પછી એટલે સંવત્ ૧૯૬૩ માં મુંબઇમાં સ્વામીશ્રી અખંડાનંદજીનો તેમને મેળાપ થયો. લોકશિક્ષણના એક ઉત્તમ ઉપાય તરિકે સ્વામીજી ઉત્તમ વાંચન સસ્તા મૂલ્યે ફેલાવવા ઇચ્છતા હતા. પઢીયાર પણ એજ મતના હોઇ પોતાના એક સ્વર્ગમાં લખી ચુક્યા પણ હતા કે, "મ્હારાં પુસ્તકો તો મફત મળવાં જોઇએ, પરંતુ સંયોગના અભાવે ઉપાય નથી." આ પ્રમાણે બંને એક વિચારવાળાઓનો સંયોગ થતાં તેણે મિત્રતાનું રૂપ ધારણ કર્યું હતું. એક ગૃહસ્થે એકવાર સસ્તા સાહિત્યનાં પુસ્તકો પાછળ પૈસા રોકવાની હા પાડેલી; પરંતુ પાછળથી તે ગૃહસ્થ ફરી ગયા, ત્યારે પઢીયારે પોતાનાં પુસ્તકો ગીરવી મુકી કેટલીક રકમ પુરી પાડવા તત્પરતા બતાવી હતી. સ્વામીજીએ એવી રીતની સગવડ મેળવવાનું પસંદ કર્યું નહિ, પરંતુ ત્યારથી તેમની મિત્રતા વધારે ઘાડી બની હતી, અને સ્વામીજીએ પોતાના કામને સાર્વજનિકરૂપ આપવા માટે તેમને સસ્તાસાહિત્ય ખાતામાં સભ્ય નીમ્યા હતા.

આર્થિક અગવડને લીધે પાછળથી અમૃતલાલભાઇ ચોરવાડ

રહેવા ગયા. ચોરવાડના બાર વર્ષના નિવાસ દરમ્યાન એ ગામના ઉછળતા યુવકોને જે પ્રોત્સાહન મળ્યું છે અને ગામને જે ઉન્નતિ પ્રાપ્ત થઇ છે તેમાં ભાઈ અમૃતલાલનો હાથ કેટલો મ્હોટો છે તે તો ત્યાંના ભાઇઓ જ જાણે છે. ત્રણ હજારની વસ્તીવાળા, એક દેશી રજવાડામાં આવેલ એ ગામમાં જે કાર્ય થયું છે ને થાય છે તે એ ભાઇનો જ પ્રતાપ છે. એ ગામ હમ્મેશને માટે તેનું ઋણી છે, અને એવા પુરૂષની જન્મભૂમિ હોવાથી ગૌરવાન્વિત છે.

ચોરવાડમાં તેઓ જો કે સ્થાયી રીતે રહેવા ગયા હતા; છતાં પ્રવાસના શોખને લીધે, તથા વ્યાખ્યાનો અને લેખન વ્યવસાયના શોખને લીધે, તેમજ વિદ્વાનો અને સાધુઓના સંગના ખાસ પરિચયના ભૂખ્યા હોવાને લીધે તેઓ વર્ષમાં છ મહિના બહારજ ફર્યા કરતા. કવિ ન્હાનાલાલનું રાજકોટનું ઘર તે જાણે પોતાનુંજ ઘર હોય એમ તેઓ માનતા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, પંડિત લાલન અને બીજા અનેક પ્રસિદ્ધ અપ્રસિદ્ધ વિદ્વાનો સાથે તેમને મૈત્રી હતી. તેમના અનેક મિત્રો, અનેક દિશામાં હતા. મુંબઇના હાલના જાણીતા અર્થશાસ્ત્રી સાહસી શહેરી અને બાહોશ બેરીસ્ટર કે જેમના બંગલામાં અમૃતલાલભાઈનું અવસાન થયું, તેઓ પોતાની વિદ્યાર્થી અવસ્થાથીજ અમૃતલાલભાઇના સંગી હતા અને તેમની પાસેથી અનેક પ્રકારના નવા નવા વિચારો સાંભળવાનો આનંદ લેતા.

તેમનાં લખાણોમાં ધાર્મિક દ્રષ્ટિબિન્દુને મુખ્ય રાખી સામાજિક સુધારણા ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે, અને તેને લીધે એમનાં પુસ્તકો ઘણાંજ ઉપકારક થઇ પડયાં છે. સાદી અને સરલ ભાષા તો જાણે કે પઢીયારનાજ બાપની હતી. ગમે તેવા ગામડીયાને પણ સમજાય એવી ભાષા અને શૈલીમાં ગુજરાતને પુસ્તકોનો જે વારસો તેઓ આપતા ગયા છે તે માટે આખું ગુજરાત ભાઈ પઢીયારનું ઋણી છે. એ પુસ્તકોનો તેમજ તેમના બીજા તૈયાર ઉપયોગી લેખોનો પ્રચાર ગુજરાતમાં વધુ થાય અને જારી રહે તેને માટે તેમના એક મિત્ર સદ્‌ગૃહસ્થે અમુક રકમ ઉછીતી આપવા કહેલું હતું, અને તેની ગોઠવણની તજવીજમાંજ તેઓ હતા. તેમના ગૃહસ્થ મિત્રોએ તેમના પોતાના નિર્વાહ માટે અમુક રકમ ભેગી કરીને તેનું વ્યાજ તેમને આપવાની ગોઠવણ કરી હતી.

તેમજ એક ગૃહસ્થે પોતાના કંપાઉન્ડમાં તેમને માટે ચોરવાડમાં એક મકાન પણ બનાવી આપ્યું હતું; પરંતુ એ મકાનમાં તેઓ જઇ વસે તે પહેલાંજ તેઓ સ્વર્ગમાં જઇ વસ્યા છે, તો આશા છે કે તેમના મિત્રો, તેમનાં નિરાધાર માતા ને વિધવા બ્હેનને અને તેમના બચરવાળ રાંક સ્વભાવના ભાઇને માટે બનતું કરશેજ અને તેમનાં પુસ્તકો જારી રહેવાની પણ કોઇ ગોઠવણ વિચારશેજ.



## परिशिष्ट–૩

# સ્વર્ગસ્થ સાક્ષર શ્રી અમૃતલાલ સુંદરજી પઢીઆર×

### લેખક:—રા. રામમોહનરાય જશવંતરાય

---

**ભાઈ પઢીઆરનો દેશને સન્દેશ:**

"**સંસારમાં સ્વર્ગ કેમ મળે?**"+ પોતાની શક્તિના પ્રમાણમાં ઘણામાં ઘણાં કામો કરવાં, તેનું નામ **કર્મયોગ** છે; અને એ કામો પ્રભુને સાથે રાખીને કરવાં એટલે કે ઉત્તમમાં ઉત્તમ હેતુથી **બ્રહ્માર્પણ** કરીને કરવાં, તેનું નામ **ભક્તિયોગ** છે. આ બંને યોગની ઐક્યતાનું નામ કર્તવ્ય છે. એ કર્તવ્યને **ભ્રાતૃભાવ** અને દેશસેવામાં વાપરવાથી "**સંસારમાં સ્વર્ગ**" મેળવી શકાય છે. હાલના જમાનાનો, વર્તમાન કાળનો તે મુખ્ય **ધર્મ** છે. એ **ધર્મ** પાળવાથી, ઈશ્વરકૃપાથી, હું "**સંસારમાં સ્વર્ગ**" અનુભવું છું અને મારા **બન્ધુઓ** (તેમજ બ્હેનો) એવીજ રીતે **ભ્રાતૃભાવ** અને દેશ સેવાની ભક્તિથી પોતાનાં કામકાજો વચ્ચેથી જ "**સંસારમાં સ્વર્ગ**" ભોગવવા ભાગ્યશાળી થાય, એમ પ્રભુપ્રાર્થના કરું છું."

"**સંસારમાં સ્વર્ગ**"

લોકપ્રિય 'સ્વર્ગનાં પુસ્તકો' ના સંસ્કારી લેખક સ્વર્ગસ્થ ભાઈ **અમૃતલાલ** પઢીયારના નામથી ગૂજરાતી પ્રજામાં કોણ અજાણ્યું છે? સુન્દર, મોહક, રસભરી, સરલ વાણીમાં ધર્મ, ભક્તિ, જ્ઞાન, યોગ અને કર્મમાર્ગના જેવા ગહન વિષયો એમણે ઘણા સુગમ બનાવ્યા છે. પુરાણ પુસ્તકોમાંથી ઉપયોગી વિચારોના દોહનરૂપ તથા નવીન વિદ્યા–વિજ્ઞાનના મન્થનરૂપ પ્રેરણાઓથી ભરપુર, એ **ભાઈએ** જે

---

× 'સુંદરી સુબોધ'ના જાન્યુઆરી ૧૯૨૧ ના અંક (પઢીયાર સ્મારક અંક) માં આવેલો લેખ.

+ દરેક સારા માણસોની ઇચ્છા "સ્વર્ગ" મેળવવાની હોય છે અને "સ્વર્ગ" એટલે મહાત્માઓ કબુલ રાખે તેવું ઉંચામાં ઉંચી જાતનું સુખ, "સ્વર્ગ" એટલે અંતરાત્માને તૃપ્તિ થાય તેવી સ્થિતિમાં રહેવું તે, અને "સ્વર્ગ" એટલે પ્રભુમય જીવન તથા પ્રભુ પોતે; આવો મારા "સ્વર્ગ" શબ્દનો અર્થ છે. "સ્વર્ગનાં રત્નો"

મનોહર અને ઉત્કર્ષક ગ્રન્થમાળા માતૃભાષાને ચરણે ભેટ આપી છે, તે એમનો ઉપકાર આપણા ઉપર કાંઈ જેવો તેવો નથી. "સંસારમાં સ્વર્ગ," "સ્ત્રીઓનું સ્વર્ગ," "સાચું સ્વર્ગ," "સ્વર્ગની સુન્દરીઓ"—એવાં એવાં આકર્ષક નામ વાળાં અને **યથાનામા-સ્તથાગુણાઃ**ના પ્રમાણે ગુણ ધારણ કરતાં—ઉંચી કલ્પના, રસીક શૈલિ અને ઉપયોગી વિષયોથી ઉભરાતાં—પંદર વીસ પુસ્તકો લખીને ભાઈ પઢીયારે આપણી ભાષામાં એવા ઉત્તમ પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે, જે ઘણા લાંબા કાળ સુધી નિઃસંશય લોકપ્રિય અને લોકપ્રેરક રહેશે.

**સ્વર્ગસ્થ સાક્ષર શ્રી અમૃતલાલ સુંદરજી પઢીયાર**નો જન્મ કાઠિયાવાડની દક્ષિણે દરિયા કિનારે આવેલા ચોરવાડ ગામમાં સંવત ૧૯૨૬ ના ચૈત્ર શુદી ૨ ના દિવસે થયો હતો. જ્ઞાતિએ તેઓ ગિરનારા બ્રાહ્મણ હતા. જન્મ પછી દશેક વર્ષે ત્હેમનાં માતુઃશ્રી સૌ. કસ્તુરબાઈનું મરણ થવાથી, ત્હેમના પિતાએ ફરીથી લગ્ન કરેલું. તે માતાને તેઓ "જી" કહીને બોલાવતા, તેઓ હયાત છે. ભાઈ અમૃતલાલનો ત્હેમની સાથેનો સંબન્ધ અવસાન પર્યન્ત ઘણો સારો રહ્યો હતો. સુન્દરજીભાઈનું મૃત્યુ સંવત ૧૯૫૪ માં થયું હતું.

ભાઈ પઢીયારે* પોતાનો અભ્યાસ ભંડુરી ગામમાં શરૂ કર્યો અને ચોરવાડની નિશાળમાં ગૂજરાતી છઠ્ઠું ધોરણ ત્હેમણે પૂરૂં કર્યું. શાળાનો અભ્યાસક્રમ અહીં સંપૂર્ણ થયો એમ ત્હેમણે માન્યું, પણ એ પછી એમનું વિવિધ વિષયોનું વાંચન વિશાળ અને નિયમિત હતું અને પુસ્તકો તથા પત્રો વાંચવાનો એમને જબરો શોખ હતો, એટલે ધીમે ધીમે એમનું જ્ઞાન વધતુંજ ચાલ્યું. આ સમયમાં પિતા તરફથી એમની સગાઈ (વિવાહ) કરવામાં આવી હતી, પરન્તુ એમ કહેવાય છે કે ત્હેની "સાટાં" ની રીતે ગોઠવણ થયેલી

---

* ભાઈ પઢીયારના જીવનની સંક્ષિપ્ત નોંધ રા. રા. જીવણલાલ કરસનજી ઠાકરે સુન્દરી સુબોધ (૧૯૧૯ ના જુલાઈ—ઑગસ્ટના અંક) માં આપી છે. હાલમાં એ ભાઈ આ સ્વર્ગસ્થ સાક્ષરનું વિસ્તૃત જીવન ચરિત્ર લખે છે એમ સાંભળ્યું છે. ચાર પાંચ વર્ષ ઉપર ભાઈ અમૃતલાલ અમદાવાદ આવેલા, ત્યારે ત્હેમણે પોતાની જીંદગીને લગતી કેટલીક હકીકત મ્હને કહી હતી, તે પ્રસંગે કરેલી ટુંકી નોંધ ઉપરથી આ જીવનરેખા લખવામાં આવી છે. રા. જ.

હોવાથી પોતાને તે અનુકુળ નહિ લાગવાથી તેઓ કાશી જતા રહ્યા અને પત્ર લખીને સગાઇનો સંબન્ધ તોડી નંખાવ્યો. થોડા વખત પછી પિતાનું અવસાન થતાં તેઓ ઘેર પાછા આવ્યા. થોડા માસ શાળામાં શિક્ષકની નોકરી તથા જૂનાગઢ રાજ્યના વહીવટી ખાતામાં ઉમેદવારી અને કારકુની તેમણે કરી હતી. આ પછી તેઓ મુંબઈ ગયા; જ્યાં કાપડિયાની દુકાને થોડો વખત કામ કર્યા પછી, શેઠ લક્ષ્મીદાસ ખીમજીને ઘેર તથા હેમની મીલમાં નવેક વર્ષ નોકરી કરી. ત્યાર પછીનું પોતાનું સઘળું જીવન એ સાધુ પુરૂષે વાંચન–લેખન–વ્યાખ્યાન તથા પ્રવાસ–યાત્રા–સત્સંગમાં ગાળ્યું હતું.

વૈદ્યકમાં પણ ભાઇ પઢીયાર ઘણા પ્રવિણ હતા. વનસ્પતિના જ પ્રયોગો ઉપર તેઓ આધાર રાખતા અને નવા નવા પ્રયોગોની અજમાયશમાં બહુ રસ લેતા. એમણે ઇ. સ. ૧૮૯૮માં નોકરી હમ્મેશને માટે છોડી, ત્યારથી પરમહંસ પરમાનન્દજી નામના પંજાબી ઉદાસી પન્થના સાધુ પાસે વૈદ્યકનો અભ્યાસ તેમણે કરવા માંડ્યો હતો અને ધીમે ધીમે હેમાં તેઓ બહુ આગળ વધ્યા હતા.

ભાઈ પઢીયારે ચારે ધામની યાત્રા કરી હતી. તેઓ ગંગોત્રી પણ ગયા હતા. જગન્નાથજી એ વખત ગયા હતા. કાશી તથા અલ્લાહાબાદ પાંચ છ વાર. મુંબાઈમાં નરનારાયણના મન્દિરના શ્રી જાદવજી મહારાજ તથા હેમની મંડળી સાથે એમને ઘણો લાંબો–લગભગ પચીશેક વર્ષનો સંબન્ધ હતો. નર્મદા કિનારે આવેલ ગંગનાથના દેવાલયવાળા સ્વર્ગસ્થ મહાત્મા શ્રી બ્રહ્માનન્દજી મહારાજ તથા માલસરવાળા સ્વર્ગસ્થ મહાત્મા શ્રી માધવદાસજી મહારાજની પાસે તેઓ કેટલોક વખત રહ્યા હતા અને તે પછી પણ વખતો વખત જતા. વલ્લભકુળના વૈષ્ણવ આચાર્યોમાં સ્વ. શ્રીમાન્ દેવકીનન્દનાચાર્યજી મહારાજ એમના ઉપર સારી મમતા રાખતા અને આર્યસમાજના પ્રસિદ્ધ વિદ્વાન્ અને સમર્થ વક્તા શ્રી નિત્યાનન્દજીની સાથે તો એમને ઘણા લાંબા સમયથી પરિચય હતો. બંગાળાના જાણીતા મહાત્માજી શ્રી હરનાથ પાગલને પણ ભાઇ પઢીયાર એક વખત મળેલા તથા હેમના વિચારોનું વિસ્તારથી આલેખન કરીને તે ગૂજરાતી પત્ર દ્વારા ગૂજરાતી પ્રજાના હિતાર્થે હેમણે પ્રકટ કયુ હતું. સ્વર્ગસ્થ સ્વામી શ્રી વિવેકાનન્દજીને પણ તેઓ બેલૂરના મઠમાં

એકવાર મળ્યા હતા. મહાત્મા શ્રી ગાંધીજી પાસે તે કદિ કદિ જતા અને બોલપુરમાં કવિકુળમણિ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરને મળવા તથા શાન્તિનિકેતન જોવા તેઓ મહાત્માજીની સાથે જ ગયા હતા. આ પ્રસંગે હરદ્વારની "ગુરૂકુળ" સંસ્થા જોવાનો તથા હેના પ્રધાનાચાર્ય મહાત્માશ્રી શ્રદ્ધાનન્દજી (મુન્શીરામજી) ના મેળાપનો પણ લાભ તેઓએ લીધો હતો.

ભાઇ અમૃતલાલના સમાગમમાં આવેલ મનુષ્યોની સંખ્યા જોવા જઇએ તો તે ઘણી મ્હોટી થાય; અને હેમાં ઘણા વિદ્વાનો, શ્રીમન્તો તથા સાધુજનોનો પણ સમાવેશ થાય છે. એક રીતે એમ કહી શકાય કે એ પોતે "અજાતશત્રુ" (જેને કોઇપણ દુશ્મન નહિ એવા) હતા તથા તેઓ જ્યાં જતા ત્યાં એમના સત્સંગનો સુવાસ ચોતરફ પસરી રહેતો–અર્થાત્ (રાગ દ્વેષ રહિત) એમના આન્તર્ ગુણો સર્વ મનુષ્યોને એક સરખા આકર્ષતા.

આ ઉપરાન્ત હેમનું ખાસ સ્નેહીમંડળ પણ હતું, જે સુસંસ્કારી, દેશપ્રેમી, સુધારક, પ્રભુભક્ત સજ્જનોનું બનેલું હતું. તે બહુ મ્હોટું નહોતું. મહાત્મા ગાંધીજી, સાધુશ્રી મોહનદાસજી, પ્રો. ગજ્જર, રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. ન્હાનાલાલ કવિ, રા. મોતીભાઇ અમીન, સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઈ, રા. મનુભાઇ સુબેદાર, સ્વામી શ્રી અખણ્ડાનન્દજી તથા અમદાવાદની બન્ધુસમાજના સભાસદો, એ સહુની સાથે ભાઇ પઢિયારને સારો સ્નેહ સંબન્ધ હતો; અને હેમાંના કેટલાકની સાથે તો ઘણા લાંબાકાળની મિત્રતા હતી. "સસ્તા સાહિત્ય"વાળા અખણ્ડાનન્દજી સાધુ થયાને ચોથેજ દિવસથી હેમને ઓળખાણ થયું હતું. ધાર્મિક લેખક શ્રી હરિદાસ મહારાજ (ડાકોરવાળા), આર્યસમાજવાળા ડૉ. કલ્યાણદાસ, અન્ત્યજોદ્ધાર માટે ચાલુ પ્રયાસ કરી રહેલ ડૉ. શિન્દે, તથા "સર્વન્ટ્સ ઓફ઼ ઇન્ડીયા" સોસાયટી (મંડળ) ના અગ્ર સભાસદો શ્રીયુત્ દેવધર અને અમૃતલાલ ઠક્કર વગેરે સાથે પણ એમને સારો મેળાપ હતો.

આ ઉપરથી સમજાયા વિના નહિ રહે કે ભાઈ પઢિયારના બુદ્ધિ સંસ્કાર તથા તેમની સદ્‌ભાવનાઓ ઉંચા પ્રકારના વાતાવરણમાં ખીલ્યાં હતાં. જૂદાં જૂદાં વૃત્તિ વિચારનાં મનુષ્યોમાં તથા ભિન્ન ભિન્ન મતાનુરાગી મંડળોમાં તેઓ એક સરખું સમતોલપણું, શાન્તિ તથા

સદ્ભાવ રાખીને રહી શકતા હતા, એ હેમની એક સુન્દર વિશેષતા હતી; અને આમ હોવાને લીધેજ તેઓ પોતાનો આત્મવિકાસ બહુ સારી રીતે સાધી શક્યા હતા. તેઓ જેટલી સરલતા, નિખાલસપણું, સુજનતા, મમતાથી અશિક્ષિત, અસંસ્કારી (અથવા ઓછું શિક્ષણ–સંસ્કાર પામેલા ) સામાન્ય જનવર્ગમાં ભળી જતા, તેટલીજ રહેલાઈથી અને હેવીજ રીતે તેઓ વિદ્વાનો, વિચારકો તથા શ્રીમન્તોની સાથે પણ એકરૂપ થઈ શકતા. આડંબર, મોહ, લોભ, ક્રોધ, ખટપટ, એ વગેરે અનેક દુર્ગુણો એમણે પ્રથમથી દૂર કરેલા જણાતા હતા: આમ હોવાથી એ ભાઇને **વસુધૈવ કુટુમ્બકમ્** ( આખી દુનિયાને પોતાના કુટુમ્બરૂપ ) માનવામાં કાંઇ અડચણ આવતી નહિ. આ ઉપરાન્ત તેઓ અત્યંત નિડર અને આશાવાદી પણ હતા. એમના વિચાર તથા ચારિત્ર્યની શુભ અસરો લોકોમાં ધીમે ધીમે વધતી વધતી ફેલાવા લાગી હતી, એમ સહજ જણાતું હતું.

ભાઇ પઢીયારે લેખનપ્રવૃત્તિ ઘણી વ્હેલી શરૂ કરી હતી. એમનો પ્હેલો લેખ આશરે દશેક વર્ષના તેઓ હતા તે વખતે "ચોપટ" વિષે લખાયો હતો, જે પાછળથી હેમને અપક્વ લાગવાથી હેમણે પ્રકટ કર્યો ન્હોતો; પણ આ ઉપરથી પોતાની લેખનશક્તિ વિષે અમૃતલાલભાઇને કાંઇક ખ્યાલ આવ્યો અને કાંઇક સારૂં પુસ્તક લખવું, એમ પણ હેમણે આ સમયે જ નિશ્ચય કર્યો.

આ પછી "**આર્યવિધવા**" નામનું પુસ્તક એણે લખ્યું, જે રાસ્તગોફ્તારના અધિપતિ શ્રીયુત્ કાબ્રાજીને ઘણું પસંદ પડ્યું હતું, પરન્તુ તે અમૃતલાલ જેવા અજ્ઞાત, ઉંચી કેળવણી નહિ પામેલા, યુવાને લખેલું હતું, એમ માનવાની હેમણે આનાકાની કરી હતી; અને અન્તે જ્યારે લક્ષ્મીદાસ શેઠે પોતે હેમને ખાત્રી આપી ત્યારેજ હેમણે એ વાત સાચી માની હતી. આ પુસ્તકનું અવલોકન કરતાં "હિન્દુસ્તાન" પત્ર ( જે અમદાવાદમાં પ્રકટ થતું હતું તે ) ના અધિપતિ સ્વ. શ્રીયુત્ વનમાળીદાસ લાધાભાઈ મોદીએ ઉંચો અભિપ્રાય દર્શાવ્યો હતો પણ જણાવ્યું હતું કે, "કોઈ સારા વિદ્વાનની તે કૃતિ હોવી જોઇએ અને પ્રકાશકે એટલે પઢિયારે તે ચોરી લીધું હશે, એમ સંભવે છે!" "પ્રેમ પ્રેમ ને પ્રેમ" એ નામનું પુસ્તક હેમણે ૧૮૯૬માં લખ્યું હતું અને સ્વર્ગનાં પુસ્તકો તરીકે બહુ જાણીતી

થયેલી ગ્રન્થમાળાનું પ્હેલું પુસ્તક "સંસારમાં સ્વર્ગ" ત્હેમણે ઇ. સ. ૧૯૦૦ માં લખ્યું હતું. આ ગ્રન્થ ત્હેમની ઉત્તમ કૃતિઓમાંનો એક છે, એમાં કાંઇજ શક નથી; પરન્તુ એક રીતે કહીએ તો ત્હેમનાં "સ્વર્ગનાં પુસ્તકો" વાળી આખી ગ્રન્થાવલિ એવી સરલ અને સુન્દર, રસિલી ભાષામાં લખાયેલી છે; ત્હેમાં ધર્મના કઠિન સિદ્ધાન્તો અને કર્તવ્યના ગહન માર્ગો જેવા ઉપયોગી છતાં શુષ્ક મનાતા વિષયો પણ એવી સાદી, રસભરી, મિઠ્ઠી ભાષામાં ત્હેમણે ઉતાર્યા છે કે ત્હેને લીધે એમની પુસ્તકોની લોકપ્રિયતા દિન પર દિન વધતીજ જાય છે અને એક દિવસ એવો આવશે કે જ્યારે આપણે ત્હેમને દરેક ગૂજરાતી ગૃહ કુટુમ્બમાં સ્થાન મળેલું જોઇશું, એમ ખાત્રી છે.

ભાઈ અમૃતલાલના ચારિત્ર્યના, હૃદયના ગુણો વિશે બહુ કહેવાયું છે. તેઓ એક નિર્મળ અને સરલ જીવન ગાળનારા સાધુજન હતા, એ જાણીતું છે. અહોરાત્ર અભ્યાસમાં, પ્રભુચિન્તનમાં, લેખનમાં, સત્સંગમાં તેઓ પ્રવૃત્ત રહેતા. એમની સાદાઈ તો ખરેખર આદર્શરૂપજ હતી. (Plain Living and High Thinking) "સાદું જીવન અને ઉચ્ચ વિચાર" એ ભાવનાને તેઓએ સારી રીતે પોતાની જિન્દગીમાં મૂર્તિમાન કરી હતી. દેશાટન–યાત્રાનો પણ એ ભાઇને બહુ શોખ હતો અને પોતાના વિવિધ અનુભવોનું પુસ્તકોમાં તથા છૂટક લખાણોમાં તેઓ સુન્દર રીતે આલેખન કરતા.

સ્વ. શ્રી પઢિયારની લેખન પ્રવૃત્તિ ચાલુ અને નિયમિત હતી. ઘણાંખરાં શિષ્ટ અને લોક પ્રિય સામાયિક પત્રોમાં તેમજ સામાન્ય રીતે સઘળાં પત્રોના ખાસ અંકોમાં તેઓ કાંઇ ને કાંઇ સુબોધક, ઉપયોગી, સરલ લખાણ આપતા. જેવું લખતા ત્હેવુંજ તેઓ બોલતા. ટૂંકાં, સાદા શબ્દોવાળાં વાક્યો, અને અક્કેકા વિચારનું અનેક રીતે દર્શન તથા સમર્થન તેઓ કરતા.

વૈદ્યકના વિષયમાં પણ એમણે ઘણું લખ્યું છે અને તે સઘળું બહુ ઉપયોગી સાહિત્ય છે. આશા છે કે એમની કૃતિઓની ગ્રન્થમાળા ભવિષ્યમાં પ્રકટ કરવામાં આવે તો ત્હેમાં આ લખાણોને ખાસ સ્થાન આપવામાં આવશે. વૈદ્યક ઉપરાન્ત ફ્રેનોલોજી (માથા ઉપરથી મનુષ્યનું ચારિત્ર જાણવાની વિદ્યા) અને મેસ્મેરિઝમ (આત્મબળથી બીજાં મનુષ્યોનાં મન ઉપર અસર કરવાની વિદ્યા) ની પણ એમણે

સારી માહીતિ મેળવી હતી; અને હિસ્ટીરિયા ( તાણ ) જેવાં દર્દો ઉપર ત્હેનો પ્રયોગ પણ તેઓ કરતા.

ભાઈ અમૃતલાલ પઢિયારનું શોકજનક અવસાન મુંબાઈમાં ૧૯૧૯ ના જૂલાઈની ૧૮ મી તારીખે કોલેરાથી થયું હતું. એમનાં કેટલાંક પુસ્તકોનું હિન્દી તથા મરાઠીમાં ભાષાન્તર પણ થયું છે.*

---

* આ તથા "સ્વર્ગનાં પુસ્તકો" વાળા લેખ (જે લેખ આ પુસ્તકમાં આપવામાં આવ્યો નથી) ને માટે કેટલીક ઉપયોગી માહીતિ આપવા માટે ભાઈ વેણીશંકર વહાલજી પઢિયારનો, તથા "સસ્તા સાહિત્ય મંડળ" તરફથી મળેલી અનુકૂળતા માટે ત્હેના માનવંત મંત્રી શ્રી અખંડાનન્દજીનો હું આભારી છું. રા. જે.

# પરિશિષ્ટ–૪

# સ્વ પઢીયાર સ્મારક ફંડ

---

## મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા હેઠળ મળેલી જાહેર સભા

જાણીતા ગુજરાતી લેખક રા. અમૃતલાલ સુંદરજી પઢીયારના મરણ માટે ખેદ જાહેર કરવાને અને તેમના યાદગીરી જાળવવાના પગલાં ભરવાને મુંબઇના સમસ્ત ગુજરાતીઓની એક જાહેરસભા તા. ૫–૮–૧૯ મંગળવારને રોજ સાંજના ૬–૩૦ કલાકે કાલબાદેવી રોડ ઉપર આવેલા શેઠ મોરારજી ગોકળદાસ હૉલમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા હેઠળ મળી હતી. સભામાં પ્રમુખ ઉપરાંત કેટલીક સ્ત્રીઓ પણ હતી.

### ગાંધીજીનું ભાષણ

મહાત્મા ગાંધીજીએ ભાષણ કરતાં જણાવ્યું કે, બ્હેનો અને બંધુઓ, એક શોકજનક બનાવ માટે આપણો ખેદ જાહેર કરવાને અને તે અવસરે આપણી ફરજ બજાવવાને આપણે અત્રે ભેગા મળ્યા છીએ. ભાઇ અમૃતલાલ પઢીયારને હું જેટલે દરજ્જે ઓળખતો હતો, તેના કરતાં અત્રે હાજર થયેલા તમો ભાઇઓ અને બ્હેનો બહુ વધારે જાણતા હતા એટલે તેમના ગુણોનું કથન કરવામાં હું સભાનો વધુ વખત નહિ લઉં. ફક્ત એક બે સ્મરણો જે મારી નજર આગળ તરી રહેલાં છે, તે કહ્યા વગર હું રહી શકતો નથી. હું ૧૯૧૫ માં આફ્રીકાથી અત્રે આવી રાજકોટ ગયો ત્યારે મને તેઓ સાથ ઓળખાણ થઈ હતી. તે વખતે હું તેમના બહુ પ્રસંગમાં નહિ આવેલો, પણ પાછળથી કલકતામાં મને તેમનો સમાગમ થયો અને રવિન્દ્ર ટાગોરના શાંતિનિકેતનમાં હું તેમના વધારે પ્રસંગમાં આવ્યો. તેમની સાદાઇથી, તેમની રહેણીકરણીથી મારા પોતાના મન ઉપર છાપ પડેલી. તે છાપ જેમ પ્રસંગ વધતો ગયો,તેમ મારાં મન ઉપર વધારે પડી. સૌ ભાઇઓ અને બ્હેનો જાણો છો કે કેળવણીને લગતા મારા વિચારો આધુનિક પ્રણાલિકાથી ભિન્ન છે. હું હમેશાં એમ માનતો આવેલો છું કે આપણે આપણો પોતાનો જીવનવિકાસ અને બુદ્ધિ

તથા મગજની ખીલવણી પશ્ચિમની ભાષાના અભ્યાસ વગર કરી શકીએ તેમ છીએ; તે માટે ભાઇ અમૃતલાલનો, સાક્ષાત પુરાવો છે. ઉંચામાં ઉંચી ભાવનાઓ ઇંગ્રેજી શીખીનેજ આપણે બતાવી શકીએ છીએ, તેવું કાંઇ નથી. હું જાણું છું કે ભાઇ અમૃતલાલે ઇંગ્રેજી કેળવણી અથવા તો પશ્ચિમની બીજી ભાષાની કેળવણી લીધી નહિ હતી, તે છતાં તેઓ ઉંચામાં ઉંચા ભાવો ગુજરાતી ભાષાદ્વારા પ્રદર્શિત કરી શક્યા હતા. તેઓએ વચન અને કાર્યથી સરસ રીતે બતાવી આપ્યું હતું કે પશ્ચિમની કેળવણી નહિ લઇએ, તો પણ સ્વતંત્રતા દેખાડી અને રાખી શકાય છે. તેઓ પોતાના વિચારો બેધડક જાહેર કરતા હતા. તેઓએ કદી ઉદ્ધતાઈ અને ઉછાંછલાપણું વાપરેલું મેં જોયું નથી અને વિવેકસર પોતાના વિચારોનું સમર્થન કરેલું છે. સ્ત્રી સંસારને લગતા સુધારા પાછળ તેઓએ અર્પણ કરેલી જીંદગીથી તમો ભાઇઓ અને બ્હેનો વાકેફ છો. તેઓનાં પુસ્તકો મેં બધાં વાંચ્યાં નથી અને તેટલો અવકાશ મને મળ્યો નથી પણ તેઓનાં પુસ્તકો ખરેખર વાંચવા લાયક છે, એમ હું કહી શકીશ. આફ્રીકામાં પણ તેઓનાં પુસ્તકો હોંસે હોંસે વંચાતાં મેં જોયાં હતાં. બાદ મહાત્મા ગાંધીજીએ મરહુમની યાદગીરી કાયમ રહે, તેવાં પગલાં ભરવાની જરૂર દર્શાવી પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું.

## પહેલો ઠરાવ–મીસીસ રમીબાઇ કામદારનું ભાષણ

મીસીસ રમીબાઇ કામદારે પહેલો ઠરાવ રજુ કર્યો કે, ગુજરાતના અતિ લોકપ્રિય સમાજસેવક અને સાહિત્યસેવક, સાદા જીવન અને ઉચ્ચ મનનની ભાવના આચારમાં મૂકનાર સ્વ૦ ભાઇ અમૃતલાલ સુંદરજી પઢીયારના અકાળ અવસાન માટે, મુંબઇના સમસ્ત ગુજરાતીઓની આ સભા પોતાનો શોક પ્રદર્શિત કરે છે, અને માને છે કે ગુજરાતના એ લુપ્ત રત્નના અવસાનથી ઘણાંએ ગૃહોમાં આશા, આશ્વાસન, પ્રેરણા અને પ્રેમનો સંદેશો લાવનાર એ સાત્વિક અતિથિની અને સમસ્ત ગુજરાતમાં એક સાચા અને નિઃસ્વાર્થ કાર્યકર્તાની ખોટ જણાશે.

રણુ અને શોકની લાગણી સાથે આ સભા સ્વર્ગસ્થના કુટુંબની ખોટમાં સમભાગી છે, અને પ્રભુ તે આત્માને સનાતન શાંતિ આપો એમ પ્રાર્થના કરે છે.

મીસીસ કામદારે પોતાના ઠરાવના ટેકામાં લંબાણુથી વિવેચન કર્યું હતું. તેમણે જણાવ્યું કે, મરહુમ પઢીયારનાં મરણથી સ્રી વર્ગને મોટી ખોટ ગઇ છે. તેમનાં પુસ્તકો ઘણાં ઉપયોગી છે અને એવા ગ્રંથો ગુજરાતી ભાષામાં લખાયા નથી. સ્રીઓ માટે એમનું જીવન બહુ ઉપયોગી હતું. સ્વ. પઢીયારનાં વૈદકજ્ઞાનની તારીફ કરી મીસીસ કામદારે કહ્યું કે, તેઓ જયાં જયાં જતા ત્યાં ત્યાં, સચ્ચિદાનંદના ધ્યાનથી આનંદ આનંદ વર્તાઈ રહેતો હતો. તેઓએ કંઈ પણ આશા અને સ્વાર્થ રાખ્યા વગર અથવા તો અંગત હેતુ વગર કિંમતી સેવા બજાવી હતી. તેઓ મને ભક્ત જેવા લાગતા હતા.

રા. ગોપાળજી રામજીએ આ ઠરાવને ટેકો આપ્યો હતો. તેમણે મરહુમ પઢીયારને સ્વર્ગના ઇજારદારની અને મહાત્મા ગાંધીને મોક્ષના ઇજારદારની ઉપમા આપી હતી.

બાદ આ ઠરાવ સભાએ ઉભા થઇ પુર ગંભીરાઈ સાથ પસાર કર્યો હતો.

આ પછી રા. માવજી ગોવીંદજી શેઠે કવિ ન્હાનાલાલ દલપતરામ તરફથી સ્વ. પઢીયાર માટે ખાસ જોડવામાં આવેલ 'સૌરાષ્ટના સાધુ'નાં કાવ્યનો કેટલોક ભાગ વાંચી સંભળાવ્યો હતો, જેથી હાજર રહેલાઓ ઉપર ઉંડી અસર થઇ હતી.

## બીજો ઠરાવ–પઢીયાર સ્મારક ફંડ

આ પછી રા. હરજીવન કાળીદાસ મહેતાએ બીજો ઠરાવ રજુ કર્યો કે, ભાઈ પઢીયારનં સ્મરણ ગુજરાતમાં કાયમ રહે તે માટે આ સભા પઢીયાર સ્મારક ફંડ એકઠું કરવા અને તેની યોગ્ય વ્યવસ્થા કરવા માટે નીચેના સદ્‌ગ્રહસ્થોની કમીટી વધારવાની સત્તા સાથે નીમે છેઃ–

પ્રમુખ–મહાત્મા ગાંધીજી, ઉપપ્રમુખ–રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, મેસર્સ મનુ સુબેદાર, શેઠ જીવણલાલ મોતીચંદ–ખજાનચીઓ, રા. મોતીભાઈ નં. અમીન, સ્વામી અખંડાનંદ, રા. માવજી ગોવિંદજી શેઠ–સેક્રેટરીઓ, અમૃતલાલ વી. ઠક્કર, રા. રામજી હંશરાજ કલકત્તાવાળા (અમરેલી), રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક (અમદાવાદ), રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા (સુરત), રા. પુરૂષોતમ ઝીણારામ પાઠક (મુંબઇ) મેમ્બરો.

આ કમીટીએ આજથી ત્રણ મહીનામાં ફંડનો સર્વે હિસાબ, યોજના તથા વ્યવસ્થા પ્રજા સમક્ષ રજુ કરવી.

રા. હરજીવનદાસે પોતાના ઠરાવના ટેકામાં મર્હુમ પઢીયારના ભલા ગુણો વીશે કેટલુંક વીવેચન કર્યું હતું અને બીજા સ્મારક ફંડોની માફક આ ફંડ ખોરંબે નહિ પડે, તેવી આશા દેખાડી હતી.

મીસીસ ભાનુમતી ત્રિવેદીએ લાગણી ભર્યું ભાષણ કરી આ ઠરાવને ટેકો આપ્યો હતો. આ વિદ્વાન મર્હુમ બ્હેને સ્વ. પઢીયારના ગુણોનું અસરકારક વિવેચન કર્યું હતું અને તેથી કેટલાકોની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં.

બાદ ઠરાવ ઉપર મત લેવામાં આવતાં તે સભાએ પસાર કર્યો હતો.

પછી રા. પ્રભુદાસ લાધાભાઇ મોદીએ પ્રમુખનો અભાર માનવાની દરખાસ્ત રજુ કરી હતી અને તેમ કરતાં તેમણે મર્હુમ પઢીયારનાં સ્મારક ફંડમાં નાણાં ભરવાની જુસ્સાદાર અપીલ કરી હતી; તેજ વળાએ રા. ગોપાળજી રામજીએ સ્મારક ફંડમાં રૂ. ૫૦૦ અને બીજી બ્હેનો તથા ભાઇઓએ નાની મોટી રકમો ભરી હતી, જે મળી એકંદર રૂ. ૨૦૦૦ ભરાયેલા જાહેર કરવામાં આવ્યા હતા. મર્હુમના થોડા મિત્રો તરફથી રૂ. ૬૦૦૦ નું એક જુદું ફંડ ભરાયેલું મહાત્મા ગાંધીજીએ જાહેર કર્યું હતું.

બાદ પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત પ્રસાર કરી સભા વિસર્જન થઈ હતી.

× × × × ×

## ગુર્જર સભા તરફથી મળેલી જાહેરસભા

તા. ૩-૯-૧૯ રવીવારની સ્હવારે સાડા આઠ કલાકે ગીરગામ બેકરોડ ઉપર આવેલી કાકડવાડી ખાતેના આર્યસમાજના હૉલમાં રા. ઉત્તમરામ ત્રિવેદીના પ્રમુખપણા હેઠળ મર્હુમ સાહિત્યસેવક અમૃતલાલ સુંદરજી પઢીઆરનાં અકાળ અવસાન માટે દિલગીરી દર્શાવવા માટે ગુર્જર સભા તરફથી એક જાહેરસભા મળી હતી. શરૂઆતમાં પ્રમુખની ચુંટણી થયા બાદ પ્રમુખે મર્હુમ ભાઇ પઢીઆરના જીવનમાં જણાતી સાદાઇ, સચ્ચાઇ, સ્વધર્મનિષ્ઠા અને કાર્યોમાં એકાગ્રતાના સદગુણો વિષે વિવેચન કર્યું હતું. વળી તેઓએ જણાવ્યું કે મર્હુમ ભાઇ

પઢીઆર ગુર્જર સભાના સભાસદ હતા, તેઓનું નામ આજ કાલ ગુજરાત ખાતે ઘરગતુ થઇ પડ્યું છે અને તેમનાં અકાળ અવસાનથી ગુર્જર પ્રજાએ એક અમુલ્ય રત્ન ગુમાવ્યું છે. હવે હું રા. વિભાકર ને મર્હુમના થયેલાં અકાળ અવસાન માટેનો દિલગીરીનો ઠરાવ રજુ કરવા માટે જણાવું છું. બાદ રા. વિભાકરે નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

ગુજરાતના અતિ લોકપ્રિય સમાજસેવક તથા સાહિત્યસેવક બંધુ અમૃતલાલ સુંદરજી પઢીઆરના અતિ શોકજનક અને અકાળ અવસાન માટે આ સભા પોતાની ઉંડી દિલગીરી જાહેર કરે છે અને સદ્‌ગતના આત્માને પ્રભુ અચળ શાંતિ આપે એવી પ્રાર્થના કરે છે.

આ સભા ભાઈ પઢીઆરનાં પુજ્ય માતુશ્રી ઉપર આવી પડેલી અસહ્ય આફતને માટે પોતાના શોકની તિવ્ર લાગણીઓ વડે એમને સમભાવપુર્વક આશ્વાસન વચન પાઠવે છે.

ઉપરનો ઠરાવ રજુ કરતાં રા. વિભાકરે જણાવ્યું કે આપણે બહુજ થોડા વખતમાં ગુજરાતનાં ત્રણ રત્નો ગુમાવ્યાં છેઃ (૧) સ્વ. ભોગીંદ્રરાવ દીવેટીઆ, (૨) સ્વ. રણજીતરામભાઇ અને (૩) સ્વ. અમૃતલાલ પઢીઆર.

મર્હુમ બાઈ પઢીઆર ન્યાતે ગીરનારા બ્રાહ્મણ હતા અને જુનાગઢ સ્ટેટમાં આવેલા ચોરવાડ ગામમાં તેઓની જન્મભૂમિ હતી. તેઓનું જીવન એવું તો સાદું, સરલ, નિરાભિમાની હતું કે તેઓને શ્રીયુત્ ગાંધીજીની નાની આકૃતિની ઉપમા આપીએ તો કંઇ અતિશયોક્તિ ગણાય નહિ. તેઓએ તેમની જન્મભૂમિને હાલ નવીન વાતાવરણમાં ફેરવી દીધી છે તેનો ખ્યાલ જેણે ચોરવાડ હાલમાં જોયું હશે તેનેજ આવી શકે તેમ છે. વળી તેઓ એક સાહિત્ય સેવક હતા. સ્ત્રીઓનું સ્વર્ગ, સ્વર્ગની સુંદરીઓ વગેરે પુસ્તકોથી તેઓનું નામ આજ કાલ ગુજરાતમાં ઘેરઘેર જાણીતું છે. જે જે ગૃહસ્થો તેમના સમાગમમાં આવી ગએલા છે તેઓમાનાં રા. મણીશંકર રત્નજી ભટ, રા. ન્હાનાલાલ દલપતરામ કવિ વિગેરે છે, કે જેઓ સાહિત્યમાં શોખીન અને આગળ પડતા છે. ટુંકામાં

આપણામાંનો દરેક માણસ મર્હુમ ભાઈ પઢીઆરના જીવનના આદર્શોને ધ્યાનમાં લઇ સમાજસેવાનાં કાર્યો કરશે એવી આશા સાથે આપની સમક્ષ ઘણી દિલગીરી સાથે રજુ કરેલા ઠરાવને આપ સર્વે સંમત થઇ પસાર કરશો.

ઉપરના ઠરાવને રા. મનસુખરામ માસ્તરે અનુમોદન આપ્યું હતું અને રા. માવજીભાઈ તથા રા. શીવજીભાઇએ ટેકો આપી મર્હુમના સંબંધમાં યોગ્ય વિવેચનો કર્યા હતાં. બાદ પ્રમુખ તરફથી ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. બાદ રા. માવજીભાઇ તરફથી નીચલો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો:—

સદ્દગતભાઇ પઢીઆરનું સ્મારક ગુજરાતમાં કાયમ જળવાઈ રહે તે માટે આ સભા "પઢીઆર સ્મારક ફંડ" ઉઘાડવાનો ઠરાવ કરે છે, અને તે ફંડ એકઠું કરવાને તથા તેની યોગ્ય વ્યવસ્થા કરવા માટે નીચેની કમિટિને વધારવાની સત્તા સાથે નીમે છે:— રા. ઉત્તમલાલ ત્રિવેદી, રા. વિશ્વનાથ પી. વૈદ્ય, રા. નગીનદાસ માસ્તર, રા. માવજીભાઈ, રા. મનસુખરામ માસ્તર, રા. હરસીંહભાઇ દીવેટીઆ, રા. ચંદ્રશંકર પંડયા, રા. નૃસિંહરાવ વિભાકર, રા. કનૈયાલાલ મુનશી, રા. શીવજીભાઈ, રા. પાઠક, રા. સન્મુખરામ, રા. પરશુભાઈ, રા. હાજીમહમદ અલારખીઆ, સૌ. સુરજબ્હેન, સૌ. તારા બ્હેન, રા. મહારાણીશંકર શર્મા અને ડૉકટર ખાંડવાળા.

ઉપરના ઠરાવને યોગ્ય વિવેચનો સાથે અનુમોદનો અપાયા બાદ પ્રમુખ તરફથી ઠરાવ પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

ઉપરનાં "પઢીઆર સ્મારક ફંડ" માં કુલ રૂ. ૭૫૦ ભરાઇ ગયેલા જાહેર કરવામાં આવ્યા હતા અને જેઓને આ ફંડમાં નાણાં ભરવાની ઇચ્છા હોય તેમણે રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, મોરારજી ગોકલદાસને ત્યાં, ટેમેરીન્ડ લેન, કોટ, મુંબઇના શીરનામે પત્રવ્યવહાર કરવાની ભલામણ કરી હતી. બાદ પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

× × × × ×

# ચોરવાડમાં મળેલી જાહેર સભા

અત્રેના વતની અને સ્વર્ગનાં પુસ્તકોના જાણીતા લેખક વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆરના મુંબઈમાં કોલેરાથી તા. ૧૮ મી જુલાઇને રોજ સ્વર્ગવાસ થવાના માઠા સમાચાર ગામમાં તારથી તા. ૧૯ મીને રોજ મળતાં ભારે દિલગીરી ફેલાઇ હતી; અને તેમના માનમાં તુરત જ સઘળી દુકાનો, કારખાનાંઓ વિગેરે બંધ કરવામાં આવ્યાં હતાં.

સાંજે પાંચ વાગે અત્રેની અંગ્રેજી નિશાળમાં દિલગીરીનો ઠરાવ પસાર કરવા માટે સભા ભરવામાં આવી હતી; તેમાં હિંદુ તથા મુસલમાન વિગેરે સર્વે ભાઇઓએ હાજરી આપી હતી. સભા મળવાનું કારણ શેઠ શામળદાસ હરચંદે રા. પઢિયારના ગુણનું વર્ણન કરતાં કહી બતાવ્યું હતું અને ઉમેર્યું હતું કે આજે આપણા ગામનો એક નરરત્ન ગુમ થયેલ છે. આપણું ગામ તેમના વડે બહુ પ્રસિદ્ધિમાં આવેલું છે, માટે આપણે સૌએ મરનારના આત્માને શાન્તિ મળે તેવી પ્રાર્થના કરવી જોઇએ.

એ પછી રા. ચત્રભુજ કપુરચંદે રા. જમનાદાસ દામોદરને પ્રમુખસ્થાન લેવા દરખાસ્ત મેલી હતી, તેને રા. પાનાચંદ માણેકચંદ તરફથી અનમોદન આપવામાં આવ્યું હતું.

પ્રમુખસાહેબે પોતાની જગ્યા લીધા પછી માંગરોળવાસી શેઠ પ્રેમજી નેમચંદે અમૃતલાલભાઇના ગુણનું તથા તેમની રહેણીકરણીનું થોડું બ્યાન આપી દિલગીરીનો ઠરાવ મુકયો હતો; અને તે ઠરાવને બધી સભાએ ઉભા થઈ ગંભીરતાથી પસાર કર્યો હતો. આ ઠરાવની એક નકલ તેમના કુટુંબને મોકલવા માટે પ્રમુખ સાહેબને ભલામણ કરવામાં આવી હતી.

આ પછી રા. જીવણલાલ કરસનજી ઠાકરે જણાવ્યું હતું કે, અમૃતલાલભાઇ તરફથી આપણા ગામને ઘણા ઘણા લાભો મળેલા છે; તે માટે હું આ સભાને વિનતિ કરૂં છું કે તેમની યાદગીરી કાયમ રાખવા માટે આપણે એક ફંડ એકઠું કરવું અને તેને માટે એક

કમિટિ નીમવી. આ ફંડનો ઉપયોગ એ કમિટિને જેમ યોગ્ય લાગે તેમ કરી શકે. આ દરખાસ્તને માંગરોળવાળા શેઠ પ્રેમજી નેમચંદ તરફથી ટેકો મળ્યો હતો અને કમિટિના મેમ્બરો તરીકે નીચેનાં નામો સુચવવામાં આવ્યાં હતાં; અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યાં હતાં.

શેઠ દામોદર માધવજી, શેઠ શામળદાસ હરચંદ, શેઠ ભાઇલાલ ધરમશી, રા. ગુલાબરાય અમૃતલાલ પઢીયાર, શેઠ જમનાદાસ દામોદર, શાહ તુલસીદાસ માધવદાસ અને પોષ્ટ માસ્તર પોપટલાલ કલ્યાણજી. આ સાત ગૃહસ્થોની કમિટિમાંથી શેઠ શામળદાસ હરચંદને ટ્રેઝરર તરીકે મુકરર કરવામાં આવ્યા હતા અને શાહ તુલસીદાસ માધવદાસ તથા પોષ્ટ માસ્તર પોપટલાલ કલ્યાણજીને સેક્રેટરીઓ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. આ પછી ફંડ શરૂ થતાં એજ વખતે રૂા. ૪૨૮ ભરાયા હતા.

બાદ પ્રમુખે લંબાણુથી વિવેચન કરી સ્વ. પઢીયારની સેવાઓની સ્તુતિ કરી હતી. છેવટે પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

સ્વ. પઢીયારના સ્મારક ફંડ માટે ઉપલી ત્રણ જાહેર સભાઓ ઉપરાંત મુંબઇમાં ચોરવાડના વતનીઓની એક જાહેર સભા તા. ૨૦–૭–૧૯ રવિવારના રોજ રાત્રે ભૂલેશ્વર ઉપર આવેલા શ્રી લક્ષ્મી-નારાયણના નવા મંદિરમાં શેઠ કપુરચંદ મોહનજીના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં સ્વ. પઢીયારના સ્વર્ગવાસ બદલ શોક પ્રદર્શિત કરી તેમનું સ્મારક રાખવાના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. આ સભામાં કેટલું ફંડ થયું હતું અને તેને માટે કોણ કોણ નીમાયા છે તેની લેખકને માહિતિ ન હોવાથી તે વિગત અત્રે આપવામાં આવેલ નથી.

આ પ્રમાણે સ્વ. પઢીયાર માટે તેમના સ્મારક અર્થે જુદે જુદે ચાર ઠેકાણેથી ફંડો એકઠા કરવામાં આવેલ છે તે જાણી આપણે સૌ રાજી થઈએ એ દેખીતું છે. ચાર ફંડોમાંના મહાત્મા ગાંધીજીના પ્રમુખપણાવાળા ફંડની રકમનો નિકાલ તો તેમની યોજના પ્રમાણે થઈ જશે. ચોરવાડમાં સ્વ. પઢીયારનું સ્મારક જાળવી રાખવા માટે આ

પૈસામાંથી 'પઢીયાર આશ્રમ' બંધાશે અને તેને માટે જગ્યા લેવાની તજવીજ પણ ચાલે છે. આપણે સૌ આશા રાખીશું કે ચોરવાડના ભાઇઓ આ કામ જલદીથી પાર ઉતારશે. બીજા બે ફંડો–કે જેમાંનું એક ચોરવાડ તલમાં ભેગું થયું છે અને બીજું ચોરવાડના વતનીઓનું મુંબઇમાં ભેગું થયું છે–નો ઉપયોગ પણ 'પઢીયાર આશ્રમ'માં થાય તો સારૂં એમ આપણે ઇચ્છીએ તો તે ખોટું નથી.

'પઢીયાર આશ્રમ'ની યોજના પદ્ધતિસર વિશાળ પાયા ઉપર ગોઠવવામાં આવે અને તેની વ્યવસ્થા જો કોઈ એક ભાઇ ઉપાડી લેય તો તેથી દેશને ધાર્મિક, સામાજીક, ઔદ્યોગિક, કેળવણી વિગેરે બાબતોમાં ઘણો લાભ થાય. આપણે ઇચ્છીશું કે ભવિષ્યમાં 'પઢીયાર આશ્રમ' કાઠીઆવાડની સારી સેવા બજાવશે.

---

# પરિશિષ્ટ—૫

## સ્વ. પઢીયાર વિષે વર્તમાનપત્રો અને માસિકોમાં આવેલી ઉપયોગી નોંધો.

૧

ચોરવાડના વતની અને જાણીતા ગુજરાતી લેખક સ્વર્ગવાસી વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારનાં શોકજનક અવસાન માટે પોતાનો ખેદ દર્શાવવા તથા મર્હુમના લાયકનું એક સ્મારક ઉભું કરવાને લગતો ઠરાવ કરવા મુંબઇની 'ગુર્જરસભા'ના આશ્રય હેઠળ અને ગુજરાતના જાણીતા સાક્ષર રા. ઉત્તમરામ કે૦ ત્રિવેદીનાં અધ્યક્ષસ્થાન નીચે અત્રે જે જાહેર સભા મળી હતી, તે સદ્ગત પ્રત્યે પ્રજાની ઉંડી લાગણી અને ઉદાર ભાવનો એક અચ્છો પુરાવો આપેછે. તે સભામાં તથા મર્હુમનાં માનમાં તેમની જન્મભૂમિ ચોરવાડ ખાતે મળેલી સભામાં જે ભાષણો થયાં હતાં તે ઉપરથી જણાય છે કે મી. પઢીયારનાં અણચીંતવ્યાં થયેલા અવસાનથી સામાન્ય રીતે દેશને અને ખાસ કરી ગુજરાતને અને ચોરવાડને ખોટજ ગઇ છે. ગુજરાતે મેસર્સ ભોગીન્દ્રરાવ દીવેટીઆ, રણજીતરામ વાવાભાઈ અને અમૃતલાલ પઢીયાર જેવા ત્રણ વિદ્વાન લેખકો ઉપરાઉપરી ગુમાવ્યા છે; અને તેઓ દરેકના સંબંધમાં એમ કહી શકાશે કે તેઓ ખરા વિદ્યાવિલાસી, સાહિત્યપ્રેમી અને નિખાલસ સમાજસેવક હતા. મર્હુમ મી૦ પઢીયારને વિદ્યા પ્રાપ્ત કરવાનો અને કંઇક પણ નવિન જાણવાનો ઘણો શોખ હતો; પણ તે શોખ પુરો પાડવાને લગતાં તેમનાં સંકુચીત સાધનો અને સંજોગોને લીધે તે જોઇએ તેટલે અંશે પાર પડી શકયો ન હતો. શ્રી અને સરસ્વતીને મેળ હોતો નથી એવી એક સાધારણ ઉક્તિ છે, અને તે જેમ દુનિયાના ઘણાખરા કવિયો, શોધકો અને વિદ્વાનોના સંબંધમાં ખરી પડેલી જોવામાં આવી છે તેમ મર્હુમ મી૦ પઢીયારના સંબંધમાં પણ ખરી પડેલી કહી શકાશે. નાનપણમાં માબાપ ગુમાવી દેવાથી અને કુટુંબના વડીલ તરીકે સર્વભાર પોતાને માથે હોવા છતાં ક્યાંથી પૈસો મેળવવો તે તેમને મન એક સવાલ હતો. કાંઈ પણ કમાણી કરી આવવાની જ્યારે તેમની માથે ફરજ આવી પડી ત્યારે સર્વેનું પુરૂં કરનાર માનવામાં આવતી આ નગરીમાં

ક્યાંક નોકરી શોધવાનું તેમને દબાણ થયું અને કોઈકની ભલામણથી તેમને નોકરી મળી; પણ થોડા જ વખતમાં તે છોડી દઈ સ્વતંત્રપણે જે કાંઈ મળે તે ઉપર ગુજરાન કરવાનો તેમણે ઠરાવ કર્યો. યજમાન વૃત્તિ ઉપર તેમને નાનપણથીજ અણગમો હોવાથી તે ફરીને શરૂ નહિ કરતાં વૈદક શીખીને તથા લેખો અને ગ્રંથો લખીને પોતાનો નિર્વાહ કરવા તેમણે ઠરાવ કર્યો. તે પછી તેઓ મૅસ્મેરીઝમ, યાને 'પ્રાણવિનિમય શાસ્ત્ર' અને 'મસ્તિષ્કવિદ્યા' મહા મેહેનતે શીખ્યા. બાદ તેમણે ગ્રંથો લખવાનો નિશ્ચય કીધો. તેમાં પૈસાની મોટી જરૂર જણાઇ, પણ મર્હુમ મી. દામોદર લક્ષ્મીદાસ ખીમજીની આર્થિક સહાયથી તેમનો "સંસારમાં સ્વર્ગ" નો પ્રથમ કિંમતી વિચારો સાથેનો ગ્રંથ બાહર પડ્યો; પણ તેનાં વેચાણમાંથી જે કાંઈ ઉપજે તેમાંથી ફક્ત પોતાના ખરચ પુરતું જ લઈ બાકીની રકમનો કરજ ફેડવામાં તેઓ ઉપયોગ કરતા હતા. નવિન જાણવાને ખાતર તેઓ ઉત્તરે બદ્રીનાથથી તે દક્ષિણે રામેશ્વર સુધી અને પશ્ચિમમાં સિંધથી તે છેક બ્રહ્મદેશ સુધી કોઈ પણ સ્થળે અનેક કષ્ટો વેઠીને પણ જવાને ચુકતા નહિ. તેઓ વિલાયત જઈ ત્યાંનો અનુભવ પણ લેવા ચાહતા હતા, પણ પોતે અંગ્રેજી નહિ જાણતા હોવાથી તથા ત્યાં જવાનો ખરચ ઘણો લાગતો હોવાથી ત્યાં જવાની તેમની આશા પાર પડી ન હતી. પણ તેમ છતાં અનુવાદો ઉપરથી, વિદ્વાનોને પુછીને, તથા પોતાની ઉત્તમ તર્કશક્તિથી તેમણે ઘણુંએ જાણ્યું અને મેળવ્યું હતું અને તે સર્વ તેમણે પોતાના ગ્રંથોદ્વારા બહાર પાડ્યું છે. તેમનો સાહિત્ય પ્રેમ તેમના ગ્રંથોમાં ઝળકી રહ્યો છે. વિદ્વાનો જ નહિ પણ સ્ત્રીઓ, બાળકો, ખેડુતો, અને અસંજો પણ વાંચે અને સમજે એવું તેઓ ચાહતા હતા અને તેથી બને તેટલી સાદી ભાષામાં તેઓ પોતાના વિચારો જાહેર કરતા હતા. એક વેળાએ તેમને એવું કહેવામાં આવ્યું હતું કે લોકોમાં કેળવણી વધતાં અને તેઓ પ્રૌઢ ભાષાનો ઉપયોગ કરતાં પચીસ વર્ષ બાદ તેમના ગ્રંથોને કોઇ પણ જોશે નહિ. તેના જવાબમાં તેમણે સ્પષ્ટ કહ્યું હતું કે, 'મારાં પુસ્તકો ઘરેઘરે સ્ત્રીઓ અને બાળકો તથા ખેડુતો અને પછાત વર્ગો અત્યારે વાંચે અને તેમાંથી લાભ મેળવે તે જોવા હું ચાહું છું.' આથી વેદાંત અને ગીતાના ઉંડા અભ્યાસી છતાં પણ પોતાના જે સહેલી શૈલી હતી તેને જ તેમણે છેવટ સુધી જાળવી

રાખી હતી. તેઓ અત્યંત દયાળુ હતા અને તેમના ખીસામાં દોઢીયું પણ હોય ત્યાં સુધી તેમની પાસે હાથ લાંબો કરનારને અથવા ન કરનારા નિરાધારને પણ "પ્રભુ દયા કર" એ ઉચ્ચારની સાથે તેઓ આપતા હતા. તેમનું મુંબઇનું અથવા ચોરવાડનું ઘર પણ અતિથીઓ માટે સદા ખુલ્લું હતું અને તેમનાં ઘેરે અન્ન રાંધેલું હોય ત્યાં સુધી કોઈ પણ ભિક્ષુક ભુખ્યો પાછો ફરતો ન હતો. સ્ત્રીઓ, બાળકો, અત્યંજો, ખેડુતોઓ અને ગામડીઆઓ માટે તેમને ખાસ લાગણી હતી અને તેમના ઉદ્ધાર માટે શાળાઓ, હૉસ્પીટલો, અખ્તરાનાં ખેતરો વગેરે ના સંબંધમાં લખાણો અને ભાષણોવડે તેઓ ભલામણ કરતા હતા. વળી પોતે જે જાણતા હોય તેનો લાભ તેમની પાસે જાણવા આવનારને તેઓ કંઇપણ બદલાની આશા રાખ્યા વિના આપતા હતા. કોઈ બિમાર પડતાં તેમને ત્યાંથી દવા મફતજ મળ્યા કરતી હતી અને ઘણાઓને ત્યાં પોતે જાતે જઇ રોગનિદાન કરી દેશી ઔષધો લખી આપતા હતા. છેલ્લી "ઇન્ફ્લુઍન્ઝા"ની મહામારી વેળાએ તેમની બનાવટની સેંકડો અને હજારો ગોળીઓ તેમણે જાતે ગામડાંઓમાં ઘરેઘર વહેંચી હતી. આ પ્રમાણે તેઓએ પોતાની શક્તિ અનુસાર પ્રજાની આધિ અને વ્યાધિ ટાળવા માટેના પ્રયત્નો મરણ પર્યંત જારી રાખ્યા હતા. ધર્મની બાબતમાં તેઓ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખનાર અને નીતિ અને પ્રમાણિકતાના સંબંધમાં બહુ ઉંચા ખ્યાલો ધરાવતા હતા. ઢોંગીપણા તરફ તેમને ખાસ અણગમો હતો. આવા એક સાચા અને નિખાલસ સમાજસેવકનાં અવસાનથી ગુજરાતને અને ખાસ કરીને ચોરવાડ કે જ્યાં તેમણે અનેક પરોપકારી ખાતાંઓ ઉભાં કરાવ્યાં છે તેને મોટી ખોટ ગઈ છે. વસુધાને પોતાનું કુટુંબ ગણનારા આ કર્મ-યોગીનું સ્મારક ઉભું થાય એ ઇચ્છવા યોગ્ય લેખાશે. આપણે ઇચ્છીશું કે મર્હુમનું સ્મારક ઉભું કરવા ચોરવાડ તથા મુંબઇમાં નિમાયલી કમિટિઓ સાથે મળીને કામ લઇ મર્હુમનું એવું એક સારૂં સ્મારક ઉભું કરે કે જે મર્હુમની સમાજોન્નતિની અભિલાષાઓ તૃપ્ત કરનારૂં અને ભાવિ પ્રજાને મર્હુમનું સ્મરણ કરાવનારૂં થઇ પડે. મુંબઈ, ગુજરાત અને કાઠીઆવાડના શ્રીમંતો અને સામાન્ય પ્રજાએ મર્હુમનાં સ્મારક ફંડને પોતાથી બનતું ઉત્તેજન આપી તેઓ પ્રત્યેનું ઋણ અદા કરવામાં પોતાનો યોગ્ય હિસ્સો આપવો જોઇએ છે.

( **મુંબાઇ સમાચાર**–તા. ૧૦, આગષ્ટ, ૧૯૧૯ )

૨

સંસારમાં સ્વર્ગના સંદેશા પાઠવનાર સાચા સુધારક સદ્દગત અમૃતલાલ સુંદરજી પઢીઆર સ્વર્ગે સિધાવ્યા છે તેથી સંસારમાં ગુજરાતના સકલ જનસમુહને જે વિયોગ થયો છે તે અત્યંત સાલે છે. ગયા રવિવારે મ. ગાંધીજીના પ્રમુખપદે એક જાહેર સભા મોરારજી ગોકુલદાસ હૅાલમાં મળી હતી, જેમાં સદ્દગતનું સ્મારક રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. જો કે તેમના અકાળ મૃત્યુથી સર્વને વિયોગને લીધે ખેદ થાય તે સ્વાભાવિક છે; છતાં એક વકતાએ તે સભામાં જણાવ્યું તેમ ખરેખર ખેદ તો આપણે જેઓ લાંબું જીવે છે તો પણ કાંઇ કરી જતા નથી તેઓ માટે કરવો પડે છે. સદ્દગતે તો ટુંક સમયમાં ગુજરાતની અનેકધા જનસેવા કરી છે. ગુજરાતનાં સમાજમાં ધર્મ્ય જીવન અર્થે તેમણે નુતન રીતે અવનવો બોધ આપ્યો છે અને સંસારમાં સ્ત્રીની પદવીનું ભાન સ્ત્રી વર્ગને જુદા જુદા પ્રકારે કરાવ્યું છે. એક બ્હેને સભામાં વાસ્તવિક રીતે જણાવ્યું હતું કે, "સ્ત્રીઓના મનની છુપી છુપી વાતો જાણી લઈ–સ્ત્રી હૃદય સમજી—સ્વ. પઢીઆરે સ્ત્રીઓનું જીવન ઉન્નત કેવા પ્રકારે થાય તે માટે ખાસ પ્રયત્નો કર્યા હતા, અને ઘોડાગાડીમાં ફરનારા લોકોને શ્રીમંતતાની સાર્થકતા ક્યારે થાય તે સમજાવવા ભગીરથ શ્રમ લીધો હતો." આ વર્ગને માટે તો સ્વર્ગસ્થની ખોટ નહિ પુરાય તેવી છે. સદ્દગત પઢીઆરનું જીવન અમૃતમય હતું. તેમના સુંદર સ્વભાવની મોહાશ ન્યારીજ હતી. ચોરવાડના આ વતની ત્યાંના પ્રખ્યાત પાનની માફક ગુર્જરોના હૃદયમુખનું પાન થઇ પડયા હતા. તેમનું સકળ જીવન સાધુવૃત્તિપૂર્ણ હોઇ અત્યંત સાદું અને સરલ હતું. તેઓશ્રી પ્રભુના સદા ઉપવાસી—સમીપવાસી–હતા અને શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જે જાગરણની મહત્તા **'या निशा सर्व भूतानां तस्याम् जागर्ति संयमी'** ઇત્યાદિ શ્લોકદ્વારા શ્રી કૃષ્ણ ભગવાને વર્ણવી છે તે અનુસાર મનસા, વાચા અને કર્મણા તેઓ સર્વદા જાગૃત રહેતા એટલે કે મલિન ભાવના માત્રનો તેમની પાસે સંચાર થઇ શકતો નહિ. તેઓશ્રી વાસના માત્રથી મુકત હતા. લોકેષ્ણા તો તેમને હતીજ નહિ. તેઓ સાચના સીપાહી હોઇ સાચા સુધારક હતા. આવા આ શુદ્ધ સાધુચરિત જીવનનું સ્મારક ગુજરાત ના જાળવે તો પછી ગુજરાત સાધુ જીવનની વિભુતિથી વિમુખજ રહેશે. અમારી આશા છે કે આ પઢીઆર

સ્મારક ફંડની યોજના સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીના સ્મારક પ્રમાણેસુર્ઈ જશે નહિ તેમ સ્વ. રણજીતરામ મહેતાના સ્મારક પ્રમાણે કાગળ ઉપર રહેશે નહિ. તેમ થશે તો સ્વ.ના સ્મારકને બદલે તેની કમિટિઓનું સ્મારક થઇ જવાની ભિતિ રહેશે. ગરવી ગુજરાત તેના સાચા સુધારકો તથા સાધુચરિત પુરૂષોની વિભુતિઓનો સંગ્રહ કરશે તોજ ગુર્જરો તેમની પુણ્ય પવિત્ર વિભુતિની રાખ ચોળી રાષ્ટ્રોન્નતિનો મંત્ર જપી અલખ જગવશે અને સંસારમાં મુક્ત બનશે.

( **હિંદુસ્તાન**-તા. ૧૦, આગષ્ટ, ૧૯૧૯ )

૩

ગુર્જરભાષાના એક સાચા અને સાદા સેવક રા. અમૃતલાલ સુંદરજી પઢિયાર મુંબઈમાં દુષ્ટ કોલેરાની બિમારીથી મરણ પામ્યાના સમાચાર તેમના મિત્રો અને ગુજરાતના સાહિત્યસેવકોના મંડળમાં ખેદ ઉપજાવનારા થઇ પડશે. તેમણે પોતાની લેખિની અને વાણીદ્વારા ગુજરાતીઓની સારી સેવા બજાવી છે. તેઓ એક નિઃસ્પૃહી અને અત્યંત સાદા સજ્જન હતા. ગુજરાતીઓનાં જીવન નિર્મળ અને પ્રભુભક્તિભર્યાં બનાવવા માટે તેમણે સ્વર્ગનો માર્ગ દેખાડનારાં પુસ્તકોની હારમાળા રચીને પ્રકટ કરી છે અને તે આખા ગુજરાતમાં ઘેરઘેર લોકપ્રિય થઇ પડેલી છે. ઘણાક તેમને મજાકમાં 'સ્વર્ગના ઇજારદાર' કહેતા. તેમના ખાસ લોકપ્રિય પુસ્તકો સ્વર્ગની સીડી, સ્ત્રીઓનું સ્વર્ગ, સંસારમાં સ્વર્ગ ઇત્યાદિ છે. આ ઉપરાંત તેઓ વારંવાર "સુંદરી સુબોધ" અને બીજાં કેટલાંક માસિકો તથા વર્તમાનપત્રોના દીપોત્સવીના અંકોમાં વૈદક અને સ્ત્રીઓની શારીરિક તંદુરસ્તી ઉપર સાદી અને સચોટ ભાષામાં મનનીય લેખો લખતા હતા. તેઓ કીર્તિના ભૂખ્યા નહતા, મોટાઇ અને માનના ભૂખ્યા નહતા. તેમના જીવનકાલમાં લેશ પણ ધાંધલ વિનાની સાહિત્યસેવા તેમણે બજાવી છે. તેમને વખાણનારાઓ આ તેમનો સ્વભાવ જાણતા અને ઘણાક તેમને અંતઃકરણથી ચાહતા હતા. સેવાવૃત્તિમાં તેમણે પોતાનું જીવન વીતાવ્યું હતું. આવા એક સાહિત્યોપાસકની ગુજરાતને મોટી ખોટ પડશે, એ નિઃશંક છે. એમના આત્માને પરમાત્મા ચિરકાલ શાન્તિ આપો એજ અમે ઇચ્છીએ છીએ.

( **ગુજરાતી પંચ**-તા. ૨૭, જુલાઇ, સને ૧૯૧૯)

૪

રા. અમૃતલાલ પઢીયારનું નામ ગુજરાતનાં હિંદુ કુટુંબોમાં ઘેર ઘેર જાણીતું છે. સ્વર્ગને સંસારમાં ઉતારવાના તેમના પ્રયત્નો સરલ ભાષામાં, સંસ્કારી વિચારો રજુ કરવાની તેમની ખુબી અને જુના તથા નવા વિચારોના ઉત્કૃષ્ટ ભાગનો એક સાથે યોગ કરવાની તેમની રીતિ ગુજરાતમાં બહુજ આદરને પાત્ર નિવડી હતી. કાસ્મીર, કલકત્તા, રંગુન આદિની મુસાફરી કરી લાંબે વખતે થોડા દિવસ થયાં તેઓ મુંબઇ આવ્યા હતા. અત્રે આવ્યા પછી શ્રીયુત મનુ સુબેદારને બંગલે તેઓ રહેતા હતા. ત્યાં ગયા બુધવારે તેમને કૉલેરા લાગુ પડયો અને ગુરૂવારે સાંજે રોગે એવું ભયંકર સ્વરૂપ લીધું કે ડૉ. દલાલ અને ડૉ. રાવ જેવાની ઉંચામાં ઉંચી સારવાર છતાં શુક્રવારે સવારમાં તેમનો દેહાંત થયો. તેમના વિચારો એવા ઉન્નત હતા અને સ્વભાવે તેઓ એવા તો સરલ હતા કે અનેક ધનિક પુરૂષો તેમને પોતાની સાથે રાખવાનું પસંદ કરતા. ગુર્જર-મૈયાની સેવા કરવાની અને ગુજરાતી સાહિત્યમાં સંગીન વધારો કરવાની તેમની અભિલાષા એટલી તો પ્રબળ હતી કે તેમણે તે માટે જીવન પર્યંત લગ્ન કર્યું નહોતું અને **देशाटनं पंडित मित्रताम्** એ સુત્રનો ઉપયોગ કરી ઉત્તમ સ્થળો તથા ઉત્તમ પુરૂષોની મુલાકાત લેવી, સ્વાધ્યાય કરી અને તેમાંથી કંઇક મેળવવું એજ તેમનો જીવનોદ્દેશ હતો. તેમનો કોઈજ શત્રુ નહોતો એમ કહીએ તો ચાલે. અને સર્વ સ્થળેથી સારૂં ગ્રહણ કરવામાં તેઓ મશગુલ રહેતા. આવા એક ગુર્જર રત્નનો અકાળે અને અચીંતો દેહાંત થતો જાણી તેમને જાણનાર દરેક ગુજરાતી, દક્ષિણી ભાઇ દુઃખી થશે. તેઓએ આર્યસમાજના ઉત્સવો તથા સંમેલનોમાં ઘણી વખત ભાગ લઇ આર્યસમાજનાં દેશસેવાનાં કાર્યોની પ્રશંશા કરી છે. થોડાજ દિવસ પર સાંતાક્રુઝ ખાતે શેઠ પુરૂષોત્તમદાસના પુત્રનો કૉલેરાથી દેહાંત થતાં વૈદિક વિધિથી અન્ત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવ્યો હતો તે જોતાંજ તેમણે હાજર રહેલા પોતાના મિત્રોને એવીજ રીતે અન્ત્યેષ્ટિ સંસ્કાર થવો જોઇએ એમ જણાવ્યું હતું. દુર્ભાગ્યે તે પછી તેઓ બે ત્રણ દિવસોમાંજ મૃત્યુ પામ્યા. આ વખતે હાજર રહેલા તેમના એક જ્ઞાતિબન્ધુ અને મિત્ર રા. લાભશંકરે તેમના આ વિચારો જાણેલા તેથી તેમનો

અન્ત્યેષ્ટિ સંસ્કાર પણ વૈદિક વિધિથી કરાવવાનો નિશ્ચય કર્યો. તેમણે તેમનું મૃત્યુ થતાં તરતજ અમને આવી સંસ્કાર માટે પોતાની ઇચ્છા જણાવી, એ ઉપરથી સમાજના પંડિતશ્રી યોગેન્દ્રદેવ તથા શ્રીયુત પરધુભાઇ સંસ્કાર માટેના સાહિત્ય સાથે ત્યાં ગયા અને એ રીતે ધૃત, ચંદન, હવનસામગ્રી, કપુર વિગેરે મળી એક મણ સામગ્રી સાથે તેમનો અન્ત્યેષ્ટિ સંસ્કાર કરાવવામાં આવ્યો. સ્વ. રણજીતરામ, સ્વ. દીવેટીયા આદિની મૃત્યુનોંધની શાહી હજુ ભૂંસાઇ નથી તેટલામાં રા. પઢીયારના મૃત્યુની ખોટથી ગુજરાતના દુઃખમાં ઓર ઉમેરો થાય છે; પ્રભુ મરનારના આત્માને શાન્તિ આપો.

(**આર્યપ્રકાશ**—તા. ૨૭, જુલાઈ, ૧૯૧૯)

૫

"રા. અમૃતલાલ સુન્દરજી પઢીઆર એ ચાર દિવસોનો મંદવાડ ભોગવી સ્વર્ગસ્થ થયા. એ પુરુષના અવસાનથી ગૂજરાતના સાધુતાના સાહિત્યને એક ખોટ પડી છે, એટલું જ નહિ પણ એમના જેવા જીવનની પણ અત્યારે અછત જણાશે. ખરા હૃદયનો "સ્વર્ગ" નો આદેશ પુસ્તકોથી, ભાષણોથી અને પ્રત્યક્ષ જીવનચર્યાથી ગૂજરાતમાં ફેલાવવાનો એમનો પ્રયાસ હતો, અને એ પ્રયાસે અવિદિત રીતે ઘણું જ કામ કર્યું હશે એમ માની શકાય છે. એ સાધુ આત્મા પ્રભુ સમીપ સુખમાં રહો એમ અમે ઇચ્છીએ છીએ."

( **વસંત**—વૈશાખ, ૧૯૭૫)

૬

"સ્વર્ગ વિષેના બોધક પુસ્તકો લખનાર વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢીયારના શોકજનક અવસાનની નોંધ લેતાં અમને દિલગીરી થાય છે, ઇશ્વર તેમના આત્માને શાન્તિ આપો."

( **સાહિત્ય**—આગષ્ટ, ૧૯૧૯)

**વિદ્યાર્થીઓ તથા નવિન વાચનજીજ્ઞાસુઓને માટે**

**ખાસ ઉપયોગી પુસ્તક**

# વાચન

**( અનુવાદકઃ—જીવણલાલ કરસનજી ઠાકર )**

આ પુસ્તકની અંદર જ્ઞાનની મહત્તા, જ્ઞાન મેળવવાનાં પાંચ સાધનો, ગ્રંથ મહિમા, વાચનની અભિરૂચિ, કેવી રીતે વાચવું, પ્રસિદ્ધ ગ્રંથકારો અને તેમનું વાચન, કેટલાંક ઉપયોગી ગુજરાતી પુસ્તકોની યાદી વિગેરે પ્રકરણો ઘણી અચ્છી રીતે સાદી અને સ્હેલી ભાષામાં ગુંથવામાં આવેલ છે. આ પુસ્તક વિદ્યાર્થીઓને માટે તથા વાચનના જીજ્ઞાસુઓને માટે ખાસ ઉપયોગી હોઈ દરેક કુટુંબ અને લાઇબ્રેરીમાં રાખવા લાયક છે.

**શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી 'મૉડર્ન રિવ્યુ'**ના એપ્રીલ ૧૯૨૨ ના અંકમાં આ પુસ્તક માટે લખે છે કેઃ—" આ પુસ્તક જોકે મરાઠી પુસ્તકનો અનુવાદ છે છતાં તેમાં અનુવાદ જેવું નથી લાગતું. વાચનને માટે તે ખરેખર મદદરૂપ છે. શું વાચવું, કેમ વાચવું તે આ પુસ્તક આપણને સમજાવે છે. આ નાનું પુસ્તક અમને ઘણું પસંદ પડયું છે. "

**બુદ્ધિપ્રકાશના તંત્રીજી** તેમના માસિકના મે ૧૯૨૨ ના અંકમાં લખે છે કેઃ—" સાહિત્યની પ્રવેશિકા તરીકે આ લેખ ઉપયોગી છે. તેના વાચનથી સાહિત્ય એટલે શું, સાહિત્યમાં શું શું વાચવું, કેવી રીતે વાચવું, સાહિત્યના વિધ વિધ અંગો, જ્ઞાનનો મહિમા વગેરે વિષયોપર કેટલીક જાણવા જેવી માહિતિ મળી આવે છે; અને વિદ્યાર્થીવર્ગે તો તે લેખ અવશ્ય વાચવા જેવો છે. "

આ સિવાય **સાહિત્ય, સમાજ જીવન** તથા **સાંજ-વર્તમાન, મુંબાઇ સમાચાર** ઈત્યાદિમાં આને માટે સારા અભિપ્રાય આવ્યા છે. પાકું બોર્ડ પટીનું પૂઠું અને પૃષ્ઠ ૧૦૮ છતાં કિંમત ફક્ત ૦–૧૦–૦ પોષ્ટ જુદું.

લખોઃ—**જીવનલાલ અમરશી મહેતા બુકસેલર**
પીરમજશારોડ,—**અમદાવાદ.**

# વિચાર રત્નો

"મેં જે ભોગવ્યું તે હું કમાયો, જે બચાવ્યું તે મેં ખોયું અને મેં જે દાન કર્યું તે મારી પાસે છે."

* * * *

"સ્વર્ગ એટલે મહાત્માઓ કબુલ રાખે તેવું ઉંચામાં ઉંચી જાતનું સુખ, સ્વર્ગ એટલે અંતરાત્માને તૃપ્તિ થાય તેવી સ્થિતિમા રહેવું તે અને સ્વર્ગ એટલે પ્રભુમય જીવન તથા પ્રભુ પોતે."

* * * *

"પ્રેમ એ સ્વર્ગનું રત્ન છે; જ્ઞાન સ્વર્ગનું રત્ન છે; કર્તવ્ય એ સ્વર્ગનું રત્ન છે; ભ્રાતૃભાવ એ સ્વર્ગનું રત્ન છે; વખત એ સ્વર્ગનું રત્ન છે; સ્વસુધારણા એ સ્વર્ગનું રત્ન છે; સત્યધર્મ એ સ્વર્ગનું રત્ન છે અને મહાત્માઓના જીવનમાં જીવતાં શીખવું એ સ્વર્ગનું રત્ન છે."

* * * *

"શુભેચ્છા રાખવી, સારી વર્તણૂક રાખવી, ઉચ્ચ હેતુઓથી કામ કરવું અને પોતાના બંધુઓની તથા દેશની સેવામાં રોકાયલા રહેવું એ સ્વર્ગની સીડીનું સ્હેલામાં સ્હેલું, પહેલામાં પહેલું અને છેલ્લામાં છેલ્લું પગથીયું છે."

સ્વ. પઢીયાર

———